# યુરોપની ભીતરમાં



પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ

# યુરોપની ભીતરમાં

(મૂ. લે. જૉન ગન્થર)

જે ગ્રંથનું વીસ જેટલી ભાષાઓમાં ભાષાંતર થયું છે, જેની યુરોપ અમેરિકામાં લાખો નકલો જોતજોતામાં ખપી ગઈ છે, જે પરદેશી ગ્રંથની હિંદમાં પણ દસ હજાર નકલો વેચાઈ ગઈ છે, જેની ત્રણ ડઝન જેટલી તો ત્રણ વરસમાં આવૃત્તિઓ થઈ ગઈ છે, જેમાં અનોખી ઘાટીએ યુરોપીય રાજપુરુષો ને સરમુખત્યારોનાં ચમકતાં ને વેધક માહિતી આપતાં રેખાચિત્રો દોરવામાં આવ્યાં છે, ને જેમનાં દુર્લભ ચિત્રો આર્ટ પેપર ઉપર પ્રગટ કરવામાં આવ્યાં છે, જે યુરોપીય રાજકારણના વિષયને નવલકથાના વાચન સમો હળવો ને રોમાંચ ભરપૂર રીતે આલેખે છે એનું એવું જ મર્મગ્રાહી ગુજરાતી રૂપાન્તર.

યુરોપના સૂત્રધારોને સમજવા, ને બને તેટલી તટસ્થ ને જનહિતાર્થી દૃષ્ટિના મૂલે એમને માપવા એ આજે પ્રત્યેક સમજદાર ઇન્સાનની ફરજ છે. તો જ યુરોપીય શક્તિપૂજાના સંહારક પડછાયામાંથી ભારતવર્ષને બચાવી શકાય એમ છે. માનવી મેંઢું કે વરૂ થવાની ના પાડે તો જ એ ભૂતહિતાર્થી રાજવ્યવસ્થા સ્થાપી શકે. યુરોપમાં માનવી બન્ને બની બેઠાં છે.

આજે ઇતિહાસની કટોકટીના અતિ વસમા કાળે આ પુસ્તકમાંથી એક ધ્વનિ પ્રગટ થતો

જોન ગન્થર કૃત Inside Europeનું રૂપાન્તર

# યુરોપની ભીતરમાં

પ્રયોજક

ચંદ્રભાઈ ભટ્ટ

પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

સં. ૧૯૯૫ અમદાવાદ કિં. ૨-૦-૦

# પ્રકાશકનું નિવેદન

રાજકારણ અને ખાસ કરીને યુરોપીય રાજકારણ માનવ-સમાજશાસ્ત્રનો બહુ કપરો ને કરુણ વિષય બની રહ્યો છે. આજે તો યુરોપીય રાજકારણીય તવારીખ, એક પાશ્ચાત્ય લેખકના થોડા શબ્દો ફેરવીને કહીએ તો, 'A biography of dictators and diplomats' જેવી માલૂમ પડે છે. યુરોપીય રાજકારણ આજે યુરોપની પ્રજાના હાથમાં રહ્યું નથી. આજે એ સરમુખત્યારોની શેતરંજક્રીડાનો વિષય બની ગયું છે. યુરોપમાં લોકશાસનવાદનો દિ' આથમી ગયો છે, સાથે સાથે જનગણનું સામુહિક ને વૈયક્તિક મહત્ત્વ પણ ઓછું થઈ ગયું છે. આજે તો યુરોપની પ્રજાનાં જીવનની દાંડી ને ભાવિ એમના જનગણઅધિનાયક સમા સર-મુખત્યારોના હાથમાં સોંપાઈ ગયાં છે. એટલે જ આ પુસ્તક જેનું મુક્ત ભાષાંતર જેવું છે એ મૂળ ગ્રંથ 'Inside Europe' ના મહાન પત્રકાર લેખક જોન ગંથરે એમાં યુરોપીય રાજનાયકોનાં રેખાચિત્રો આપ્યાં છે. યુરોપીય લોકનાયકોની ખામીઓ ને ખૂબીઓ. વૈયક્તિક વૈચિત્ર્ય ને વિરોધગ્રંથિઓના પ્રત્યાઘાત યુરોપીય પ્રજા અનુભવી રહી છે. ત્યાં આજે માનવી વામણો બની ગયો છે; સરમુખત્યાર દેવ બની બેઠો છે. તવારીખ ને રાજકારણનાં મૂલ ત્યાં આજે શક્તિના પૂજારી સરમુખત્યારો માંડે છે. સંહારની ગાથા સરમુખત્યારો ગાય છે. સંહારની ફિલસૂફી ત્યાંથી આજે માનવસમાજ પાસે ધરાય છે.

આવા યુરોપના સૂત્રધારોને સમજવા, ને બને તેટલી તટસ્થ ને જનહિતાર્થી દૃષ્ટિના મૂલે એમને માપવા એ આજે પ્રત્યેક સમજદાર ઈન્સાનની ફરજ છે. તો જ યુરોપીય શક્તિપૂજાના સંહારક પડછાયામાંથી ભારતવર્ષને બચાવી શકાય એમ છે. માનવી મેદું કે વરુ થવાની ના પાડે તો જ એ ભૂતહિતાર્થી રાજવ્યવસ્થા સ્થાપી શકે. યુરોપમાં માનવી બન્ને બની બેઠાં છે.

આ પુસ્તકમાં લેખકે કરેલ સરમુખત્યારો ને બીજા રાજ-પુરૂષોની માનસમીમાંસા ખરેખર અદ્દભૂત છે. આજે જ્યારે જગત-વિગ્રહનો દાવાનળ સરમુખત્યારો જમાવી રહ્યા છે ત્યારે આ પુસ્તક અતિશય ઉપયોગી થઈ પડે એમ છે.

મૂળગ્રંથની શૈલી ને હથોટીને આટલી સારી રીતે શ્રી ચંદ્રભાઈ ઉતારી શકયા છે એ પણ બહુ આનંદની વાત છે.

આજે ઈતિહાસની કટોકટીના અતિ વસમા કાળે આ પુસ્તકમાંથી એક ધ્વનિ પ્રગટ થતો અમને લાગ્યો છે ને તે એ કે સરમુખત્યારીના ઉન્માદ ને ધમધમાટવાળી કોઈ પણ શાસન વ્યવસ્થા માનવી નભાવી લેતો હોય તો ભલે નભાવે પણ એ પોતાને જ ભોગે નભાવી શકાય એમ છે. માટે જ ગમે તેવું પણ વહેંચાયેલી રાજકીય સત્તાવાળું લોકશાસન સમાજવિરોધી નથી થતું.

શ્રદ્ધા છે કે ગૂજરાત આ પુસ્તકનો યોગ્ય આદર કરશે.

પ્રકાશક



# અનુક્રમણિકા

# શુદ્ધિપત્રક

| પાનું. | લીંટી–ઉપરથી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૬ | ૯ | લાજોમાં | લૉજોમાં |
| ૧૬ | ૧૧ | બાઈઆની | બાઈ ઓની |
| ૩૩ | મથાળું | ખન | ખૂન |
| ૩૯ | ૧ | નાઝના | નાઝીના |
| ૧૦૫ | ૬ | 'ઓબ્ઝર્વ" નો | ઓબ્ઝર્વરનો |
| ૧૧૦ | ૧ | એસી | મિસિસ |
| ૧૨૦ | ૧૮ | બર્મિંગ | બર્મિંગ |
| ૧૨૧ | ૭ | વિત્રાગ | વિશાળ |
| ૧૨૧ | ૨૨ | નેવિલન | નેવિલની |
| ૧૨૪ | ૨૨ | લ્યુસ | લ્યુસી |
| ૧૨૫ | ૧૧ | સામે સામે | સામે |
| ૧૫૪ | ૧૦ | મેં ડની | મેંડ્રિડની |
| ૨૦૮ | ૭ | સવાબેને | સવાબોને |

# પરિચય

૧ **આલ્બેનિયા:** આ નાનકડું રાજ્ય એડ્રિયાટિકને ઇટાલિયન સરોવર બનાવી દે છે. હવે મુસોલિનીએ એનો એકડો ભૂંસી નાખ્યો છે.

૨ **ઑસ્ટ્રિયા (એક વખતનો):** જર્મનીનો જલ્લાદી ઘા ઊતર્યો તે પહેલાંનો યુરોપનો મનરંજન દેશ, જ્યાં સુસ્નીગ ડોલ્ફસનો ડગલો પહેરી રાજ્ય ચલાવતો હતો, જ્યાં લોકો મોઝાર્ટ વીનર વોલ્ડનો વિહાર અને બીર જેવી જીવનની ગંભીર વસ્તુઓમાં મશગુલ હતાં.

૩ **બેલ્જિયમ:** યુરોપનું ઉભરાતી વસ્તીવાળું રાજ્ય, ૧૯૧૪ની જેમ પાછું નિષ્પક્ષ બનીને ઘા ફ્ઝાયેલો બરડો બતાવી બેઠું છે.

૪ **બલ્ગેરિયા:** પ્રખ્યાત છે ગુલાબના અત્તર માટે અને ડાહી-ડમરી રીતભાતો માટે.

૫ **ઝેકોસ્લોવેકિયા:** જેમાં એક મહાન પુરુષ મસારિકે સ્વતંત્ર પ્રજાતંત્ર ઘડયું હતું, જેમાં એક બીજો મહાપુરૂષ બેનિસ રાજ્ય ચલાવતો હતો; આજે તેને નાઝીબિલાડાનો નૃશંસ નખ ઊતરડી રહ્યો છે.

૬ **ડેનમાર્ક:** ઇંડાં ને માખણ ખાઈને જીવે છે અને જીવે છે તેમ ઠીક જીવે છે.

૭ **ઇસ્ટોનિયા:** એનો પ્રમુખ મિ. પેપ્સ છે.

૮ **ફિનલૅન્ડ:** ટીંબર નિપજાવે છે અને દેવું ભર્યે જાય છે.

૯ **ફ્રાન્સ:** સર્વોત્કૃષ્ટ સંસ્કૃતિવાળો, સુંદર દારૂવાળો, શાણા પ્રજાતંત્રવાળો, સ્વાતંત્ર્યના નિવાસ જેવો પ્રદેશ, જેની પરદેશ નીતિ જર્મનીની બીકની છે.

૧૦ **જર્મની:** જ્યાં હિટલરશાહીનું શાસન પ્રવર્તે છે, જ્યાં લશ્કરીતંત્ર મહાયુદ્ધનું મહાયંત્ર નિપજાવે છે, જ્યાં ડૉ. શાટ જાદુ ખેલે છે તે જર્મની એની સરહદો પરના એકેએક દેશને ભયરૂપ જીવે છે.

૧૧ **ગ્રેટબ્રિટન:** રાજાશાહી, નોકરશાહી ને પ્રજાસત્તાકવાદનો લોખંડી ખીચડો. જેનો ઠીંગણો રાજા દુનિયાના એક પંચમાંશ ભાગનો શહેનશાહ છે. જ્યાં વસ્તીનો બે ટકા જેટલો ભાગ ૬૪ ટકા જેટલી રાષ્ટ્રમિલકતનો માલિક છે.

૧૨ **ગ્રીસ:** અહીં જનરલ પેટાક્ષસ જ્યોર્જ બીજાને શું કરવું તેની સલાહ આપે છે.

૧૩ **હંગેરી:** પૉલિટિક્સની કોણ પરવા કરે છે! જરાક રજાના દિવસે બુડાપેસ્ટમાં લાલા બનીને લહેર કરો.

૧૪ **આયર્લૅન્ડ:** ઘણાં આયરિશ લોકોની જેમ જરાક મગજમાં તડ પડેલો દેશ છે, પણ જો જો, ડી-વેલેરા એ વાત સાંભળી ન જાય હોં કે!

૧૫ **ઇટાલી:** મુસોલિનીએ જેને ૧૯૨૨માં જીત્યો અને પછી એ વિજેતાએ ૧૯૩૭ના સપ્ટેંબરમાં હિટલરની મુલાકાત લીધી. રાતના એને સીઝર બનવાનાં સ્વપ્નો આવે છે અને દિવસે એ રોમ-બર્લિન ધૂરા પર સ્મશાનતાંડવ ખેલે છે.

૧૬ **લેટવિયા:** લેટ (lat) અને લાટ (Lat) વચ્ચેનો તફાવત સમજવો હોય તો ત્યાં જજો.

૧૭ **લિથુઆનિયા:** આ બાલ્ટિક રાજ્યને બિચારાને એના પડોશીઓ ખૂબ રીબે છે.

૧૮ **નીધરલેન્ડસ:** એમાંના માલેતુજાર ને જામેલા ડચ લોકને એમની રાણી, ટ્યુલીપ અને નહેરો ખૂબ જ ગમે છે. એ ૮,૫૦૦,૦૦૦ લોક સંસ્થાનોના ૬૦,૦૦૦,૦૦૦ લોક પર સાંસ્થાનિક નહિ પણ વેપારી ઢબે રાજ ચલાવે છે.

૧૯ **નોર્વે:** અહીં પ્રજાતંત્ર અને એક ડાહ્યા રાજા એનાં રાજ ચાલે છે.



આઇસલેન્ડ
આટલાંટિક
મહાસાગર
ઉત્તર
સમુદ્ર
સોવિયેટ યુનિયન
જરમની
પોલેન્ડ
ફ્રાન્સ
બે ઑફ
બિસ્કી
સ્પેન
રૂમાનિયા
કાળો સમુદ્ર
યુરોપ

૨૦ **પોલેન્ડ:** બસો વરસ પછી પીલ્સુદસ્કીને ખોળે નવો જન્મ પામ્યું. જર્મની અને રશિયા બન્નેની બીકથી ધડકતું, શાસક સેનાનીઓની હૂંફમાં રાષ્ટ્રવાદને પોખતો રાખે છે.

૨૧ **પોર્ટુગલ:** જ્યાં પ્રોફેસર સેલાઝારની સરમુખત્યારી પ્રવર્તે છે.

૨૨ **રૂમાનિયા:** ફ્રાન્સનું ભાઈબંધ છે, પણ જર્મની સાથે ય પ્રેમાચાર કરે છે.

૨૩ **સોવિયેટ યુનિયન:** (Union of Soviet Socialist Republics). ત્યાં જ ભયંકર ઈવાનનો પાશવી પડછાયો, સામાજિક સહચારની માનવતામાં મહાલતા કાર્લ માર્કસના પડછાયાને જુએ છે અને ત્યાં જ એ બન્ને પડછાયાની વચમાં ઊભેલા જાજરમાન થતા જતા સ્ટેલિનના ઓળા પર ટ્રોટ્સ્કીનું વિલાતું જતું રેખાચિત્ર દાઢી ડગડગાવતું આંખો તતડાવે છે. અને ત્યાં જ પાંચ વાર્ષિક યોજનાઓની અદ્ભુત ઘટનાઓ ઘડાય છે. ત્યાં સોવિયેટ તંત્ર નીચે એક જ રાત પછીની ઉષા ઊગી ત્યાં રાજાશાહીનું નિકંદન થયું ને વીશમું શતક આવી ઊભું. જ્યાં ઘણાં ધારે છે તેના કરતાં ઘણો જ વધારે સામ્યવાદનો અનન્ય વિજય છે, પણ ત્યાં જ દેખનારાંઓ દાઝી ઊઠે તેવો પ્રતિક્રાન્તિ સામેનો અદલ ઈન્સાફ કરાળ કાળ બન્યો છે.

૨૪ **સ્પેન:** અહીં ફાસિસ્ટ બળવાખોરોએ પ્રજામાં આંતરવિગ્રહ મચાવ્યો. અહીં ઉદ્દામવાદી પ્રજાતંત્રે ૨૫૦૦૦,૦૦૦ સ્પેનિશ પ્રજાજનોને પ્રકાશ આપ્યો. અહીં ધર્મસંસ્થાએ, રાજાશાહીએ, અને લશ્કરવાદે સ્પેનના વિકાસને વણસાવી મૂકયો. અહીં જ જર્મન અને ઈટાલિયનોએ ફ્રાંકોને સાથ આપવાની દરમ્યાનગીરી કરી એક લાખનું લશ્કર ઉતાર્યું. અહીં જ ફ્રાંકોના સાથીદાર મૂરલોકોના હાથમાં સ્પેનિશ ખૂનની છોળો ઊછળી. અહીં જ બિન–દરમ્યાનગીરીના નાટકિયાઓએ આ ખુનામરકી દેખ્યા

કરી અને તો ય અહીં જ દફનાઈ જવાની ના પાડતાં સામ્યવાદી હાડપિંજર ઈન્સાફ માગતાં પડયાં છે.

૨૫ **સ્વીડન:** લોકો સુખી છે, ને લોકશાસનમાં માનવાવાળા છે.

૨૬ **સ્વિટ્ઝર્લૅન્ડ:** અત્યાર સુધી અનેક યોજનાઓને ધારણ કર્યા પછી જેને કંઈ જ સાંપડયું નથી તે નામશેષ રાષ્ટ્રસંઘનું ઘર ત્યાં જ છે.

૨૭ **ટર્કી:** તુર્કોને ખાતર જ ટર્કીનો જયઘોષ ગજવતો અને નૂતન ટર્કી નિપજાવતો સરમુખત્યારોમાં સમર્થ એવો કમાલ આતાતુર્ક અહીંનો જ સરમુખત્યાર હતો.

૨૮ **જ્યુગોસ્લેવિયા:** છોકરવાદ રાજાનું વતન છે. શક્તિમાન કિસાનલોક છે ને યુરોપમાં સૌથી સરસ લશ્કર ધરાવે છે.

૨૯ **ઉત્તર સમુદ્ર:** જર્મનો એને જર્મનસાગર કહે છે.

૩૦ **બાલ્ટિક:** સ્કેન્ડીનેવિયન પ્રદેશોને ધાક છે કે એંગ્લો–જર્મન નેવેલ પેકટથી બાલ્ટિક જર્મન સરોવર બને છે.

૩૧ **ભૂમધ્ય:** ત્રણ શહેનશાહતોની–બ્રિટિશ, ફ્રેંચ અને ઈટાલીની જીવનદોરી છે. ૧૯૩૭ના સપ્ટેંબરમાં અહીં જ નિષ્પક્ષ વેપારી સરકારોનાં વહાણોને ચાંચિયા મનવારો ડૂબાડી દેતી હતી.

૩૨ **બિસ્કેનો અખાત:** જ્યાં જનરલ ફ્રાંકોએ જર્મન અને ઈટાલિયન મદદથી ગેરકાયદેસર પ્રતિબંધ ઊભો કર્યો હતો.

૩૩ **કેનેરી ટાપુઓ:** જર્મનીને અહીં પોતાનું નૌકામથક જમાવી, કેપ ઓફ ગૂડ હોપને રસ્તે થઈ પૂર્વ તરફ જવાનો અંગ્રેજોનો રસ્તો કાપી નાખવાનું ખૂબ મન છે.

૩૪ **બેલેરિકસ:** સ્પેનિશ આંતરવિગ્રહ વખતે ઈટાલીની અહીં છાવણી હતી.

૩૫ **કાળો સમુદ્ર:** તુર્કો અને રશિયનો જ ત્યાં મહાલે છે.



પૃ. ૧૮

ઍડોલ્ફ હિટલર : એની લાક્ષણિક લડાયક ઢબે
યોદ્ધાઓને ઉશ્કેરતો બોલે છે.

# એ એડોલ્ફ હિટલર હતો

કાળ વહેતો હતો.

૧૯૧૪નું વિશ્વયુદ્ધ પણ વહેતું જતું '૧૮ના વરસમાં પહોંચ્યું હતું, ત્યારે દુનિયાનો કોઈ દેશ યુદ્ધમાંથી અળગો રહ્યો નહતો.

ઉતાવળાં રમખાણ, ઉતાવળા ગોળીબાર, ઉતાવળા હત્યાકાંડ બધું કાળની ગતિ વધારતું દોડતું હતું, ને ઉતાવળું દફનાતું હતું.

ફાટી ગયેલી ખોપરીઓ, વછૂટી ગયેલાં અંગ, લટકી પડેલાં આંતરડાં, હવાને બદલે લોહીથી ભરાઈ ગયેલાં ફેફસાં, એવું એવું બધું ઘણુંય દફનાઈ ગયું હતું.

ઉતાવળમાં દફનાયેલી ધરતીનાં પાતળાં પડ ચોમાસાના વરસાદથી ધોવાઈને ક્યારેક કોઈના પગ, કોઈનું માથું, તો કોઈના હાથના અવશેષોને ઘાસ ભેગા ઊગી નીકળેલા દેખાડી દેતાં હતાં.

એવી યુરોપની ભૂમિ પર માનવતા મરણ બનીને એક સાથે સૂતી હતી. એમાં ચીબા નાકવાળો ચીનો હતો, અણીદાર દાઢીવાળો શીખ હતો, જાણે હજુય ડુશલેન્ડ ગાતો નીકળી પડયો હોય તેવો જર્મન હતો, રાજા ને દેશના દંડકવાથી હાંકતો અંગ્રેજ હતો.

દુનિયાની પ્રજાઓની જુવાની અહીં ઝબ્બે થઈ હતી. એવી યુરોપની સમરભૂમિ પર માનવી હાડપિંજરો મરણમાં એક બની નફાખોરીના નશા પર દાંત કકડાવતાં હસતાં હતાં.

ત્યારે ૧૯૧૮ના ઓકટોબરની ત્રીજી તારીખે પ્રેસિડન્ટ વિલસન પર જર્મનીથી સલાહની માગણી આવી.

ભૂખેમરતું, ઘવાયેલું પડેલું અને એના પોતાના શબ પર ઊભેલું જર્મની ઘણા વખત સુધી યુદ્ધનો વિચાર કર્યા પછી હવે શાંતિ ઝંખી રહ્યું હતું. શી ખબર આવું થશે? શી ખબર પરાજય મળશે? આગેકદમના જ આદેશો આપતા સરદારો, ઉમરાવજાદાઓ અને નામદારો તરફ જર્મન જનતા કંટાળીને જોઈ રહી.

કૈઝરના પોતાના દીકરા જેવા નૌકાખાતાના ખલાસીઓએ સૌથી પહેલાં બળવો પોકાર્યો. પહેલાં કીલમાં, પછી મ્યૂનિચમાં, પછી હેનોવર, હેમબર્ગ, રૂહાઈનલેન્ડ અને બર્લિનને બળવાનો વાવટો ફરકાવ્યો.

૧૯૧૮ના નવેંબરના ૯મા દિવસે બર્લિનનાં કામદારોએ કારખાનાં છોડયાં અને ચારે દિશાએથી હજારોની સંખ્યામાં ધસારો કર્યો અને તેમાં, લશ્કરમાંથી અશક્ત કે અપંગ બનીને આવેલા, અને બેકાર બનેલાં બધાં જોડાયાં. યુદ્ધમાંથી રજા પર ઊતરી આવેલાએ પણ એમાં પોતાનું સ્થાન દીઠું, અને મરેલાઓની વિધવાઓ પણ સરઘસ ભેગી થઈ ગઈ.

શાહી મહાલય પરથી શાહીવાવટો ઊતારી લેવાયો ને તેની જગાએ રાતો વાવટો ફરકતો થયો.

શાહી મહાલયના ઝરૂખામાંથી લિબનેટે જર્મન સોશ્યાલિસ્ટ રીપબ્લિકની જાહેરાત કરી.

પણ લોકોને તો શાંતિ જોઈતી હતી! અને તેમના હાથમાં સત્તા આવી.

અને પછી ?

ઉતાવળાં વરસો વીતી ગયાં.

કટોકટીના મામલાએ સત્તાની સાચવણી માગી, બુદ્ધિની કુનેહ માગી, ચોખંડી શિસ્ત માગ્યું.

જનતાના સત્તાધારીઓ પાસે તે હતું નહિ. ખરા સમયે નિષ્ફળતા સાંપડી. સત્તાએ ઝોક ખાધો. બાવેરિયાએ નવા શાસનના ગળામાં આંખો મીચીને વરમાળા આરોપી.

સામ્યવાદીઓ ને સમાજવાદીઓ પદભ્રષ્ટ થયા અને જર્મનીની રંગભૂમિ પર નવાં પાત્રોએ નાટારંભ આરંભ્યો.

કાર્લ માર્ક્સને શાસનની વેદી પરથી ઉતારી પાડવામાં આવ્યો અને વ્યકિતવાદના પાશવી પડછાયા જેવો નિત્શે મહાલતો દેખાયો.

ત્યારે કાંટાવાળા તારની વાડો પાછળથી જર્મનીનું 'પીસ-ડેલિગેશન' (શાંતિમંડળ) વિજેતાઓની માગણીઓ માપતું રાહ જોતું ઊભું હતું.

"હારેલાઓનો વિનાશ થાઓ," વર્સેલ્સના વિજેતાઓ ઘૂરકતા હતા.

ત્યારે મ્યૂનિચની બરાકો પાછળ યુદ્ધમાં જઈ આવેલા જુવાન સિપાઈઓ પર નજર ઠેરવી દેતો અને ઝડપાયેલો હોય તેવો એ બોલતો હતો. એની આંખમાં આશા હતી.

લશ્કરી અમલદારોને એની વાતો મીઠી લાગી. સિપાઈઓને એનાં ગોળમટોળ વાકયોમાં રસ પડયો. એની આરપાર જોતી આંખોમાં, એના ભૂવા જેવા હાવભાવમાં...જાણે એ સૌને વળગાડની જેમ વળગ્યો. મજૂરો એને જાસૂસ કહેતા, પ્રતિક્રાન્તિવાદી કહેતા, પણ એને પોતા વિના બીજા કશાની પરવા નહોતી.

એવો એ એડોલ્ફ હિટલર હતો.

## ૨

# ઓળખ

એડોલ્ફ ૧૮૮૯ની સાલમાં ઑસ્ટ્રિયામાં જન્મ્યો હતો. એ જર્મન નહોતો.

એવો એ મૂર્તિમાન વ્યાઘાત જેવો જર્મનીનો નાઝી સરમુખત્યાર.

એ વીસ લાખ ભલાંભોળાં જર્મનોને મન દેવનો દીધેલો છે ને તેથી આરાધવા જેવો છે. એ આરાધનામાં બીક છે, પ્રેમ છે, ને કોઈ કોઈ વાર રાષ્ટ્રવાદનો અત્યાનંદ છે.

પણ બીજાં અસંખ્ય જર્મનોની આંખમાં એ તરંગી દેખાય છે, ઉન્માદી દેખાય છે, અને કેવળ ઉપહાસપાત્ર એવા જૂઠાણાંનો નશાખોર દેખાય છે. તેમને મન તો એ બોલે છે ત્યારે જાણે જૂઠાણાંનો દરવાજો ખુલે છે, ને રાષ્ટ્રવાદની ખુનામરકી ખુલ્લી મૂકાય છે, એ જુએ છે ત્યારે જાણે કોઈ અવળચંડી આરાધનાનો નશો નીતરતો દેખાય છે.

અને તો ય હકીકત છે કે એ આજે ચાર્લી ચેપલિન જેવી

મૂછોવાળો, ઊંઘમાંથી ઊઠીને હરનારો ફરનારો અને ખડખડાટ હસતાં હસતાં પોક મૂકીને રડી પડનારો ઊર્મિઘેલો એડોલ્ફ આજે નાઝીપક્ષનો મુખી છે, જર્મન લશ્કરનો મહાસેનાની છે, જર્મન રાષ્ટ્રનો નાયક છે અને ત્રીજી રીશને સર્જનારો, પાળનારો, તેનો પ્રેસિડેન્ટ અને ચેન્સેલર છે; નૂતન જર્મનીનો સર્જનહાર છે.

ત્યારે એ નિશાળિયો હતો અને એના પાઠ વાંચતો હતો. એને ચીતરવાનો શોખ હતો. એનાં ચીતરેલાંઓમાં રંગ હતો પણ રંગની છાયા નહોતી, રેખાઓ હતી પણ રેખાઓના અર્થવાળા આકાર નહોતા.

"એડોલ્ફ, તું કલા ખાતર કલાની મહેનત મૂકી દે અને કોઈ બાંધકામના ધંધાની તાલીમ લે તો ઠીક છે," એવી એને એના વિયેનાના અધ્યાપકોની સલાહ હતી.

એનું માથું મોટું હતું પણ તેમાં બુદ્ધિનો સળવળાટ નહોતો. એની આંખો સળગતી હતી પણ તેમાં વસ્તુના અર્થની પારખ નહોતી. એ કંઈ જ વાંચતો નહોતો.

પણ પછી તો એ મોટો થયો; લડાઈમાં લડવા ગયો ને પાછો આવ્યો. લડાઈ ગઈ ને હારેલા જર્મનીએ વર્સેલ્સના ખત પર અંગૂઠો આપ્યો.

ત્યારે કંઈ એને આઘાત થયો છે! પણ આઘાત જ પૂરતો નહોતો શું? એ બુદ્ધિમાનોને ધિક્કારતો. બુદ્ધિમાનોની જેમ વર્સે-લ્સના તહનામાના કરારો વાંચવા ને વાંચીને તે પર વિચાર કરવા, તે વળી શી માથાકૂટ! એવું બધું એના માથામાં બંધબેસતું નહોતું આવતું.

તે કરતાં તો એની મનગમતી કલ્પનાઓમાં રાચવું તે શું ખોટું? અને મનપસંદ તરંગોમાં વિરહવું તે શું ખોટું? એના માથામાં

તરંગોની અને કલ્પનાઓની ક્યાં ખોટ હતી? એને વર્સેલ્સના કરારોનો ભુક્કો થયેલો દેખાતો, એને જર્મન જાત એકલી જ આર્ય જણાતી. જર્મન આર્યાવર્ત દેખાતો, જર્મન લોહીમાં દૈવત દોડતું દેખાતું, જર્મન સામ્રાજ્ય લોહીની નદીઓ પર ઝોલા ખાતું, જગતભરને પોતાના પગમાં નમાવતું વિજયકૂચ કરતું વિસ્તરતું દેખાતું. એને હૅનિબોલ અને જંગીસખાનનાં, સિકંદર અને સીઝરનાં સ્વપ્નો આવતાં. એ સૌમાં એ પોતાની જાતને જોતો અને ત્યારે એને આનંદનો અતિરેક થતો. ત્યારે એને ભગવાનનો અંતરનાદ સંભળાતો અને ત્યારે એની આંખોમાંથી ચોધાર આંસુઓ ચાલ્યાં જતાં.

અને તેથી જ એને મુલાકાતો ગમતી નહિ. એને ચર્ચાઓમાં રસ નહોતો, કારણકે એ બધી વસ્તુઓ એના આંતરજગતના મીઠા તરંગોની વચમાં ઊભી રહેતી. અને તેથી તો અમેરિકા અને ઇંગ્લૅંડથી આવતાં છાપાંના ચિબાવલા પ્રતિનિધિઓની ચોવટ તરફ એને કંટાળો હતો અને સવાલોના જવાબ આપવાની એ ચોખ્ખી ને ચટ ના પાડી દેતો.

એ બોલી શકે છે, પણ બોલે છે ત્યારે બરાડે છે. એ વક્તા છે પણ જ્યારે છૂટે છે ત્યારે એની વાગ્ધારા ન અટકાવી શકાય તેમ ઘોડાપૂરની જેમ ફાળો ભરે છે. કોઈ કોઈવાર ભરસભામાં એ એકાગ બોલ્યે જતો હોય ત્યારે કોઈ કમનસીબ વાક્યની અધવચમાં જ એનાથી અટકી જવાય છે, એનું મોઢું ખુલ્લું રહી જાય છે, ત્યારે કોઈ કહે છે એને દૈવી અવાજ સંભળાય છે, કોઈ કહે છે કે કોઈ મીઠા મધૂરા સ્વપ્નનો અંતરાય આવી જાય છે, પણ ત્યારે કારણોમાં ઊતર્યા વિના શ્રોતાજનો, 'હેઇલ હિટલર'ની વારંવાર ઘોષણા કરે છે ને પછી અચાનક તૂટી ગયેલો તાર સંધાઈ જાય છે ને એની વાણીનો પ્રચંડ ઘોષ વહેવા માંડે છે. એ વાત કરે છે

ત્યારે પણ જાણે સભાને સંબોધતો હોય તેમ જોરશોરથી એકને બદલે અનેકથી સાંભળી શકાય તેવા અવાજે બોલવા માંડે છે અને એક વખત શરૂ થયું એટલે ખતમ...એ ખતમ કરે ત્યાં સુધી કોની હિંમત છે કે એને અટકાવી શકે!

એક વખત એવું બન્યું હતું કે પોલૅન્ડ સાથેની મિત્રાચારીના તહનામા પર સહી કરતી વેળાએ એણે એક અમેરિકન છાપાના તંત્રીને મુલાકાત આપી, અને એણે તંત્રીને પૂછ્યું:

" ધારો કે મેકસીકો પોલૅન્ડ હોય અને મેકસીકોમાં એક કોરિડર (અંતરાય) ઊભો કરી ટેકસસને યુનાઇટેડ સ્ટેટ્સથી જુદું પાડી દેવામાં આવે, તો તેને માટે અમેરિકાનો શો મત બંધાય ? "

અને પછી જ્યારે પેલા તંત્રીએ જવાબ આપ્યો કે, " પણ કેનેડા ફ્રાન્સ નથી " ત્યારે એને આવડા મોટા વકતાને એવો તો આઘાત થયેલો અને એનો અવાજ એવો તો બેવાઈ ગયેલો કે એને પાછો પોતાનો હતો તેવો અવાજ મેળવતાં ઠીક ઠીક સમય લાગેલો!

એવી એની શારીરિક હિંમતમાં સંદેહ સેવતું કોઈ કહે કે " ૧૯૨૩માં મ્યૂનિચના આક્રમણ વખતે એ એવો તો બીધો કે એણે ધરતી પર પોતાની જાતને એટલા જોરથી પછાડી કે એનો ખભો ઊતરી ગયો." તો તેના જવાબમાં બે નાઝી જવાબો ઉતાવળા થાય છે. એક એ કે ત્યારે એની જમણી પડખે ઊભેલા સૈનિક સાથે એ હાથોહાથ જોડાયેલો હતો અને તેથી એ સૈનિક તે જ સમયે વિંધાઈને મરેલો પડયો ત્યારે સાથેસાથે એને ય પડવું પડયું; અને બીજી વાત એ કે યુદ્ધભૂમિની હિલચાલમાં ટેવાયેલો એવો એડોલ્ફ ગોળીબારના અવાજ સાથે જ યુદ્ધની શિસ્તને સહજ રીતે વશ થઈ જમીન પર લંબાઈ ગયેલો.

પણ એ વાતો ગમે તે હોય એડોલ્ફે પોતે ઓળખીતાઓને પોતાનાં પરાક્રમોની અનેક વાતો કરી છે.

"ત્યારે વિશ્વયુદ્ધ ચાલતું હતું. સમરભૂમિ પર જ્યાં દુશ્મનોનું લશ્કર નહોતું એવી ખાતરી હતી ત્યાં એ સંદેશાઓ લાવવા લઈ જવાનું કામ કરતો હતો."

"એ એકલો હતો, એની પાસે એક જ રિવોલ્વર હતી. એણે અચાનક ફ્રેંચ અવાજો સાંભળ્યા પણ એ બીધો નહિ. એણે આંખો મીંચીને ધાર્યું કે પોતાની પાસે જર્મન ટુકડીઓ છે. અને પછી એણે એ ટુકડીઓને મોટેથી હુકમો આપવા માંડ્યા."

"અને પછી સામેની જ ખાઈમાંથી એક પછી એક એવા સાત ફ્રેંચ સિપાઈઓ ધ્રૂજતા ને થરથરતા બહાર નીકળ્યા અને પછી એણે દમામથી બૂમ પાડીઃ

"'હાથ ઊંચા!'

"એક હરોળમાં ઊભેલા સાતે સિપાઈઓએ હાથ ઊંચા કરી દીધા. અને પછી એણે એકલાએ એ સાતે જણની જડતી લઈ તેમને જર્મન છાવણી તરફ રવાના કરી દીધા. એની અજોડ હિંમત પર તારીફ વરસાવી પડેલા નાઝીને એણે ખાનગીમાં કહ્યું: 'પણ પેલા સાત જણ જો ફ્રેંચ હોવાને બદલે અંગ્રેજ કે અમેરિકન હોત તો મારું કામ કપરું બની જાત.'"

એવો એડોલ્ફ કોઈપણ ધર્માંધને પોતાની આત્મશ્રદ્ધામાં અને આત્મવંચનામાં ટપી જાય તેવો છે. કદાચ એ બોલે છે તેમ માને છે, અને કદાચ એ બોલતો હોય ત્યારે તો ગમે તેમાં, પોતાના ગમે તેવા કથનમાં માનતો હોય એવો લાગે છે. અને તોપણ બધા ધર્માંધોના બોલ જેવા એના બોલ, જૂઠાણાં તરીકે જાહેર થઈ ગયા

હોવા છતાં પણ એના પોતાનામાં તે આત્મવંચનાનાં સત્ય સ્વરૂપો હોઈ એને દુનિયા આખીની પરવા હોતી નથી.

એડોલ્ફને એક રસિક શોખ છે. એ શોખ સંગીતનો છે. આજે તો સંગીત એને માટે એક શોખ કરતાં પણ વધારે અગત્યનો એવો નશો બની રહ્યું છે.

એ વેગનર પર મુગ્ધ છે. એણે ૧૯૩૪ની ૨૫મીએ ડૉલફ્સનું ખૂન કરવા મારાઓ મોકલ્યા કે તરત જ એ સંગીતમાં ગુલતાન બનીને આનંદના અતિરેકમાં ડોલતો બેઠો હતો. ક્રોલઓપેરા હાઉસમાં જ્યારે જ્યારે રીશટાગની બેઠક મળતી ત્યારે ત્યારે એ બેઠકના ઉપસંહારમાં સંગીતને ભેળવતો. એના થાકેલા તંતુઓને સંગીતમાં ઝુલાવી એને ઉંઘાડવા માટે ઘણીવાર એડોલ્ફના શયનખંડમાં કોઈવાર હેન તો કોઈવાર બીથોવન, સ્કુકોન, અથવા વરડી લાંબીરાત સુધી આલાપતા. બસ, એ જ એક સંગીતનો શોખ, અને બીજું કાંઈ નહિ. એના જીવનનાં નાઝીવાદના આવેશમાં બીજું બધું હજમ છે.

એને ને પુસ્તકોને શું ? એને ને કપડાંની ટાપટીપને પણ લાગતું વળગતું નથી. એકલો એ એના નાઝીદેહને ભૂખરા પોશાકમાં એક ખમીસથી, એક કોટથી, એક હેટથી ઢાંકે છે. એ જ નાઝીદેહને ટકાવી રાખવા ઉપરાંતના કોઈ ખાણાપીણાનો એને ચટકો નથી. એને પોતાને બીડી કે સિગાર ફૂંકવી ગમતી જ નથી એટલું જ નહિ, પણ પોતાની પાસે બેસીને કોઈ ને પણ એ ફૂંકવા દે તેમ નથી. એ પૂરેપૂરો નિરામિષાહારી છે. કોઈ વાર ઈંડું આરોગે એટલું જ. ક્યારેક એ કૉફી પણ પીએ છે પણ હંમેશાં નહિ, વ્યસન જેવું નહિ.

આ બધું જોઈ ને ઘણા લોકો કહેતા કે હિટલર તો સાધુ છે.

અને વાત પણ ઠીક છે કે એને રસાસ્વાદ ઘણા ઓછા છે પણ એ સાધુ તો નથી જ. એની શાકભાજી રાંધવા માટે એક બીજાથી ચડિયાતા રસોયા બદલાતા હોય છે અને મ્યૂનિચમાં એના આવાસનો દરબારી ઠાઠ કોઈપણ વિલાસી સામગ્રીઓને ઠોકર મારે તેવો હોય છે.

બર્લિનમાં વિલહેલ્મસ્ટ્રાસ પર આવેલા એના મહાલયમાં જ એ કામ કરતો માલૂમ પડે છે. એ રસ્તા પર સો વાર જ દૂર આવેલા પ્રમુખના મહાલયનો એ ભાગ્યે જ ઉપયોગ કરે છે, કારણકે … ? કારણ કે પ્રેસિડેન્ટ હીડનબર્ગ એ જ મહાલયમાં મરી ગયો હતો. એ મહાલયમાં એને હીડનબર્ગ યાદ આવે છે ને હીડનબર્ગની યાદ આવતાં એની નજર સામે પ્રેસિડેન્શિયલ જર્મની દેખાય છે અને પ્રેસિડેન્શિયલ જર્મની તરફ એને એવી તો ચીડ છે કે એ મહાલય ગમે તેવો નવો ને રોનકદાર હોવા છતાં, તદ્દન નવી ઢબના કાચને ધાતુથી મઢેલો છતાં, એના ભવ્ય આકારનિર્માણમાં હિટલરનો— એનો પોતાનો હાથ છતાં, વોટનના જીવનનાં ચિત્રો એની દીવાલો પર આલેખાયેલાં છતાં, અને છેક રસ્તા પર ઝૂલતો અને જાહેર જલસાઓમાં પોતાના લોકો પર મીટ માંડતો મનમોહક ઝરૂખો છતાં, અને એ સૌ ઉપરાંત છેક તળિયે બોંબ પ્રૂફ ભોયરું હોવા છતાં પણ એને એ મહાલય સાથે તલ્લાક છે કારણકે એને પેલા પ્રેસિડન્ટની તેમાં યાદ આવે છે.

પણ ખરું પૂછો તો એને બર્લિન જ ગમતું નથી ત્યાં! એ પાટનગરને કોઈ પણ તકે છોડવા એ તલપાપડ હોય છે. એથી તો મ્યૂનિચ સારું. અને એથી તો દક્ષિણ બાવેરિયાનું કોઈ ગામડું સારું. સાચી વાત તો એ છે કે ત્યાં પર્વતની બાજુ પર પાંખો પથારી પક્ષી બેઠું હોય એવું એનું એક ભવન છે. એના દિલમાં એને એ

ઘણું વહાલું છે, કારણકે ઑસ્ટ્રિયન સરહદથી એ નજદીક છે. એના રંગમંડપમાંથી એનું પોતાનું વતન...જ્યાં એ એની માતાને સાંપડયો હતો, જ્યાં એ ઉછેર પામ્યો હતો, અને જ્યાંથી એને હાંકી કાઢવામાં આવ્યો હતો, પણ જેને એનું જીગર ઝંખે છે તે દેખાય છે.

એવા જર્મનીના સરમુખત્યાર એડોલ્ફ હિટલરની ઓળખ તમે ધારો છો તેટલી સહેલી નથી.

કહે છે કે માણસને તેના મિત્રો પરથી ઓળખી શકાય છે. પણ એને મિત્રો જ કયાં છે તે ? હા, લોકો માનતા હતા કે એને ય મિત્ર છે, કૅપ્ટન અર્નસ્ટ રોહ્મ–, જેણે એને તાજ પહેરાવનાર, રાજદંડ આપનાર અને ગાદીનશીન કરનાર ભૂખરી ડગલીઓની ( S. A. Men ) સેના સરજી આપી હતી–પણ આજે હિટલરે મોકલેલા મારાઓએ એને રગદોળી નાખ્યો છે. અને એની જેમ ખબર આપ્યા વિના હિટલરની મુલાકાત લઈ શકે તેવામાં આજે તો લેફ્ટેનન્ટ બ્રુકનર છે, એનો મુખ્ય અંગરક્ષક. એક રીબેનટ્રોપ છે એનો પરદેશખાતાનો સલાહ દેનાર. અને ત્રીજો સ્કાટ છે, એનો આર્થિક સલાહકાર. અને એ બધા ઉપરાંત એનો પ્રેસમંત્રી ડીટરીશ અને નાઝી પક્ષનો ડેપ્યુટી હેસ એ બન્ને પણ એને દરરોજ મળી શકે છે. બાકી તો ગોરીંગ અને ગોબેલ્સ જેવા પણ પહેલેથી ગોઠવ્યા વિના એની મુલાકાત ન લઈ શકે. અને તો ય આ બધામાંનો કોઈ પણ એનો અંગત મિત્ર નથી.

પણ ત્યારે એની લાગણીઓનું શું ? એની લાગણીઓને વહેતી રોકવા એણે મોટી જબ્બર પાળ બાંધી છે. કોઈ વાર...ઘણીવાર એ પાળ તૂટી જાય છે, અને ત્યારે ભલભલી નારી-જાતિને પણ ભુલાવામાં નાખી દે તેમ એની વિશાળ આંખો શ્રાવણ

ભાદરવો વરસાવી શકે છે અને એનું મોઢું ડૂસકાં દઈને રડી શકે છે. એક દિવસ નહિ, બે દિવસ નહિ, એક સાથે એક માસ સુધી એ પોતાનો ઉભરો અટકાવી શકે છે પણ પછી નાઝી પક્ષમાં ખૂબ જરૂરનો એવો નેતા નાસી જતો હોય તો શું ?...એ રડી જ પડે છે.

ત્યારે જ એવું બન્યું હતું. ઓટો સ્ટ્રેસર કહે કે હું પાર્ટીને છોડી જાઉં છું. એણે એને સમજાવ્યો, પણ એ સમજ્યો નહિ. એને એણે અનેક રીતે મનાવ્યો પણ એ માન્યો નહિ. પછી એણે છોડી મૂક્યું. એ ત્રણવાર ચોધાર આંસુએ રડયો. પહેલાં પણ એ ઘણીવાર રડેલો. પોતાની વાત પોતાના જ પક્ષના ગળે ન ઊતરે તો પછી બીજો શો ઉપાય વારુ ?

પણ પાછા તમે એમ માની બેસશો કે એ તો રોતલ છે, રોતલ. પણ એમ નથી હોં ! એ વાઘની જેમ ઘૂરકી શકે છે. ડોળા ડગડગાવતો ભલભલાને ડારી શકે છે. અને પોતાના અનુચરોને તો એ દૂર ને દૂર જ રાખે છે. દૂરથી અજ્ઞેય એવા એડોલ્ફને એ લોક અનુસરે છે એટલું જ નહિ પણ પૂજે છે. એમાંના ઘણા તો એને દરરોજ જોઈ શકે પણ એનો પાર પામવાની હિંમત જ કરી શકતા નથી હોતા. એ દિવ્યતાને દૂરથી જ ભજી શકાય છે, દૂરથી પ્રણમી શકાય છે, અને દૂરથી જ, તેને 'હેઈલ હિટલર' કહી શકાય છે; પણ ત્યારે એડોલ્ફના ચહેરા પર પ્રસન્ન રેખાઓ તરવરે છે અને પોતે જ પડઘો પાડતો જવાબ વાળે છે કે, 'હેઈલ હિટલર.'

શું પૂછો છો ? એમ પૂછો છો કે એને કુટુંબ છે કે નહિ ? એને કુટુંબ ? એ બોલે ત્યારે સાંભળજો. સભાઓમાં એ વ્યક્તિને જોતો નથી. એને જગતની શિરતાજ એવી જર્મન પ્રજા સાક્ષાત્ દેખાય છે અને એ સચોટ સંબોધે છે કે, "મારી જર્મન પ્રજા !" એની

આંખો જર્મન વ્યકિત નહિ પણ જર્મન પુરુષત્વ ને જર્મન સ્ત્રીત્વને દેખી શકે છે અને તેને તુંકારી શકે છે. એની ઊર્મિઘેલછાની પ્રખર વાસ્તવતા જર્મન પ્રજા નહિ તો બીજું છે શું ?

પણ એનું સ્ત્રી સાથેનું વલણ! તેમાં એને રસ જ નથી. સ્ત્રી નામના પ્રાણીને અંગત જાતીય દૃષ્ટિકોણથી એ કદિ જોતો નથી. એની જીવનકથામાં એ પોતે કહે છે કે આપણા લોકોનું જીવન અર્વાચીન કામવિકારની નશાખોર સુગંધમાંથી મુકત થવું જોઈશે જ.

તો એ સ્ત્રીઓને ધારે છે શું? એ સ્ત્રીને સાધન ધારે છે. એને એકેએક જર્મન સ્ત્રીમાં ઘરરખુ ગૃહિણી સિવાય બીજું કશું જ દેખાતું નથી. એ એમને માતાઓ ભાળે છે અથવા માતાઓ થઈ શકવાની લાયકાતવાળી જુએ છે. પોતે ભલેને સ્ત્રીસંસર્ગ ન સેવે પણ સ્ત્રી એને મન ઘણી જ કીંમતી છે, એના સિવાયના બધા જર્મન લોકોના દીકરા એને ખબર છે કે સ્ત્રીઓને જ સાંપડવાના છે, અને એ દીકરાઓનો એને ખપ છે. જ્યારે જર્મન સામ્રાજ્ય ઊભું ને આડું આળોટવા માંડે ત્યારે ધમધમ તોપોના ચારા તરીકે, અને ઝેરી ગેસના ઘૂંટડાઓ ચૂપચાપ ગળી જવા માટે એ જ સ્ત્રીઓને સાંપડેલા દૂધમલ દીકરાઓ નહિ તો બીજા કોણ કામ લાગવાના છે? એને એ ભાન સતત છે, અને એ ભાન સાથે એણે સ્ત્રીનો ચોક્કસ મૂલ્યાંક માંડેલો છે.

એ સ્ત્રીનિંદક નથી જ, પણ એને સ્ત્રીની સામેસામ ઊભવાનું પસંદ નથી. એનાથી બને ત્યાં સુધી એ સ્ત્રીથી દૂર ભાગતો હોય છે. સ્ત્રીની મુલાકાતમાં કોઈ સ્ત્રી વધારે છૂટ ન લઈ જાય તે માટે એ સૌથી પહેલાં તરત જ તેને ચૂમવા માટે પોતાના હાથ લંબાવી દે છે. ઘણી યે સ્ત્રીઓ એના તરફ જાતીય રીતે જ આકર્ષાયેલી ખરી પણ તેમણે એને પકડવાનું પછી માંડી વાળેલું. ગોબેલ્સની સ્ત્રીએ

શરૂઆતમાં એને સાંજની મિજબાનીઓમાં નિમંત્રી ઘણી વાર ખૂબ સુંદર સ્ત્રીઓનો ભેટો કરાવી આપેલો, પણ હજી સુધી એનો કોઈ પણ એક સાથે સંબંધ જોડી આપવાનો લહાવો એને સાંપડ્યો નથી. અને એવી અફવા પણ ઊડી હતી કે રીચર્ડ વેગનરની પૌત્રી સાથે ભાઈસાહેબ ભરવાયા છે પણ એમાં કાંઈ વજૂદ હતું નહિ.

તો શું હિટલર સજાતીય વિકૃત છે? કેટલાં યે જર્મન છાપાંઓના ખબરપત્રીઓને એવી કુશંકા આવતાં તેમણે એ તપાસ જ્યારે શક્ય હતી ત્યારે હાથ ધરેલી. એ લોકોએ ત્યારના મ્યૂનિચના દિવસોમાં હિટલર જે હાજોમાં ઊતરતો, જમતો કે રાતવાસો કરતો તેવી બધી લોજના માલિકોની, કોફી હાઉસનાં નોકરોની, હોટેલોની માલિકણ બાઈઓની અને પોર્ટરોની મુલાકાતો લીધેલી પણ જાતીય બાબતમાં એમાંનાં કોઈ સાથે હિટલરનો સંપર્ક હતો એવો કશો જ પુરાવો મળ્યો નથી.

ને ન જ મળે ને! જાણે સૌથી પહેલાં તો એના જાતીય વેગનું વક્તૃત્વમાં ઉદ્દાત્તીકરણ થઈ ગએલું. એનું બાળપણ, એનો ઉછેર અને એની માતા સાથેનો એનો સંબંધ એ બધું એ બાબતમાં કારણભૂત છે અને તેથી ઘણા જર્મન લેખકો કહે છે કે હિટલર કુમારિકા છે તેમાં કશું જ ખોટું નથી.

અને એને પૈસાની શી જરૂર છે? રહેવાને ખાસા મઝાના સરકારી રાજમહાલયો છે, એક બોલતાં અનેક પડતું નાખતાં દોડી આવે તેટલાં દાસદાસીઓ છે, મોટરકારો ને વિમાનો છે. ૧૯૩૪ના જુનમાં જ્યારે એણે મુસોલિનીની મુલાકાત લીધી ત્યારે એની છેલ્લી અંગત ખરીદી એક રેઈન કોટની હતી.

સરકારી તિજોરીમાંથી તેથી જ એ કંઈ પગારબગાર લેતો નથી. એણે ધાર્યું હોત તો એ ઘણી મોટી રકમ એકલા પગારમાંથી

બચાવી શકયો હોત. ૧૯૩૫માં એણે જાહેર કર્યું કે દરબારી માણસોમાં એને એકલાને જ કોઈ બેંકમાં ખાતું નથી ત્યારે લોકોમાં જે એવી માન્યતા હતી કે તે ફ્રેન્ચ, હેર એન્ડ કંપનીનો ભાગીદાર છે તે દૂર થઈ ગઈ.

એની ખાનગી તિજોરી ન હોવાથી એની આત્મકથામાંથી ઊપજેલા લાખો રૂપિયા પણ નાઝીપક્ષને જ એણે આપી દીધા હશે ને? એ આત્મકથાનું વાચન ફરજિયાત હોવાથી ૧૯૨૫માં થયેલા એના પ્રકાશન પછી આજ સુધીમાં એની લાખો નકલો સારી એવી કિંમતે વેચાઈ ગઈ છે. એ એક જ પુસ્તકમાંથી એણે ઓછામાં ઓછું વળતર લીધું હોય તો ય આજસુધીમાં એને ૧૬૦,૦૦૦ પાઉન્ડ મળે. પણ યુરોપના રાજકારણના શાસકલોકના હિસાબનો અંદાજ કાઢવો એ સૌથી વધારે મુશ્કેલ બાબત છે. કોઈ પણ દેશમાં એવા મહાપુરુષોને નાણાંવિષયક સવાલ કરવો તે સુઘડ ગણાતું નથી. મુસોલિની અને સ્ટૅલિન પણ કંઈ ગજવામાં રૂપિયા રાખી બહાર નથી નીકળતા હોતા, જેમ પૈસાને અડતાં અભડાઈ જનારા સાધુરામો તેમજ સરમુખત્યારો પોતાની પાસે સિક્કાઓ રાખતા નથી હોતા.

તે, એ ધાર્મિક છે? શો સવાલ! એડોલ્ફ રોમન કૅથોલિક જન્મ્યો અને એ જ પંથમાં ઉછેર પામ્યો. પણ ધર્મ પરની શ્રદ્ધા એની પાસેથી ખૂબ વહેલી સરી ગઈ, ત્યારથી એ કોઈ પણ ધર્મ-ક્રિયામાં હાજરી આપતો નથી. મરતી વખતે પોતાનાં પાપોની કબૂલાત કરવાના ખ્રિસ્તી ધર્મના અગત્યના વિધિ તરફ પણ એ તદ્દન બેદરકાર છે. એણે સત્તા હાથ ધર્યા પછી તરત જ કૅથોલિક પ્રોટેસ્ટન્ટ અને ખાસ કરીને યહૂદીઓ સામે ધાર્મિક વિગ્રહ શરૂ કરી દીધો છે.

કારણ? કારણ ધાર્મિક નથી, રાજકીય છે. નાઝી ક્રાન્તિનું

પહેલું કામ જર્મનીની એકતાનું છે એમ એને લાગ્યું, અને તેથી એને રીશમાંથી હરીફાઈનું નામનિશાન ઉખેડી નાખવાનો આવેશ આવ્યો. "જ્યુડાઈઝમની જેમ વેટિકન પણ સંપૂર્ણ રીતે આંતરરાષ્ટ્રીય સંસ્થા છે અને તેથી અજર્મન છે, અને તેથી જ એનો બહિષ્કાર બોલાવવો" એવો એનો નિર્ધાર થયો.

હિટલરવાદના આ બધાં ગાંડપણના પાયામાં જર્મનીમાંથી અજર્મન (Non–German) બધાં તત્ત્વોને કાઢી નાખી જર્મનીને જર્મનો માટે જ અને જર્મનોનું જ બનાવી દેવાની ઉન્માદી ઇચ્છા છે. એણે બેંકરો સામે છીંક ખાધી કારણકે એ લોકોને જોવાથી આંતરરાષ્ટ્રીય નાણાંવિષયક સંબંધો અને આંતરરાષ્ટ્રીય વેપારી બળો યાદ આવતાં હતાં. એણે સામ્યવાદીઓ અને સમાજવાદીઓને પેટ ભરીને ધિક્કાર્યાં કારણકે એ લોક દુનિયાના એકેએક દેશમાં હતા અને મજૂરોને આંતરરાષ્ટ્રીય પાયા પર સંગઠિત કરવા માગતા હતા. એણે બધા શાંતિવાદીઓ સામે પણ તિરસ્કાર છોડયો હતો કારણકે તે લોક યુદ્ધનો વિરોધ કરતા હતા અને આંતરરાષ્ટ્રવાદીઓ હતા.

એ બધા ઉપરાંત એને તો ઠેઠ ભગવાન સામે પણ ઘણી ગૂંચો છે, કારણકે તે યહૂદી હતો. બીજી ગૂંચ રાષ્ટ્રવાદી છે. વિશ્વયુદ્ધમાં જે ભગવાને ફ્રેંચ જાતિ અને બીજી હલકી જાતિઓને જર્મની પર વિજય અપાવ્યો તેવો કોઈ પણ ભગવાન જર્મની માટે કેવી રીતે સંતોષકારક હોઈ શકે? આ ઉપરાંત પણ એક ગૂંચ છે. તે જરા અંગત છે. જર્મનીમાં તો ભગવાન બનવાની તક હિટલરને જ હોઈ શકે ને?

એ શું : જર્મન રાષ્ટ્રમાં યહૂદી? જર્મન રાષ્ટ્રમાં એ યહૂદી-

એની સાથીદારી શી? ભાગીદારી શી? એના હાડેહાડમાં જ્યૂ સામેનો તિરસ્કાર સળગી ઊઠયો. એનાં અંગેઅંગમાં જ્યૂ સામેનો ધિક્કાર ફેલાઈ ગયો. આજકાલનો નહિ, એની આત્મકથામાં ઉલ્લેખ છે કે સત્તર વરસના એડોલ્ફે–પોતે પહેલી વાર જ્યૂને જોયો ને એને પગથી માથા સુધી ઝાંઝ ચડી ગઈ.

"આ જ્યૂ શું જર્મન હોઈ શકે?" એની ખોપરીની દીવાલ સાથે અવાજ અથડાયો.

અને એણે સત્તા હાથમાં લીધા પછી શું જોયું? "જ્યૂલોક જર્મની પર પથરાઈ પડયા છે, એમણે આપણા રોજગાર લઈ લીધા છે, એ લોક બર્લિનના છાપખાના પર કાબૂ ધરાવે છે, રંગભૂમિ પર અને લલિતકલાઓ પર પણ સત્તાવાળા છે, એ જ લોક ડૉકટરો છે, વકીલો છે, અધ્યાપકો છે, જ્યૂ નામનો કાળો પ્લેગ જ્યાં ને ત્યાં પથરાઈ ગયો છે." એ જોરશોરથી બરાડી ઊઠયો.

એ જ વાત એણે આત્મકથામાં દસ વરસ પહેલાં ઉચ્ચારી હતી, અને એ જ વાત એણે દરેક નવી આવૃત્તિમાં વધારે ને વધારે ભારથી રજૂ કરી છે. એણે છેલ્લાં એક ફ્રેંચ પ્રકાશકને સાફસાફ સંભળાવી દીધું કે "જો મારી આત્મકથા છાપવી જ હોય તો તેમાં જ્યૂવિરોધી એકપણ અક્ષર ખરી પડવો ન જોઈએ."

૧૯૩૪ની સાલ પછી હિટલરે એક નાટક જોયું. એ નાટકનું નામ 'ટોવેરીશ' હતું. એમાં રશિયાના લક્ષ્મીનંદનોની સ્થિતિની કરુણતા હતી અને બોલ્શેવિકો સામેની ઘૃણા હતી. એને આખું નાટક ઘણું ગમી ગયું. પણ પાણી પીને ઘર પુછાવતો હોય તેમ એના રહસ્યમંત્રીએ તાબડતોબ પૅરિસ તાર કર્યો:

" 'ટોવેરીશ' નાટકનો લેખક જેકસ ડેવલ એની ત્રણ પેઢી સુધી શુદ્ધ આર્ય ઓલાદનો હતો ?"

જો જરા પણ જ્યૂતત્ત્વ એ લેખકમાં હોય તો હિટલરને પોતાને તેનું નાટક જોવું ખૂબ ગ્લાનિ ઉપજાવે તેવું લાગેલું.

એ ચેનસેલર થયો તે પહેલાં જ ઘણા વખતથી ટેલિફોન પર પણ એણે જ્યૂ સંપર્કનો ત્યાગ કરી દીધો હતો. મોટા લૉર્ડ રીડીંગની આબરૂવાળા એક વૉલ્ટર લીપમેને એની મુલાકાત માગી. એણે સંભળાવી દીધું :

" શી ધૃષ્ટતા ! " બ્રાઉન હાઉસમાં જ્યૂની મુલાકાત ! બ્રાઉન હાઉસનાં પવિત્ર કમાડ જ્યૂના પડછાયા સામે પણ વસાયેલાં જ રહેતાં.

૩

# સરમુખત્યારીની માનસબિમારી

સરમુખત્યાર હિટલરને માનસબિમારી છે? શી ખબર! પણ માણસ હોય તેને મન હોય છે ને તે તો એને ય છે અને એ મનમાં એક ધૂન છે—મહાન જર્મન પ્રજાની.

પણ એ પોતે જ જર્મન નથી ત્યાં! તેમાં શું? એવો એ એકલો જ ઓછો છે? બીજા ઘણા ય આજે જ્યાં શાસન કરવા પહોંચ્યા'તા તે પ્રદેશના નહોતા. મુસ્તફા કમાલને જોઈ ને તેને તમે ગ્રીક કહેવાની ના પાડો પણ એ ગ્રીક હતો અને સાલોનિકામાં જન્મ્યો હતો. પીલસુદસ્કી પોતે લીથુઆનિયન હતો. મુસ્સોલીની ઇટાલીમાં જન્મ્યો હતો, અને સ્ટૅલિનને તો સૌ જાણે છે કે એ રશિયન છે જ નહિ. તો પછી એડોલ્ફ ઑસ્ટ્રિયામાં જન્મ્યો તેમાં એનો શો દોષ?

ઑસ્ટ્રિયામાં બ્રોનો છે ને બ્રોનોના મુખ્ય રસ્તા પર એક ત્રણ માળ ઊંચું મકાન છે. એ મકાનમાં એડોલ્ફની આંખો પહેલી વાર ઊઘડી અને એણે પહેલી વાર પ્રકાશ જોયો. એ ઘર હિટલરનાં

માબાપની માલિકીનું નહતું, પણ ભાડાનું હતું; પણ હિટલરના બાપની સ્થિતિ ગરીબ હતી અને સરમુખત્યારે બાળપણમાં ભૂખમરો દીઠેલો એ વાત તો ગલત છે.

આજે ત્યાં ઘણા એવા છે જેમણે એને નિશાળીઓ દીઠેલો. સ્પીટલ ગામમાં એનાં માસીબા પણ જીવતાં જાગતાં છે અને જે આયાએ એની માતાના પેટમાંથી એને બહાર કાઢેલો તે પણ આજે ખૂબ ગમતી ને રસિક બુઢ્ઢી છે.

ઝેકોસ્લોવાક હદ પરના ડાન્યુબના કિનારાપ્રદેશમાં એ સરમુખત્યારના પિતામહ રહેતા. ૧૯૯૨ના ફેબ્રુઆરીના કોઈ દિવસે સ્પીટલ ગામમાં જોહાન હિડલર નામનો એક આદમી જન્મ્યો હતો, તે જ એડોલ્ફ હિટલરનો પિતામહ. હીડલર એક રખડતા મિલરનો ગોઠિયો હતો. એને મેરિયા આના સીકલગ્રુબર નામની એક બાઈ સાથે સંબંધ થયો અને મેરિયાને પરણતાં પહેલાં ૧૮૩૭ની સાલમાં એક દીકરો સાંપડયો. મેરિયા સીકલગ્રુબર ત્યાર પછી પાંચ વરસે પોતાના છોકરાના બાપ હિડલર સાથે પરણી અને ત્યાં સુધી મેરિયાએ દીકરા સાથે પોતાનું નામ સીકલગ્રુબર જોડેલું. મેરિયા અને હિડલરનો એ દીકરો ચાલીસ વરસનો થયો ત્યારે એની જાત કાયદેસર રીતે એનાં બાબાપા સાથે જોડાઈ. ત્યારે ૧૮૭૭ની સાલ ચાલતી હતી અને ત્યારે એનું નામ એલોઈ હિટલર પડયું. આપણા એડોલ્ફ હિટલરનો એ જ બાપ થાય.

પણ હીડલરનું હીટલર કેમ થઈ ગયું?

એમાં કોઈ ચમત્કારો હોતા નથી, એ બધું એમ જ થયા કરતું હોય છે. આખો દિવસ જમીનને ફોડતા ને રોટલો પકવતા ખેડૂતો કંઈ લખી વાંચી શકતા હોતા નથી. હીડલરનો બાપ પોતાને

હિટલર કહેતો હતો. પાછું હટલરનું હીડલર થઈ ગયું, અને સરમુખત્યારના જન્મ પછી હિડલરનું હિટલર થઈ ગયું. આજે પણ એડોલ્ફની બેન પોલા પોતાને હીડલર જ કહે છે.

એડોલ્ફ હિટલરનો બાપ એલોઈ હિટલર કોબ્લર હતો અને ત્રણ વાર પરણ્યો હતો. એની પહેલી સ્ત્રીનું નામ આના હતું, અને ત્યારે એ સીકલગ્રુબર કહેવાતો. આના એલોઈ કરતાં ચૌદ વરસે મોટી હતી અને તેથી જ તે એલોઈની સ્ત્રી અને માતા બન્ને બની શકી હતી અને પાછી શ્રીમંત હોવાથી એ જુવાન કોબ્લરની ઠીક ઠીક સંભાળ રાખી શકતી. ૧૮૮૩માં આના મરણ પામી અને પછી છઠ્ઠે અઠવાડિયે જ એલોઈ એક ફ્રેનઝીસ્કા સાથે પરણ્યો. પણ તે ૧૮૮૪માં મરણ પામી, અને પછી બરાબર ત્રણ મહિને એલોઈ, ત્રીજીવાર એક કલારા નામની બાઈ સાથે પરણ્યો. પછી કલારા અને એલોઈના સંબંધથી ૧૮૮૯ના ૨૦મા દિવસે ત્રીજી રીશનો સર્જક એડોલ્ફ કલારાને સાંપડયો. એડોલ્ફ એની ઓગણત્રીસ વરસની માતાને ધાવતો હતો ત્યારે એનો બાપ બાવન વરસની ઉંમરે હરખાતો જોતો હતો.

એની પહેલી સ્ત્રી આનાએ એલોઇને બે બાળકો આપ્યાં હતાં: એક દીકરો હતો, એક દીકરી હતી. દીકરો હેમબર્ગની એક હોટેલમાં નોકર હતો ત્યાં થોડાં વરસ પહેલાં મરણ પામ્યો અને દીકરી એન્જેલા વિયેનામાં જઇને પરણી હતી અને રસોયણ તરીકે કામ કરતી હતી.

કલારાથી પણ એલોઇને એડોલ્ફ ઉપરાંત બીજાં બે બાળકો થયાં. એક પોલા જે ૧૮૯૭માં જન્મી હતી તે આજે વિયેનામાં જીવે છે; અને બીજું બાળક તો બાળપણમાં જ મરણ પામ્યું હતું.

પોતાની પહેલી સ્ત્રી આનાની લાગવગથી એલોઇને બ્રોનોમાં કસ્ટમ ઇન્સ્પેક્ટરની નોકરી મળી હતી અને પછી એ ત્યાં જ કલારા અને એડોલ્ફ સાથે રહેતો. પછી એલોઈને પેન્શન મળ્યું અને પછી એ લોક લીંઝ પાસે રહેવા ગયાં ને એક ઘર ખરીદ્યું. એલોઇ ૧૯૦૩માં મરણ પામ્યો.

મરણ પામેલા એલોઈનું ચિત્ર આજે પણ કબર પર દેખવા મળે છે. ગોળ અને મોટી ખોપરી, આછા ઉગેલા વાળ, નાની તીણી અને ઘાતકી નજર નાખતી સાંકડી આંખો, સાયકલના હાથા જેવી વાંકી વળેલી મૂછો અને હથોડા જેવી જુલ્મી અણિદાર હડપચી, એડોલ્ફને વારસો આપતી આજે પણ મોજૂદ છે. એડોલ્ફની માતાનું ચિત્ર પણ ઊંચા ને ટટાર શરીરવાળી, સાંકડા મુખ પર ઉત્તેજિત રેખાઓવાળી, અને સંકોચાયેલા ગાલ પરની ચળકતી ને મોટી આંખોવાળી છબિ ખડી કરે છે.

જુવાન એડોલ્ફ એના બાપને ધિક્કારતો ને માને ચાહતો. એ ધિક્કાર ને ચાહનાના અંકોડાની ગ્રંથિઓમાં હિટલરચરિત્ર ઘડાયું. માનસચિકિત્સા એ ચરિત્રને ઇડિપસ ગ્રન્થિના નામથી આંકે છે.

“ તું નમાલો છે, નકામો છે, તરંગી છે ને આળસુનો સરદાર છે...તું ફટિયો હડમાન છે, ચાંદાપોળીમાં જ રાચનારો છે, તું કંઈ ઉકાળવાનો નથી...” એવા એવા બાપના બોલે હિટલરનાં ઘડતર ઘડયાં છે, અને બાપ તરફથી એની પીઠ પર પડતી ધક્કામુક્કીઓ અને મારપીટ એ આજે ય ભૂલ્યો નથી.

જુવાન એડોલ્ફે ત્યારે બાપાના વિરોધમાં પોતાની જાતને માતામય કરવા માંડી. બાપના હરીફે એણે બાપાથી વિરોધી ચરિત્ર ઘડવા માંડયું. બાપ ખૂબ ઢીંચતો, એણે દીકરાએ દારૂનો ત્યાગ

કર્યો; બાપા એક પછી એક ત્રણ સ્ત્રીઓને પરણ્યા હતા, એણે સ્ત્રીજાત સાથેના એવા પ્રેમાચારને પાદાઘાત કર્યો; બાપને વિષયસુખ ગમતું, હિટલરે તેની બીક કેળવી.

એ બધાના વળતરમાં એણે એની માતા પર પ્રેમનો બધો આવેશ ઠાલવી દીધો. બા પણ બાપાને ધિક્કારતી હતી. એય બાપાને તિરસ્કારતો. બન્નેની એકતા જામી. એણે માતા પાસેથી ઘણી વાતો સાંભળી હતી. તેમાંની એક એના બાપા જેવા ન થવાની હતી અને બીજી કલાકાર બનવાની હતી. એડોલ્ફે એ બન્ને વાતો યાદ કરી લીધી અને એણે માતાને પ્રસન્ન કરવાના અને તેથી સત્તા હાથ કરવાના પોતાના જ હક્કના વિચારો કર્યા જ કર્યા.

તો શું બધા જ સરમુખત્યારો એવા હોતા હશે? કોઈ પણ સમધારણ માનવી આખા રાષ્ટ્ર પર સરમુખત્યારીથી શાસન કરવાની હોડમાં કેમ ઊતરી શકે? આજના સરમુખત્યારો તો આ રહ્યા. કમાલ આતાતુર્કનું અંગત જીવન કેવું કારમું અવ્યવસ્થિત ને અંધેર હતું! ડોલ્ફસને વામનગ્રન્થિ હતી. પીલસુદસ્કીનો રોષ ઉગ્રતામાં માનસબિમારી સુધી પહોંચી ચૂકયો હતો. યુથોપિયાના યુદ્ધે મુસોલિનીને "મેગાલોમેનિયાક" તરીકે પુરવાર કર્યો છે. સ્ટૅલિન એકલો જ અપવાદ જેવો દેખાય છે ને માનવતાની સમધારણતા સાચવી રહ્યો છે. પણ એ ય જુવાન હતો ત્યારે તો બોંબ નાખનારો જ હતો તે કેમ ભૂલી જવાય!

૧૯૧૪ના વિશ્વવિગ્રહ પછી એવો પલટો આવી ગયો છે. જૂની સત્તા પદભ્રષ્ટ થઈ છે. દીકરાદીકરીઓએ બાબાપાઓને ગાદી પરથી ગબડાવી પાડયાં છે. જુવાનોએ શિક્ષકોને, ગુરુઓને, આચાર્યોને, શાળાઓને અને મંદિરોને નકાર્યાં છે.

જૂની સત્તાગ્રન્થિ સંકોચાઈ ગઈ. ધર્મની ગાદી પર વિજ્ઞાનની તાજપોષી ઊજવાઈ. અને બાપાઓની સત્તાગ્રન્થિ પર હિટલરો ને મુસોલિનીઓ બિરાજ્યા. છોકરાંઓએ બાપાઓને નકાર્યા પણ હિટલરની, મુસોલિનીની, પીલસુદસ્કીની, જુગોસ્લોવિયાના એલેકઝાન્ડરની, ડોલફસની, કમાલની, સ્ટૅલિનની સત્તા નકારી ન શકયાં. સત્તાનું કેન્દ્ર ખસીને ઘરમાંથી બહાર નીકળ્યું.

સત્તાના સંચલનમાં આવતા પ્રેમને બીકના વેગની ગતિ સરમુખત્યારોએ અનેકગણી વધારી મૂકી. જુગોસ્લોવિયાના એલેકઝાન્ડરે બળવાખોર ક્રોટસને મનાવી લેવાના પ્રયત્ન સાથે જ તેમને શૂળીએ ચડાવ્યા. ઠીંગણા ડોલફસે સમાજવાદીઓનાં ખૂન કરવા તોપોને છૂટી મૂકી દીધી અને પછી પોતાને માફ કરવા તેમને વીનવ્યા. કહે છે કે હિટલર પણ એના ઘણા અનુયાયીઓનો વહાલો છે અને એણે જુનની ૩૦મીએ કત્લેઆમ ચલાવી. જાણે સરમુખત્યારોના ખૂની ચરણોમાં લેટવાનો રોગચાળો લાગુ પડયો છે.

એવાં વધારે ને વધારે રોગીઓ પોતાની લઘુતાઓને સરમુખત્યારીની મહત્તામાં શમાવતાં ને પોતે મહાન બનતાં જોડાતાં જાય છે. સરમુખત્યારીની સત્તાના લોહીમાંસનો જાણે તે સૌ ઉપભોગ કરે છે. જાણે તે સૌ સરમુખત્યારના અનેક આત્માઓ અને સરમુખત્યાર તેમનો બની રહે છે. સત્તાગ્રન્થિમાં સૌ ગળા સુધી ગચકાઈ જાય છે.

જર્મનો કહે છે કે તેઓ હિટલર માટે નથી લડતા પણ હિટલર તેમને માટે લડે છે. મુસોલિનીને પોતાને માટે સત્તા જોઈતી નથી પણ ઈટાલીને માટે જ જોઈએ છે. સરમુખત્યારીની સત્તાગ્રન્થિમાં જાણે સરમુખત્યાર અને તેના ભગતરામો એક બની જતા દેખાય છે. એ હૃદયમાં જ આજ્ઞાધારકતા ને અવગણનાનાં, પ્રેમ

અને તિરસ્કારનાં ભયંકર તત્ત્વો ભેગાં મળે છે અને એ સૌમાં ગરકાવ થઈ ગયેલો સરમુખત્યાર ઘડીભર તારણહાર બની રહે છે. સરમુખત્યારો સત્તા સાચવી શકે છે કારણકે તેમની પ્રથામાં તલવારને મ્યાન નથી હોતું, તેમની ઘટનામાં પશુબળ નિરંકુશ ચરતું હોય છે, અને આપણે ભલાંભોળાં સામાન્ય કોટિનાં નરનારીઓ તેમનાથી ડરીને ચાલવાનું પસંદ કરતાં હોઈએ છીએ.

## ૪

# નાઝી હિટલર

વાત જરાક અણગમતી છે પણ એ હકીકત છે. એડોલ્ફ રાજકારણમાં જાસૂસ તરીકે પેઠો. એનું જાસૂસ તરીકેનું ચરિત્ર હીડને લંબાણથી ચીતર્યું છે. જર્મન લશ્કર રીશવેરમાં એ એક નાનકડો અમલદાર હતો. ૧૯૧૯થી જ એણે જાસૂસી શરૂ કરી હતી. એ મજૂરોની સભાઓમાં ઘૂસી જતો, કામદારોનાં મંડળોમાં મળી જતો, અને પછી એના ઉપરી અમલદારોને મજૂરોની હિલચાલની હકીકતો અનેક મરચાંમીઠાં ભભરાવીને કહેતો.

એક દિવસે એક ગોટફ્રીડ ફીડર નામનો માણસ ભાષણ આપતો હતો. હિટલર ધ્યાન દઈને સાંભળતો હતો. એણે ઘણું બધું સાંભળ્યું પણ તેમાં એને એક વાત યાદ રહી ગઈ. એ ગોખતો ગોખતો ઘેર ગયો: "રેફેનડીસ એટલે ચાવેલું ખાનારા યહૂદીઓ અને સ્કાફેનડીસ એટલે સર્જક આર્યો." એડોલ્ફને એ વાત એવી તો ગળી લાગી કે એ પાણી પાણી થઈ ગયો.

એ ફીડરનો એક ઓળખીતો હતો, એન્ટન ડ્રેક્ષ્લર. એણે એક મજૂરમંડળ સ્થાપ્યું હતું. ડ્રેક્ષ્લરે એડોલ્ફને આમંત્રણ આપ્યું કે આપ પણ પધારો ને મંડળમાં જોડાવ, એકથી બે ભલા.

એડોલ્ફે બરાબર બે દિવસ સુધી હા પાડતાં પહેલાં ધ્યાન ધર્યું. હિટલર એમાં જોડાયો ત્યારે એનો નંબર સાતમો હતો. એ મંડળના કુલ સભ્યો સાઠ જેટલા જ હતા. એ મંડળનો હિટલર નેતા બની રહ્યો. એણે એનું નામ N. S. D. A. P. (National Sozialistische Dentsche Arbeiter Partei) પાડ્યું જે આજે નાઝીના નામથી જગમશહૂર છે. શરૂઆતમાં એણે વીસ માણસોની સામે જોરદાર ભાષણ આપ્યું પણ પછી એ વીસ હજાર સમક્ષ બોલ્યો. એણે એનું ખાનગી લશ્કર સ્થાપ્યું, અને તે એસ. એ. એટલે 'ભૂખરી ડગલી'ના નામથી ઓળખાવા માંડ્યું. ૧૯૨૩માં એણે મ્યૂનિચમાં બળવો કરવાનો પ્રયત્ન કર્યો પણ હાર્યો ને કારાગારમાં પુરાયો. અને પછી પાછો બહાર નીકળ્યો.

ખૂબીની વાત તો એ છે કે હિટલરનો નાઝીવાદ જન્મ્યો ત્યારે તે સમાજવાદી પક્ષની ઉદ્દામ પાંખ જેવો ફફડતો હતો અને એનો કાર્યક્રમ મૂડીવાદ વિરોધી હતો. એ કાર્યક્રમનું તહનામું લઈને હિટલરે સત્તાનાં પગથિયાં પર પગલાં માંડયાં, પણ એણે પગલે પગલે સમાજવાદી કાર્યક્રમને એક પછી એક ફેંકી દેવા માંડયો.

"હાં, હાં હિટલર!" ભલાંભોળાંના ભરમ ભાગવા માંડ્યા.

"પણ મેં એને માન્યો છે જ ક્યારે? એ તો...એ બધું ન હોય તો મત ક્યાંથી મળે?" એ મનમાં બબડ્યો ને આખું મોઢું ખોલીને ખડખડાટ હસ્યો.

પછી એણે ધીમેધીમે લશ્કરી ઓળખાણો તાજાં કર્યાં અને લશ્કરમાં રીશવેરમાં પોતાની અસર જમાવી. જે મંડળમાં એ

સાતમો સભ્ય બન્યો હતો તેમાંથી એણે ડ્રેક્ષલર અને ફ્રીડરને હાંકી કાઢયા. નાઝીપક્ષ પણ એનું જ સર્જન બની રહ્યો. એણે એના માથામાંથી આર્યત્વના ને રાષ્ટ્રવાદના ચસકા કાઢી કાઢીને પોષ્યો પાળ્યો ને મોટો કરવા માંડયો. એને મદદ કરનારાંઓ પણ પડાપડી કરવા લાગ્યાં.:મોટા મોટા ઉદ્યોગપતિઓએ ઉદાર હાથની સખાવતો લંબાવી, કુશળ મૂડીવાદી રાજકારણના ખેલાડીઓએ પણ હિટલરના એ ફરજંદને આવકાર્યું. અને ગુંડાઓએ તેની રક્ષા કરવા દોટ દીધી. એ સૌની વચમાં હિટલર તેનો પ્રણેતા પેટભરીને હરખાઈ રહ્યો હતો, અને એ પક્ષના કાર્યક્રમની નાનામાં નાની વિગતો ઘડતો હતો ને જર્મનીમાં કદી નહિ જણાયેલી એવી પ્રચારની રીતભાતો ઉપજાવતો હતો. નાઝીપક્ષ હિટલરની માતા, સ્ત્રી અને રખાત બધું જ બની રહ્યો. હિટલરને એ વિના બીજાં બાળકો ય કયાં હતાં?... છેવટમાં તો તેમની સંખ્યા એક કરોડ ને ત્રીસ લાખ સુધી પહોંચી ગઈ.

"પણ હું તો ઓસ્ટ્રિયાનો વતની ને હીડનબર્ગ પાસે કેવી રીતે દોડી જાઉં ?" એડોલ્ફ હિટલર પોતાની જાતને જર્મન દીક્ષા પમાડવાની ચિંતામાં તલસતો હતો, પણ તે વખતની જર્મન રીશ સરકારનો એડોલ્ફના માથે કોઈ સરકારી હોદ્દો ઓરાઢવાનો ઈરાદો નહતો.

પછી એણે એના ભાઈબંધોને સંભાર્યા. ડોક્રીક એનો જૂનો દોસ્ત હતો અને રીશમાં મોટો અમલદાર હતો. બીજો એક, ડીટરીશ હતો અને તે બ્રુન્સવીકમાં ન્યાયખાતાનો પ્રધાન હતો. ડીટરીશે એની નિમણુક બર્લિનમાંના બ્રુન્સવીક લીગેશનના સલાહકાર તરીકે કરી. છેવટે ઓસ્ટ્રિયાના ગામડાનો એ રખડુ છોકરો જર્મન બન્યો અને કોઈ વાર વક્તા બનીને, કોઈ વાર ગુંડાઓ રોકીને, કોઈ વાર દેવનો દીધેલો હોવાનો સ્વાંગ સજીને, તો કોઈ વાર પોક મૂકીને

રોઈ પડીને એણે મહાન જર્મનીનો ખ્યાલ રચ્યો ને પોતાને શિખર પર જોતો સત્તા હાથ કરતો ચાલવા લાગ્યો.

પણ એ એકધ્યાની તો ખરો જ ખરો. એની રીતભાતો બદલાય, એનો વ્યૂહ બદલાય, એના ઈરાદા બદલાય, પણ એનો આદર્શ કદી ન બદલાય. મહાન જર્મનરાષ્ટ્ર ઘડવું ને તે ઘડતરના ચણતર પર પોતાની જાતને સ્થાપવી એ એનો વણબદલાયેલો આદર્શ છે ને એ આદર્શને માટે કોઈ પણ ખુનામરકી, કોઈ પણ કાવતરું, કોઈ પણ ચાલબાજી, કોઈ પણ કજિયાખોરી એને માટે ત્યાજ્ય નથી.

અને એ સ્થિર પણ ભારે છે. બધા સરમુખત્યારો સ્થિર હોય છે. જ્યારે મોટી ચૂંટણી થઈ ત્યારે કેટલી યે મુલાકાતો પછી, કેટલાં યે ભાષણો પછી, એ જેવો ને તેવો તાજો ને શાંત હતો. ત્યારે એણે કહ્યું હતું કે "મારી પાસે જો કોઈ વિધાન છે તો તેને પહોંચી વળવાનું સામર્થ્ય પણ હોવું જ જોઈશે."

એની પાસે એક દૃષ્ટિ પણ છે. એ રાજકીય દૃષ્ટિ છે. એની ગણતરીઓ ચાલાકીભરી ને ઝીણામાં ઝીણી વિગતોવાળી હોય છે. યહૂદીના વિરોધના વેગનો ઉપયોગ એણે રાજકારણમાં કરી દીધો. એણે એના મનમાંથી કાઢીને યહૂદી ભયાનકતા જર્મનીમાં રમતી મૂકી દીધી.

૧૯૩૩માં એ નાઝીબાવાએ ચૂંટણી જંગમાં ઝૂકાવ્યું, અને સૌથી મોટો શોરબકોર કરતો એનો ચીપિયો ખખડાવતાં ભટકવા માંડયું. એ ચૂંટણી જંગના નાઝી ખેલાડીઓએ ચૂંટણી જાહેરનામામાં અનેક વચનોની હારમાળાઓ આપી દીધી. એમણે બેકારીનો નાશ આપ્યો, વર્સેલ્સના તહનામાનો અંત આપ્યો, ઍસ્ટ્રિયાનું

જોડાણ આપ્યું, પોલેન્ડને પચાવી પાડવાની મુરાદ આપી, ઉદ્યોગોનું સમાજીકરણ બતાવ્યું, મૂડી પરના વ્યાજની નાબૂદી ઉચ્ચારી, ખેડનારાને જમીનોની બક્ષીસ ધરી—જાણે જૂઠાણાનો દરવાજો ખુલ્યો હોય એમ હિટલર એ બધાં મિથ્યા વચનો, લાગણીથી ને વેગથી, બરાડી બરાડીને બોલતો હતો.

એવું એવું જ્યારે જ્યારે એ બોલતો ત્યારે એ કહેતો કે એની અંદરથી અંતરનાદ બોલે છે. એનો બોલતાનો અવાજ એકાએક ખચકાઈ પડતો, કોઈ વાર એની આંખમાંથી લાગણી છલકાઈ જતી, કોઈ વાર એનો અવાજ ઉતરડાઈ જતો, કયારેક તો અંતરનાદ પુકારનાર એનું મોઢું શબ્દ વિના જ ખુલ્લું રહી જતું. ત્યારે એના ભગતરામો 'હેઈલ હિટલર' પૂકારતાં ને પાછી વાણી એના મોઢામાંથી ઊછળતી. અંતરનાદ ઊઠતો હોય ત્યારે જ એવું થાય ને ?

૫

# જર્મન પ્રજાસત્તાકનું ખુન

જર્મનીને જર્મનરાષ્ટ્ર, જર્મન રાષ્ટ્ર અને એડોલ્ફ હિટલર એ બધા શબ્દો સમાનભાવી બની રહ્યા. એના મેસમેરીક ચરિત્રથી હિટલર જર્મન મૂડીવાદને રક્ષનારો ફિરસ્તો બની રહ્યો અને રાષ્ટ્ર-વાદની પૂજા માગતાં મધ્યમ વર્ગીઓનો દેવ બની રહ્યો.

એ દેવ જર્મન પ્રજાને સંતોષતો સંબોધતો હતો કે "જર્મનોને બિમારી લાગુ પડી છે, અને એ બિમારીની દવા પોતે એકલો જ જાણે છે." એ આવેગમાં આવી ઊછળીને કહેતો હતો કે "જર્મનીનું પતન થયું છે, જર્મની અપમાન પામ્યું છે..."

"બોલો, બોલો" એ બૂમ પાડતો હતો, "હું કહું છું તે કબૂલ કરો. તમારાં દુઃખોની કબૂલાત કરો."

"જેણે તમને પીઠ પાછળથી ઘા કર્યો છે, તે લોકો યહૂદીઓ છે, સામ્યવાદીઓ છે. આજે એ બન્ને તમારા પર રાજ કરે છે. એ લોક તમને સ્વમાનનો રસ્તો લેતાં અટકાવે છે. એ જ લોક જર્મન પ્રજાની આધ્યાત્મિકતાના મૃત્યુ સમાન છે અને તમારી

પોતાની આધ્યાત્મિકતાનું પણ એ જ મરણ છે. કારણકે તમે જર્મન છો, આપણે જર્મન રાષ્ટ્ર છીએ. માણસાઈ મેળવો, રાષ્ટ્રદ્રોહીઓને મારી હટાવો, યહૂદીઓને, પ્રજાસત્તાકવાદીઓને હાંકી કાઢો...”

આવી એડોલ્ફની વાણી, આ જ શબ્દોમાં, કોઈવાર તો અબ્બે કલાક સુધી એકધારી વહેતી. એ સાંભળતી સ્ત્રીઓ ખાસ કરીને ગળગળી થઈ જતી. અને જો સભા સ્ત્રીઓની જ હોય તો તો એ ચીસ પાડી ઊઠતો, “ તમે સૌ મારી છો અને હું આજીવન તમારો છું ...”

એવા એડોલ્ફની ચઢતી ગતિમાં કેટલાક વિપરીત સંજોગો સાથ આપી રહ્યા હતા.

સાર પરની ફ્રેંચ ચડાઈ સામે નિષ્ક્રિય પ્રતિકારમાં નીચલો મધ્યમવર્ગ કચડાઈ ગયો હતો અને તેને હિટલરનાં ઉડાઉ વચનો ઉશ્કેરતાં હતાં.

મ્યુનીંગની રીતભાતે ઉપલો મધ્યમ વર્ગ જે આર્થિક મંદીમાં ઘવાયો હતો તેને કચડી નાખ્યો હતો. એ પક્ષની ભૂખ પર પણ નાઝીઓ મિજબાની માણતા હતા.

૧૯૩૦થી જર્મનીનો મહાશ્રીમંત થાયસેન નાઝી પક્ષને લખલૂટ પૈસા આપી એ રાષ્ટ્રવાદના ગાડા પાછળ લટકી પડયો હતો.

વીમરતંત્રપર પ્રજાસત્તાકના પોતાના જ દરબારીઓ, લશ્કરી અમલદારો અને બીજા સરકારી તંત્રવાહકો ઘા કરી રહ્યા હતા.

આ સંજોગોમાં હિટલરને ગાદીનશીન કરનાર નીચેના પ્રસંગો ઝડપભેર બની ગયા. પેપન–સ્લીશેર–હિડનબર્ગ કાવતરાં, બીજી રીશટાગની આગ અને ત્રીજો ત્રીસમી જુનનો બનાવ.

૧૯૩૨ના કટોકટીના વરસમાં પંચાસી વરસનો હિડનબર્ગ જર્મન પ્રજાસત્તાકનો જૂનો પ્રમુખ હતો. એના વૃદ્ધ વ્યક્તિત્વ પર

બધું ટકી રહ્યું હતું. જાણે ભૂતકાળનું ભવ્ય સ્મારક હોય તેવા એ ગઈકાલના જર્મનીના પડછંદ અવશેષ પાસે એનો ચેન્સેલર પેપન જ જઈ શકતો.

એક રમૂજી દંતકથા કહે છે કે એક દિવસ હિંડનબર્ગ સ્વર્ગના દરવાજા આગળ ઘૂંટણીએ પડયો હતો. દરવાજા પરના ચોકીદાર સેઈન્ટ પીટરે એને પૂછયું, "કોણ છો?"

"હું હિંડનબર્ગ." એણે જવાબ દીધો.

"પણ અહીં કેમ!" પીટરે પૂછયું.

"કારણકે હું મરણ પામ્યો છું," હિંડનબર્ગે જવાબ દીધો. પીટરે ધોળા વાળવાળું માથું હલાવ્યું.

"ભૂલા પડયા લાગો છો! તમે મરણ પામ્યા નથી."

"હેં! હા, હા," ગૂંચવાયેલો હિંડનબર્ગ ગુસ્સામાં ગરજી ઊઠયો, "પેલા હરામખોર મીસનેરે મને ફરીવાર ખોટી માહિતી આપી લાગે છે, કે હું મરણ પામ્યો છું."

મીસનેર સ્ટેટ સેક્રેટરી હતો અને એની અસર એ ઘરડા પ્રમુખ પર ભારે હતી. મીસનેર ખૂબ ચાલાક રાજકારણી પુરુષ હતો. એણે છેલ્લા ત્રણે પ્રમુખના હાથ નીચે સ્ટેટ સેક્રેટરીનું પદ સાચવી રાખ્યું. સમાજવાદી ઈબર્ટ, ફીલ્ડ માર્શલ હિંડનબર્ગ અને નાઝી હિટલર. એમ કહેવાય છે કે મરણ પામતા હિંડનબર્ગે વીમર તંત્રને સાચવી રાખવાના એની પાસેથી શપથ લીધા હતા અને એમ પણ કહેવાય છે કે નાઝીલોક એના દ્વારા જ હિંડનબર્ગ સુધી પહોંચ્યા હતા.

મે ૧૯૩૦થી ૧૯૩૨ના મે સુધી બ્રુનીંગ જર્મનીનો ચેન્સેલર હતો. એણે વીમરતંત્રનો બચાવ કરવા બધું જ કર્યું. હિંડનબર્ગની

ફરી વાર પ્રમુખપદે ચૂંટણી કરાવી, હિટલરની ભૂખરી ડગલીઓને ગેરકાયદેસર બનાવી.

પછી એણે રીશટાગને બરખાસ્ત કરી, અને પોતાની જાતને હિંડનબર્ગને સોંપી દીધી. ૧૯૩૨ની સાલમાં બ્રુનીંગ એની પોતાની ઉપયોગિતાને પરવારી ચૂક્યો હતો. ભૂખરી ડગલીને ગેરકાયદેસર કરી એણે મજૂરોનો પગારકાપ કરી સામ્યવાદીઓને ક્ષુભવ્યા હતા, બેકારીને હળવી કરવા ખેતીવાડીખાતાના કાર્યક્રમમાં દેવાળિયા જંકરોની જાગીરો પડાવી લઈ જાગીરદારોને ઉશ્કેર્યા હતા. હિંડનબર્ગ ૧૯૩૨ના મેમાં એની જાગીર પર ગયો હતો. એનો દીકરો ઓસ્કાર નુડેકમાં હતો. બ્રુનીંગનું પતન કરી સ્લીશર સત્તાપર આવવા ઓસ્કારની આસપાસ ભાઈબંધીની ટોળકી જમાવતો હતો.

બ્રુનીંગ પ્રમુખ પાસે વધારે સત્તાઓ લેવા પહોંચ્યો પણ હિંડનબર્ગે એને ના પાડી દીધી અને દુઃખતા દાંતની જેમ ઉખેડીને ફેંકી દીધો.

પણ પછી બ્રુનીંગની જગાએ સ્લીશરને બદલે પેપન ૧૯૩૨ના જુનની ૧લી તારીખે રીશનો ચેન્સેલર થયો. જાણે હિંડનબર્ગ પેપનના પ્રેમમાં પડ્યો. પણ પેપનના હાથમાં ચેન્સેલરશીપ ઝાઝી ટકી નહિ. હજુય જર્મની પ્રજાસત્તાક તો કહેવાતું જ. પેપનને ચૂંટણીની જાહેરાત કરવાની ફરજ પડી. જુલાઈના છેલ્લે દિવસે ચૂંટણીનું પરિણામ આવ્યું: પેપન હાર્યો હતો. સૌથી વધારે મત નાઝીઓને મળ્યા.

નાઝીપક્ષનો સરદાર હિટલર હિંડનબર્ગ પાસે પહોંચ્યો. હિટલરે પોતાની માગણીઓ પ્રમાણે સત્તા માગી. હિંડનબર્ગે એને તિરસ્કારી કાઢ્યો અને પાસે બેઠેલા પેપન તરફ ફરીને બોલ્યો, " હિટલર એની

રીતભાત સુધારે તો ઠીક છે, નહિ તો હું એક ગામડાના પોસ્ટ માસ્તર તરીકે એની નિમણૂંક કરી દઈશ." પણ હિટલરની રીતભાત સુધરી નહિ અને પેપને રીશને બરખાસ્ત કરી.

ફરીવાર ચૂંટણી થઈ. ફરીવાર નવેંબરની છઠ્ઠીએ પેપન હાર્યો. એણે આ બીજા વખતની રીશટાગને બરખાસ્ત કરી. થોડીક કટોકટી પછી સ્લીશર ચેન્સેલર નિમાયો. એણે હિટલરને ધિક્કાર્યો ને કામદારો તરફ મુખ મલકાવ્યું, ટ્રેડ યુનિયન તરફ મુજરો કર્યો, પોતાની જાતને મૂડીવાદી નહિ અને સમાજવાદી નહિ એવી જાહેર કરી. લોકોએ એની અંદરનો વિશ્વાસ ખોયો, હિંડનબર્ગ એના તરફ ફફડી ઊઠયો ને બોલ્યો, " કાં, સ્લીશર ! તમારું લશ્કર મારી સામે જ અથડાવવા માગો છો કે શું ?"

સ્લીશર ગયો. જર્મનીના ઘરડા પ્રમુખે હિટલરને ચેનસેલર નીમ્યો. પેપન ઉપ-ચેન્સેલર બન્યો. પછી એ ઘરડો પથારીમાં લપેટાઈને ઊંઘવા પડયો, અને સ્લીશર સાથે એની સત્તા પણ સરવા લાગી. રીશટાગમાંથી પ્રજાસત્તાકવાદ પરવારતો હતો, અને રીશટાગની આગમાં એની છેલ્લી રાખ ઊડવાની હતી.

૬

# આગ લાગી

૧૯૩૩ના ફેબ્રુઆરીનો ૨૭મો દિવસ હતો. માર્ચની ૫મીની ચૂંટણીને થોડા જ દિવસની વાર હતી. ત્યારે જર્મન રિશટાગના મકાનમાં એકાએક આગ લાગી. એ આગમાં જર્મન પ્રજાસત્તાક રોકાઈ ગયું. અને ત્યારે લાગેલી એ આગના અંગારા હજુ ય અણબુઝાયેલા જ છે.

એ આગે થોડાક લાખ માર્કસનું ચણતર ને કમઠાણનો નાશ કર્યો. એ આગમાં સમાજવાદીઓ, સામ્યવાદીઓ અને પ્રજાસત્તાક-વાદીઓનાં હજારો શરીરો હોમાઈ ગયાં. એ આગે જન્માવેલી નાઝીખોરીની જ્વાળાઓ હજુ ય મધ્ય યુરોપમાં પથરાતી જગત આખાને ઝબ્બે કરવાની તરસથી તલસે છે.

એ આગમાં રાખ ઊડીઃ રીશ્ટાગની ભવ્ય ઇમારતની, હજારો શાંતિવાદીઓની, ઉદાર મતવાદીઓની, પ્રજાસત્તાકવાદીઓની, સામ્યવાદીઓની અને દરેક વર્ગનાં સજ્જન માનવીઓની જીવન-સાધનાની. એ આગમાં બિસ્માર્કના જૂના જર્મનીની, વીમરતંત્રની,

ખાખ ઊડતી હતી. એ આગની રાખમાંથી નાઝના વિજયનો લાવા વહેતો હતો, પણ એ જ આગના ધૂમાડામાંથી હિટલરની ત્રીજી રીશનો આકાર બંધાતો હતો.

૧૯૩૩ના ફેબ્રુઆરી માસના ૨૭મા દિવસની રાતના સવાનવ વાગ્યા હતા. ત્યારે પહેલવહેલી રીશટાગની ઈમારતમાંથી આગ ઝબૂકી, રીશટાગના છાપરા પર આગના ધૂમાડાનો પહેલો ગોટો ગબડયો. રીશટાગની જાળીઓ ને બારીઓમાંથી જ્વાળાઓએ જીભ કાઢી. મુખ્ય ખંડ આગમાં ચડભડી ઊઠયો. નવને પચીસ મિનીટે આગના સ્થળે ફાયર બ્રીગેડ પહોંચી. બર્લિનના મધ્ય જેવા અન્ટર ડેન લીન્ડેનના નાકા આગળથી જોતજોતામાં સમાચાર ફેલાઈ ગયાઃ "આગ લાગી રે આગ લાગી!"

એક કલાકમાં જ ગોરિંગ અને હિટલર આગના સ્થળે આવી પહોંચ્યા. અને જાણે બન્નેને એક સાથે એક સરખો અંતરનાદ ઊઠતો હોય તેમ બન્ને બોલી ઊઠયા, "એ આગ તો સામ્યવાદીઓનું કામ છે." જેમ નીરો રોમને સળગતું જોતો હસતો હતો તેમ રીશટાગને સળગતું જોતો હિટલર પણ આંખમાં આગ ચમકાવી બોલી ઊઠયોઃ "એ આગમાં ભગવાનનો આદેશ છે."*

પણ વાત એમ હતી કે, કેબિનેટમાં નાઝીઓના ત્રણ જ પ્રતિનિધિ હતા અને તેની સામે પેપન હ્યુગેનબર્ગના આઠ હતા. સત્તા પર આરૂઢ થવા માટે પાંચમી માર્ચની ચૂંટણીમાં નાઝી મતોમાં ઘણા મોટા વધારાની જરૂર હતી. રીશટાગની બેઠકોમાં હિટલરે બહુમતિ માટે ઝંપલાવ્યું. પણ પેપન–હ્યુગેનબર્ગ એને રોકવા માગતા હતા. હિટલર સામે થોડાક બીજા રાષ્ટ્રવાદીઓ પણ આડા ઊભા હતા. હિડનબર્ગને હિટલરમાં વિશ્વાસ ન હતો. હિટલર બળજબરીથી

* "A sign from Heaven." 'Hilter declaimed.'

હિડનબર્ગને પદભ્રષ્ટ કરશે એવી અફવા ઊડી ચૂકી હતી. નાઝીઓને મતો ગુમાવવાની ચિંતા પેઠી. એક જ વસ્તુ નાઝીઓને બચાવી શકે તેમ માલમ પડી.

નવી રીશટાગમાં છસો ડેપ્યુટીઓ હતા અને તેમાંથી સામ્યવાદી પક્ષના એકસો તો નક્કી જ હતા. નાઝીઓને અઢીસો જેટલાની ખાત્રી હતી પણ કુલ છસોમાં અઢીસો કંઈ બહુમતી ન કહેવાય. " પણ સામ્યવાદીઓના એકસો ડેપ્યુટીઓને ઉડાડી દેવાય તો ! " એ જ એક આશા પર નાઝીવાદ ઝઝૂમી પડયો. સામ્યવાદીઓની સો બેઠકો ભૂંસી નાખવાનો એણે નિરધાર કર્યો.

એ નિરધારથી નાઝીઓએ સામ્યવાદીઓના મથક કાર્લ-લીકનેકની ઝડતી લીધી અને સામ્યવાદીઓ બળવો જગાવવા માગે છે એવી વાત વહેતી મૂકી. તેમને દબાવી દેવાનો પ્રયત્ન કર્યો પણ એ પહેલો પ્રયત્ન પોકળ પુરવાર થયો.

પણ ચૂંટણીની તારીખ તો પાસે ને પાસે ધસી આવતી હતી ! હિટલર અને પેપન હ્યુગેનબર્ગ વચ્ચેની ખેંચતાણ તંગ બનતી હતી. એકદમ જલદી કંઈ વિચારી કાઢવું જ જોઈએ. નાઝીઓએ તે વિચારી કાઢયું.

અને રીસ્ટાગને એકાએક આગ લાગી. સામ્યવાદી એક સો ડેપ્યુટીઓની એકાએક ગિરફતારી થઈ. સામ્યવાદી બળવાની અફવા હવામાં ઊડતી મૂકાઈ. જર્મની આખામાં જાહેર ઉશ્કેરાટનો ઉભરો ઊડતો કરવામાં આવ્યો. " આગ લાગી રે આગ લાગી." નાઝીઓએ કીકિયારી જગવી, જર્મનીને ઊંઘમાંથી બેઠું કર્યું. આંખ ચોળતા જર્મનીએ હોંકારામાં હા ભણી, " આગ લાગી, આગ લાગી. " નાઝીઓ છરી ને ચપ્પુ લઈને, પિસ્તોલ ને રિવોલ્વર લઈને નીકળી પડયા.

નાગરિક સ્વાતંત્ર્ય પર પાદાઘાત થયો. અંગત ઘરબારના કમાડ તૂટી તૂટીને પડયાં. અંગત જીવન તકોમતની તપાસ વિના જકડાયાં, જાનમાલ જોખમાયાં. ખૂણે ખોંચરે થતી વાતચીતો પણ ગેરકાયદેસર બની ગઈ. પત્રવ્યવહાર પોલીસના હવાલે પડયા. પોતાનો સ્વતંત્ર મત જાહેર કરતાં છાપાંઓના મોઢા પર નાઝીની સીલ વાગી ગઈ.

" એવી આગ કેવીક લાગી!" દુનિયાભરમાં સવાલ જાગ્યો, અને આગ લાગવાની અંદરની વાત ઉઘાડી થઈ ગઈ.

વાત એમ બની કે, આગની રાતે એક અધકચરા મેરીનસ વાન-ડર-લ્યુબ નામના ડચની ગિરફતારી કરવામાં આવી. પોલીસે કહ્યું કે એને આગવાળા સ્થળ પરથી ગિરફતાર કરવામાં આવ્યો છે. પોલીસ વિના એ કથનનું એકે સાક્ષી હતું નહિ.

એ પકડાયેલા ડચ વિષે ગોરિંગે પહેલી જાહેરાત કરી તે જૂઠાણું નીવડયું. જાહેર કરવામાં આવ્યું હતું કે એ ડચ તો સામ્યવાદી સંઘનો સભ્ય છે પણ તપાસને અંતે તે વાત ખોટી પુરવાર થઈ.

માલુમ પડયું કે એ ડચ મેરીનસ વાન-ડર-લ્યુબ, ડચ કૅામ્યુનિસ્ટ યુવક સંઘમાં ૧૯૨૯માં જોડાયો હતો અને ૧૯૩૧માં એને નકામો અને મૂરખ માનીને ડચ કૅામ્યુનિસ્ટ યુવક સંઘે બરતરફ કર્યો હતો. સામ્યવાદી પક્ષમાં એ કદી પણ જોડાયો જ નહોતો. ૧૭-૧૮ ફેબ્રુઆરીએ એ ડચ ગ્લીનોમાં હતો. ત્યાંથી એને બર્લિન પહોંચવું હોય તો ૨૦મી પહેલાં ન પહોંચાય. સાત જ દિવસમાં એ રખડુ બર્લિનમાં આવી ત્યાંના ચોખંઢી શિસ્તવાળા સામ્યવાદી પક્ષનો સભ્ય બની જાય એટલું જ નહિ, પણ પક્ષ એને રીશ્ટાગને સળગાવી મૂકવાનું ગંભીર અને ભયંકર કામ કરવા નીમે તે વાત ગલત અને ઉપહાસ પાત્ર બની ગઈ.

ત્યારે રીશ્ટાગને આગ કેમ લાગી? જર્મની આખામાં એ સવાલ ખૂબ ગૂઢતા ધરતો પૂછાઈ રહ્યો.

પોલીસ તો કહેતી હતી કે એ આગ વાન–ડર–લ્યુબે સામ્યવાદી પક્ષ તરફથી લગાડી. પણ આગમાં વપરાયેલો દારૂગોળો રીશ્ટાગની દીવાલોમાં થઇને, ચોકીઓમાં થઈને, લોખંડી કમાડ ખોલીને, અંદર ઈમારતમાં પેઠો કેવી રીતે?

"એ ડચના મદદગારો લઈ ગયા." પોલીસ બોલતી હતી. આવા મોટા રાત ને દિવસ ધીખતા વ્યવહારવાળા બર્લિનમાં કોઈની આંખે ચઢયા વિના એમ બની શકે ખરું? પાછો સવાલ જાગતો હતો.

જર્મન અમલદારોએ પોતે જ જૂઠાણાંની પરંપરા પાથરવા જતાં, કોથળીમાંથી બિલાડું કાઢયું ને સાચી વાત સમજાઈ ગઈ.

અમલદારો કહેવા લાગ્યા કે રીશટાગને સળગાવવાના દારૂ-ગોળાનો સામાન જમીન નીચે ખોદેલા રસ્તામાંથી લઇ જવાયો હતો. એ રસ્તો રીશટાગના ભોંયરામાંથી રીશટાગના વક્તા ગોરીંગના મહાલય સુધી પહોંચતો હતો. એ રસ્તો રીશટાગનું મકાન બંધાયું ત્યારે મધ્યખંડમાં ગરમી લાવવા માટે ગુપ્ત નહેર જેવો બનાવવામાં આવ્યો હતો તથા એ ગુપ્ત નહેરની વાત હમણાં જ સરકારી યાદીમાં બહાર પડી તે પહેલાં બર્લિનમાં પૂરા બાર માણસો પણ જાણતા નહોતા.

ગૂઢતાની એક બાજુ પરખાઇ ગઇ. રીશટાગને સળગાવનારા ગમે તે હોય પણ જે હોય તેઓ ગોરિંગના મહાલયના પાછલા વંડામાં થઇને રીશટાગમાં પેઠા હતા તથા સળગાવવાનો સામાન પણ ત્યાં થઇને જ ગુપ્ત માર્ગમાં થઇને રિસ્ટાગની અંદર લઇ ગયા હતા.

રીશટાગને આગ લગાડનારાઓ પર અદાલતમાં કામ ચાલે તે

પહેલાં જ તે આગ નાઝીઓએ લગાડી હતી તે વાત પથરાવા માંડી. ઓબરફોરેને એક ખાનગી ખત પાઠવ્યું. એ એક હાથમાંથી બીજે પસાર થયું. એમાં સ્પષ્ટ બતાવવામાં આવ્યું હતું કે આગ લગાડનારા નાઝીઓ જ હતા.

પણ નાઝીઓએ ઓબરફોરેનની આ હિંમત માટે એક ટુકડી મોકલી. ઓબરફોરેનનું ઘર ઘેરાઈ ગયું. પછી એવી જાહેરાત થઈ કે ઓબરફોરેને પોતાની જાતને વીંધી નાખી હતી.

અને અદાલત તો બેઠી જ. અદાલતમાં ખડા કરવામાં આવેલામાં વાન–ડર–લ્યુબ એકલો જ નહોતો. હોળીનું નાળિયેર બનેલા એ વાન–ડર–લ્યુબ પછી તરત જ સામ્યવાદીઓની ગિરફતારી થઈ હતી. એક અર્નસ્ટ ટોર્ગલર હતો અને ડિમીટ્રોવ, પોપોન અને ટેનેલ હતા. આગની રાતે ડિમીટ્રોવ તો બર્લિનમાં હતો પણ નહિ, મ્યૂનિચમાં હતો તેથી એની સામેના પૂરાવા તૈયાર કરતાં સુધી એને પાંચ માસ સુધી પૂરી રાખવામાં આવ્યો.

લિપઝીગ અને બર્લિનમાં બેય ઠેકાણે સત્તાવન દિવસ સુધી અદાલતનું કામ ચાલ્યું. એક મહાન નાટક જર્મનીની રંગભૂમિ પર શરૂ થયું અને અદાલતના ન્યાયખંડ પરનો પડદો ઊઘડતાં ન્યાયના હાવભાવ થવા લાગ્યા.

એક વખત કેસની સુનાવણી થઈ ગઈ, પછી કેમ અટકાવી શકાય ? અદાલત રોજ ને રોજ ગુનેગારોની નિર્દોષતામાં ઘસડાઈ ગઈ. અદાલતને જે ચુકાદો આપવાનો આદેશ થયો હતો તેથી જુદી જ જાતના પુરાવા આવતા ગયા.

ડિમીટ્રોવે અદાલતને, અદાલતમાં ઊભાં થએલાં નાઝી ઓઠાંઓને સવાલો પૂછવા માંડયા. આવા બુદ્ધિમાન સવાલો, આવી

આરપાર ઊતરી જાય તેવી તપાસને વચમાંથી અટકાવવા અદાલતને ઘણી વાર વચમાંથી જ ડિમીટ્રોવને અદાલતની બહાર લઈ જવાની ફરજ પડતી.

આવી શોધક બુદ્ધિનો, આવી અજોડ અક્કલ હોશિયારીવાળો ડિમીટ્રોવ હશે એવી અદાલતને ય ખબર નહોતી. એ બલ્ગેરિયન ક્રાન્તિકારનું ચકોર માથું ભૂલ કર્યા વિના નાઝી સાક્ષીઓના કામને ઉપરતળે હલાવી નાખે તેવા સવાલો પૂછી રહ્યું. અદાલતનું કામ ચાલ્યું ને પછી ડિમીટ્રોવે રીસ્ટાગની આગ લગાડનારા નાઝીઓ હતા તે વાત સવાલ જવાબથી જ પુરવાર કરવા માંડી.

એ જ ડિમીટ્રોવની અક્કલ હોશિયારીથી, બધા લોકો જુએ તેમ ગોરીંગ અદાલતના આંગણામાં જ ચિડાઈ ગયો. એક વખત નાઝીઓનો સાક્ષી ખૂટયો અને ડિમીટ્રોવે ગોરીંગને સવાલ પૂછયો, "તમે તેની કોનસેન્ટ્રેશન કેમ્પમાં શોધ કરી છે ?"

ન્યાયાધીશ સડક થયા, ગોરીંગનું ગળું રાતું ચોળ થઈને અંદર ઘૂરક્યું. જેણે એને પૂછતાં જોયો તેને સૌને યાદ રહી ગયું. લ્યુબ તરફ આંગળી લંબાવી ડિમીટ્રોવે અદાલતને પરસેવો છૂટી જાય તેવી બૂમ પાડી પૂછયું હતું, "આ બિચારો ફોસ્ટ ! પણ એનો મેફીસ્ટોફીલીસ કોણ છે ?"*

એક વખત અદાલતને રીસ્ટાગમાં કામ કરતા પોર્ટરો, નોકરો વગેરેને બોલાવવાની ફરજ પડી, અને અગત્યની ઝીણીઝીણી માહિતીઓ ડબકી પડી. હોળીનું નાળિયેર બનેલો લ્યુબ બોલ્યો કે આગ લાગી તે રાત પહેલાંની રાતે એ નાઝીઓ સાથે હતો.

* This miserable Faust ? Who is his Mephisto pheles !"

રીશટાગના દરવાને રહ્યું કે ડૉ—આલબ્રેડ નામના નાઝી ડેપ્યુટીએ ખૂબ ગભરાયેલે ચહેરે, રાતના દશ વાગે સળગતા રીશટાગના મકાનને છોડયું હતું. ગોરીંગના ઘરના એક આલ્ડરમેન નામના નોકરે કબૂલ કર્યું કે આગ લાગતા પહેલાંની કેટલીક રાતોએ એ રોજ અંદરના ગુપ્ત માર્ગમાં થતી હિલચાલ સાંભળતો હતો.

એમ અદાલતમાં આગ વધારે ને વધારે ગરમ થતી ગઈ. ડિમીટ્રોવે છેલ્લો જવાબ આપ્યો ત્યારે એકધારી ને વેધક રીતે, ગોરીંગની કુહાડીના ભય નીચે એણે પોતાની જાતને અને સામ્યવાદીઓને નિર્દોષ બતાવ્યા, નાઝીઓએ જ ઊભા કરેલા કાવતરાને ખુલ્લું કર્યું.

અદાલતે ચુકાદો આપ્યો. લ્યુબને દેહાંતદંડની શિક્ષા થઈ. ટોગેલરને બે વરસની જેલ મળી. ડિમીટ્રોવ, પોપોલ અને ટેનેલ છૂટી ગયા. પછી તરત જ સાચી વાત બહાર પડી ગઈ. હિટલરની ભૂખરી ડગલીઓનો એક અમલદાર કાર્લ અર્નસ્ટ હતો, એને એનો અને ભૂખરી ડગલીઓનો વિનાશ દેખાયો હતો. એણે ૧૯૩૪ના જુનની ૩જી તારીખે પરદેશમાં એક કાગળ લખીને પહોંચાડયો હતો અને હિટલર સામેની એની બીક સાચી નીવડે તો તે કાગળને પ્રગટ કરવાની સૂચના આપી હતી.

એ કાગળે દુનિયાને રીશટાગની આગ સાચી રીતે વર્ણવી બતાવી છે. એ આગની રોમાંચક અને ભયંકર કહાણી એણે જાતે લખી છે. એના અક્ષરેઅક્ષરે નાઝી નેતાઓની શયતાનિયત આલેખાઈ છે. એ સૌમાંનો એ એક હતો. રીશ્ટાગનો અગ્નિ નાઝી કાવતરાંખોરોની મદદથી એણે પોતે ચેતાવ્યો હતો તેનો એણે એકરાર કર્યો છે. એ આગ લગાડવામાં એના બે સાથીદારો મુખ્ય હતાઃ એક હીડલર અને બીજો મોરેનશીલ્ડ. પણ પોતાને ગાદીનશીન કરવા જાનનો

જોખમ વહોરીને જેમણે હિટલરનાં ફરમાનોનો અમલ કરી અનેક રીતની શયતાનિયત જર્મની પર જમા કરી તે ભૂખરી ડગલીના અમલદારોની પણ કારમી કતલ કરી નાખવાની હિટલરને જરૂર જણાઈ. તેમાં ૧૯૩૪ના જુનના ત્રીસમા દિવસે એ કાર્લ અર્નસ્ટનું ખૂન થઈ ગયું અને નાઝી જર્મનીના ઉદયકાળની બીજી કોઈ ગાથા એની મરી ગએલી જીભ ઉચ્ચારી શકી નહિ.

૧૯૩૪ના મે અને જુન ઇતિહાસની ગતિમાં ખૂબ તંગ બન્યા હતા. નાઝીઓએ સત્તા હાથ કરી હતી. નાઝીઓનો વિજય થયો હતો. પણ જર્મની આર્થિક વેદનામાં ખદબદતું હતું. વિજય પહેલાંનાં વચનો વિજય પછી મિથ્યા માલમ પડયાં હતાં.

" પણ અમારું શું ? " હિટલરની ભૂખરી ડગલીવાળી ટુકડીઓ તાલાવેલી કરતી હતી. એ જ ભૂખરી ડગલીઓવાળી ટુકડીઓ S.A. નાઝીપક્ષના વિજયનું મુખ્ય સાધન બની હતી. હિટલરનું એ રસ્તાઓ પર રખડનારું ખાનગી લશ્કર હતું. પહેલેથી છેલ્લે સુધી એ જ ભૂખરી ડગલીએ હિટલરને સત્તા પર આરૂઢ કરવા કોઈપણ આદેશો ઉપાડયા હતા. એ લશ્કરનું કદ વધી વધીને ૨૫૦૦,૦૦ જેવી વિશાળ સંખ્યા સુધી પહોંચ્યું હતું.

" પણ હવે શું ! અમારું શું ? " વિજય પછીનો ફાયદો લેવા ભૂખરી ડગલીઓ પૂછતી હતી.

" તમારું શું ? " હિટલર, ગોરિંગ ને ગોબેલ્સની ત્રિમૂર્તિ વિમાસતી હતી ને મનમાં બબડતી હતી, " હવે તમારું કામ શું છે ? હવે તમારે કરવાનું શું છે ? "

ભૂખરી ડગલીઓમાં લપેટાઈ ને ઊભેલું લશ્કર વિજયનાં પરિણામો માગતું હતું. પણ એ ખાનગી લશ્કરની હવે હિટલરને જરૂર

હતી નહિ. જરૂર વિનાનો એ સમુદાય નાઝીપક્ષનાં નાણાં પર બોજારૂપ હતો, જરૂર વિનાની એ ભૂખરી ડગલીઓને હવે હિટલરની ચોકી કરવાની પણ હતી નહિ કારણકે હિટલરના અંગત ચોકીદારો તરીકે તો કાળી ડગલીઓવાળી S. S. ટુકડીઓ ગોઠવાઈ ગઈ હતી.

"ત્યારે એમનું શું?" હિટલરને ય ચિંતા પેઠી હતી. હિટલરની બે બાજુએ બે લશ્કર હતાં: એક સરકારી લશ્કર રીશવેર અને બીજું એણે સરકાર હાથ કરવા જમાવેલી ભૂખરી ડગલી. બે એમાંથી એણે એકને જ સત્તા આપવી રહી.

ભૂખરી ડગલીઓનો હિટલરે નિમેલો સરદાર રોહમ હતો. એની પાસે ગોરિંગ જેવી શકિત હતી, ગોબેલ્સ જેવી ઘાતકતા હતી અને જર્મનીમાં અજોડ એવી વ્યવસ્થા શકિત હતી. એ શાંતિને ધિક્કારતો હતો, અંધાધુંધીને ચાહતો હતો, અને હિટલરથી બીજે નંબરે ભૂખરી ડગલીઓ એને જ ચાહતી હતી, અને તેથી હિટલર એને ચાહતો હતો.

"અમારું આમ કરો," એણે ઉપાય બતાવ્યો. "ભૂખરી ડગલીઓને રીસ્વેરમાં—સરકારી લશ્કરમાં ઉમેરી લો અને મને લશ્કરી વડો બનાવો." પણ રીશવેર તે માને તેમ હતું નહિ. રીશવેરના અમલદારો એ સ્વીકારે તેમ હતું નહિ. "અમે રોહમને સ્વીકારીએ કેમ અને અમારા શિસ્તબદ્ધ એક લાખ સૈનિકોના લશ્કરને અઢી લાખ જેટલી, ગુંડાઓમાંથી, રખડુઓમાંથી, કારકુનોમાંથી, બેકારોમાંથી અને ચોદ્દાઓમાંથી ઊભી કરેલી ભૂખરી ડગલીઓ સાથે ભળી જવા દઈએ કેમ!" એમ રીશવેરના લશ્કરી અમલદારો બોલતા હતા.

રોહમને ગુમાવવો તે ઠીક નથી એમ હિટલર વિચારતો હતો પણ બીજી બાજુએ તાલીમબદ્ધ રીશવેરના એક લાખ સૈનિકો

ખૂબ જ કિંમતી છે, એમને ગુમાવીને અઢી લાખ જેટલી ભૂખરી ડગલીઓને કરવી છે શું એમ પણ હિટલરને લાગતું હતું.

હિટલરે રોહમને મુલાકાત માટે બોલાવ્યો. બન્ને જણે પાંચ કલાક સુધી વાત કરી. રોહમે હિટલરને ફરીવાર ભૂખરી ડગલીઓને રીશવેરમાં ઉમેરી લેવા માગણી કરી. હિટલરે ના પાડી દીધી.

રોહમ હારેલો ગયો અને મુંઝાતો મ્યુનિચ પહોંચ્યો. એની પાછળ હિટલરે જાહેરાત દોડાવી "જુલાઈની ૧લી તારીખથી ભૂખરી ડગલીઓને બે માસની રજા પર ઉતારી દેવામાં આવે છે. એ સમય દરમ્યાન તેમાંના કોઈએ પણ ભૂખરી ડગલી પહેરવી નહિ." ભૂખરી ડગલીઓ જર્મનીની શેરીઓમાંથી પદભ્રષ્ટ થઇ ગઈ. ભૂખરી ડગલીઓએ વડેલો વિજય વચકાઇ પડયો.

જે થયું છે એ ઠીક થયું છે એમ હિટલર ને એના અનુયાયીઓને લાગવા માંડયું. હિટલરની પડખે ત્રણ લાખ કાળી ડગલીઓ S. S. ચોકી કરી રહી. નાઝીપક્ષની એ જ સાચી ડગલીઓ હતી અને ભૂખરી ડગલીઓ તો રખડુ હતી એમ હિટલરને સમજાવા લાગ્યું. ભૂખરી ડગલીઓનો નેતા તો રોહમ હતો જે હિટલર સાથે વાંધો કાઢી મ્યુનિચ ગયો હતો. પણ કાળી ડગલીઓનો નેતા હીમલર હતો જેની હિટલર તરફની ભકિત જરા પણ જૂની થઈ નહોતી.

રોહમ મ્યૂનિચ ગયો હતો અને રોહમ પછીનો ભૂખરી ડગલી વાળો બીજો મોટો અમલદાર કાર્લ અર્નેસ્ટ હતો; તે પરણવામાં રોકાયો હતો. એ નવી સ્ત્રી સાથે મધુરાત્રિ ગાળવા મેડેરીઆ પહોંચવા માટે બ્રીમેનના બંદર પર સ્ટીમરમાં બેસવા જતો હતો. એના લગ્નમાં એનો ભાઇબંધ હિટલર હમણાં જ મહાલીને પાછો ગયો હતો. એ નવાં વધૂવરના કાનમાં હિટલરનાં અભિવચનો હજુ જેવાં ને તેવાં તાજાં હતાં.

૭

# લોહીનાં નાવણ

બર્લિનમાંથી તે જ દિવસે અફવા ઉડાડવામાં આવી કે ભૂખરી ડગલીના નેતાઓ રોહમ અને કાર્લ અર્નસ્ટ મ્યુનિચમાં ૩૦મી એ સવારમાં બળવો પુકારવાના છે. બળવાખોરોના એ બે નેતાને પકડવાની વ્યવસ્થા થઈ ગઈ હતી. એક કાર્લ અર્નસ્ટ આનંદ કરવા જતાં પરણેલો જ પકડાઈ ગયો અને બીજાને પકડવા હિટલર બે સાથીદારો સાથે એકલો તેની માંદગીના બિછાના સુધી પહોંચી ગયો. હિટલરનું એ પરાક્રમ એક નાઝી કોમ્યુનીકે નીચે પ્રમાણે વર્ણવ્યું છેઃ

"પછી હિટલરે પ્રવેશ કર્યો અને જાતે જ ભૂખરી ડગલીઓના નેતા રોહમને ગિરફતાર કર્યો. રોહમ જરા પણ આનાકાની કર્યા વિના એની માંદગીની પથારીમાં શરણે આવ્યો. પછી તરત જ હીન્સને પણ ગિરફતાર કરવામાં આવ્યો."

પછી છાપાંઓએ સાચી વાત એવી બહાર પાડી કે માંદગીને બિછાને પડેલા રોહમને પકડવા હિટલર કાળી ડગલીઓની ટુકડીઓ

સાથે ગયો હતો. હિટલરને જોઈ કૃતઘ્નતાની પરિસીમા ભાળતો રોહમ એના બિછાનામાં બેઠો થઈ ગયો હતો તથા હિટલરને અપમાન્યો હતો. છેવટે કાળી ડગલીઓએ ધસી આવી રોહમનો કબજો લીધો હતો. રોહમ સાથે પકડાયેલો હીન્સ અને બીજા બે જણને મ્યુનિચ આવતાં રસ્તામાં જ વિંધી નાખવામાં આવ્યા અને રોહમને એકલાને મ્યુનિચ આણી એક કારાગારમાં પૂરવામાં આવ્યો.

"તું તારી જાતને વિંધી નાખ," કાળી ડગલીઓ મ્યુનિચના કારાગારમાં રોહમને વિનવી રહી.

રોહમે ના પાડી. "મારે એડૉલ્ફનું કાળું જીગર જોવું છે. એને, આપણા દેવના દીધેલાને હાથમાં પિસ્તોલ આપી મને વિંધી નાખવા મોકલો."

છત્રીસ કલાક વહી ગયા પણ રોહમે પોતાની જાતને વિંધી નહિ. પછી નાઝીઓનો માનીતો નેતા ચિડાયો અને બોલ્યો: "એને કાપી નાખો, મારી નાખો, વિંધી નાખો; એને જીવતો બંધ કરી દો."

રોહમનું જીવન ઝડપાઈ ગયું. હિટલરનો એકનો એક મિત્ર એના પોતાના લોહીમાં નહાતો તરફડતો પડયો.

આનંદરજની કરવા ઊપડતાં પકડાયેલો કાર્લ અર્નસ્ટ એક દિવાલ સાથે જકડાઈને ઊભો હતો.

"તમને વિંધી નાખવાના છે, હિટલરનો હુકમ છે." કાળી ડગલીમાંના એકે કહ્યું.

"હિટલરનો હુકમ? હોય નહિ!" એની આંખોમાં અજાયબી ભૂમરાણ કરી રહી.

"તૈયાર!" બંદૂક તાકી રહી.

"હોય નહિ...હિટલરનો હુકમ હોય નહિ...હરામખોરો... દેશદ્રોહીઓ..." એણે એક ચીસ પાડી. પણ એને છાતીમાં કંઈ પેસી જતું લાગ્યું. એનાં ફેફસાંમાં હવાને બદલે લોહી ભરાઈ જતું હોય એવું એને ભાન થયું, "હેઈલ હિટલર!" બોલતો એ પટકાઈ પડયો. માનવતા ને મિત્રાચારીમાં છેલ્લા શ્વાસે વિશ્વાસ જાહેર કરતો કાર્લ મરેલો પડયો.

"મેં મારું કામ શરૂ કર્યું છે, તું તારું પાર ઉતારજે." હિટલરે બર્લિનમાં રહેલા ગોરિંગને સંદેશો પાઠવ્યો.

ગોરિંગે એનું કામ શરૂ કર્યું. બર્લિનમાં મરણુ મહાલતું થઈ ગયું. હિમલરે એની સરદારી લીધી. ગોરિંગની સ્વેચ્છાએ નામોની એક મોટી હારમાળા તૈયાર કરી નાઝીઓના વિરોધીઓ અને ભૂખરી ડગલીના આગળ પડતાઓનાં નામ પર મરણુની સીલ મારી.

સ્લીશરને એના ઘરમાં જ વિંધી નાખવામાં આવ્યો ત્યારે સ્લીશર ટેલિફોન પર કોઇ મિત્ર સાથે વાત કરતો હતો. એણે વાત અટકાવી કહ્યું: "જરા એક જ મિનીટ: કોઈ મારા ઓરડામાં આવ્યું છે." *

એણે પાછળ જોયું. અને હિટલરની કાળી ડગલીઓ દેખી, એ એના મૃત્યુદુત હતા.

"કાં?" એણે સવાલ કર્યો.

જવાબમાં એની છાતી વિંધાઈ ગઈ. અવાજ સાંભળી એની બાઈ ઓરડામાં દોડતી આવી અને એ ય વિંધાઈને પડી.

ગોરિંગે મોકલેલી કાળી ડગલીઓ બર્લિનને ખૂંદી વળી. એમાં

* Excuse me Just a moment, someone is in the room."

એ જાતની ટુકડીઓ હતી. એક ટુકડી, ગિરફતારી કરતી હતી, અને બીજી ત્યાંને ત્યાં જ વિંધતી હતી.

ગિરફતારીમાં આવેલાનો એક મિનીટ ઉતાવળો કેસ ચાલ્યો. અપરાધી તરીકે ઊભેલા અજાયબીમાંથી ઊભા થાય ત્યાં જ તેમના પર ચુકાદો ઊતર્યો: "તમારે મરણ પામવાનું છે."

નાઝીરાજે નિર્મેલું મરણ એ સૌને લીટરફિલ્ડ બરાક પર ઉતાવળું લઈ ગયું. એમને ઉતાવળા ઊભા કરી દેવામાં આવ્યા. બીકમાં, અજાયબીમાં, રોષમાં, એ મરતાંનાં મુખ ખોલાય તે સાથે જ કાન ફોડી નાખે તેવાં ડૂમ ગગડી ઊઠયાં. મરતાંની આંખમાં વીજળીની સર્ચલાઈટો આંખનાં અજવાળાંને આવરી રહી અને પછી ગોળીઓ વછૂટી. એક સાથે અનેક શરીરો લોહીનાં નાવણમાં મૃત્યુક્રીડા કરી રહ્યાં.

"સેન્ડર, સેન્ડર..." કાળી ડગલીઓએ પિછાણ્યો અને પટક્યો, "કાળી ડગલીઓ હિટલર સામે ઊભી થઈ ગઈ લાગે છે!" સેન્ડરના માથામાં વિચાર ઝબક્યો. પણ બીજી જ પળે એની આંખ સામે, એક ઝબકારો થયો, એક અવાજ ઊઠયો, ધૂમાડાનો એક ગોટો ગબડયો અને એને તમ્મર આવ્યાં, એનો કંઠ કોચાઈ ગયો હતો. એના ખુલ્લા થએલા હોઠમાંથી લોહીનો ફૂવારો ફૂટયો હતો.

"અને ગોટફ્રીડ ટ્રેવીરેનસ!" ગોરિંગને એક નવું નામ યાદ આવ્યું. "એને પણ ગડબી નાખો." એણે મરણની યાદીમાં એક ઉમેર્યું "કારણકે......" એની હોલવાઈ ગએલી માનવતાએ ભૂલથી પૂછી દીધું, જાણે પોતાની સાથે જ ચિડાતો હોય તેમ ભવાં ચડાવી એણે પોતાની જાતને કહ્યું:

"કારણ કે એ બ્રુનીંગનો મિત્ર હતો, કારણકે એ લશ્કરમાં લાગવગવાળો છે, અને કારણકે એ હિટલરને ધિક્કારે છે."

જુનની એ જ ત્રીસમી તારીખ હતી. ટ્રેવીરેનસ સાંજનું વાળું કરી વાડામાં ટેનિસ રમતો હતો. એના ઘરની બહાર એક મોટર લોરી અટકી. લોરીમાંથી રિવોલ્વરવાળી બાર કાળી ડગલીઓ ડબકી પડી. બારણું ખોલીને એક નાનું બાળક પૂછી રહ્યું: "કેમ આવ્યા છો?"

"ટ્રેવીરેનસ ક્યાં છે?" ડગલી બોલી.

"ઉપર છું ઉપર." મેડા પરથી અવાજ ઊતર્યો. બારે જણ મેડી પર દોડી ગયા અને ભૂલા પડેલા અટક્યા, "એ તો ટ્રેવીરેનસનો ઘરડો બાપ હતો!" પણ પેલું બાળક વાડામાં બીધેલું દોડી ગયું હતું, "બાર કાળી ડગલીઓ......રિવોલ્વર લઈને......તમને શોધે છે......દાદાને દબડાવે છે..." ટ્રેવીરેનસ સમજી ગયો અને બાગની દિવાલ કૂદી બહાર રાખેલી મોટરકારમાં બેસી ગયો. મોટરકારને દોડી જતી બારે જણ જોઈ રહ્યા અને મોટર પાછળ ગોળીઓ છોડી પણ મોટરકાર દોડી જતી હતી. બારે જણે મોટરલોરીને એની પાછળ હાંકી મૂકી. ભરબજારમાં થઈને ટ્રેવીરેનસ દોડયો જતો પછી દેખાતો બંધ થઇ ગયો.

એ એક મિત્રને બારણે અટકયો અને વેશપલટો કરી એક ટેક્સી લઈને સ્લીશરને ઘેર પહોંચ્યો. સ્લીશર એની સ્ત્રી સાથે વિંધાઈ ગયો હતો.

મરણની હરોળ જુનના ૨૯મા અને ૩૦મા દિવસમાં લંબાતી જ જતી હતી. એ હારમાળામાં નાનાં નામો અનેક હતાં, મોટાઓમાં રોહમ, કાર્લ, સેન્ડર, હીન્સ, ઓગસ્ટ, હેન્સ, ઉલ, ઈરીચ, એડેલબર્ટ, ફ્રીઝ, એડગર, બેકરટ્રેસર, કાહર, વોલ્ટર, સ્લીશર, ફોરસ્લીશર, બ્રેડો અને બીજા હતા. એ ઉપરાંત કોઇ પણ

સામ્યવાદી સામ્યવાદી હોવાને કારણે જ નાઝીરાજમાં જીવવાને નાલાયક મનાઇ ચૂકયો હતો પણ ઉપલા અમલદારોની જેમ તેનું નામ મરણુની હરોળમાં લખાવા જેટલા માનને લાયક ગણાતું નહોતું.

“હવે મારાથી જીવાશે નહિ,” હિડનબર્ગના પ્રાણ પરવારતા હતા. પ્રજાસત્તાકવાદનું છેલ્લું પ્રતીક પરવારતું હતું, વીમરતંત્રની જીર્ણ ઘટના જંપી જતી હતી.

ઓગસ્ટની બીજી તારીખે હિડનબર્ગ મરણ પામ્યો. અને હિટલર ચેન્સેલર અને પ્રમુખ બન્ને બન્યો. અત્યાર સુધી પ્રમુખો ચેન્સેલરોને બરતરફ કરતા આવ્યા હતા.

હવે તો હિટલર જ પોતાની જાતને બરતરફ કરે તો ને!

“તને તો ભગવાન બરતરફ કરશે,” આઘાત પામેલાં ઊકળી ઊઠતાં હતાં.

“પણ ભગવાન તો મારા પક્ષમાં છે.” જુનના ૨૯મા અને ૩૦મા દિવસનાં લોહીનાં નાવણમાંથી શુદ્ધ બનીને બહાર નીકળેલો નાઝી યાત્રી ભયંકર હસતો હતો. એના હાસ્યનો ખૂની ખખડાટ જર્મનીનાં ઘરોને કંપાવતો પથરાતો હતો.

૮

# હિટલરના બે હાથા

પણ હિટલર એકલો કે અટૂલો નથી, એની આસપાસ એની હાકે હોકારો કરનારું, એની ડાંખળી પર તાંડવ ખેલનારું, એણે જમાવેલા ખૂની તંત્રના વિકરાળ તાલ દેનારું એક છોટા હિટલરોનું કુંડાળું છે.

એમને વિષે કહેવાય છે કે મોટા હિટલરની જેમ છોટા હિટલરો પણ એક કે બીજી રીતે માનસવિકૃતિઓવાળા અને માનસપૃથક્કરણના રસિક પણ ભયાનક વિષયો બને તેવા છે.

એમાંના કેટલાક છોટા હિટલરો હિટલરને જ હાથે જુનના ત્રીસમા દિવસે દફનાઈ ગયા પણ આજે ઘણા જીવતા છે અને મોટા હિટલરે જગાવેલી હિસ્ટેરિક પ્રક્રિયામાં વલોવાઈને નવા નવા છોટા હિટલરો પણ સપાટી પર તરી આવે છે.

એમાંના બે હિટલરના મુખ્ય હાથા છેઃ એક ડૉ. ગોબેલ્સ અને બીજો ગોરિંગ.

એમને ઓળખવા છે? એક અપંગ જેવું વામણું સ્વરૂપ તમારી નજર આગળ ખડું કરો. એ ડૉ. ગોબેલ્સ છે. જર્મની આખા પર એકધારા વિપરીત સૂચન જેવા થતા નાઝી પ્રચારનો એ નિયામક છે. હિટલરે એના હાથમાં જર્મન પ્રજાનું ભાવિ ઘડતી પોલી સત્તાની પરાકાષ્ટા સુપરત કરી છે.

અને બીજો શયતાનિયતને મૂર્તિમાન કરતો, પાશવી પણ પ્રચંડ પડછાયો પાડતો, કેડ પર બન્ને હાથ ગોઠવીને પેટ વિકાસીને, છાતી ફૂલાવીને, આંખમાંથી આવેશની, રોષની ઉગ્રતા ઉભરાવતો ઊભેલો, ગોરિંગ છે.

હિટલરના આ બે હાથા કોઈવાર અંદર અંદર ઝઘડી ઊઠતા. હિટલરની આસપાસ, સુલતાનની આસપાસે બે અરજદાર હરીફો આંટા દેતા હોય તેમ, ફરતા હોય છે, અને એ બંનેમાંથી કોઈ ખૂબ સત્તાવાન ન થઈ જાય તેની હિટલર હંમેશાં કાળજી રાખતો હોય છે. એવા નાઝી નેતાની ગોળ ફરતું કુંડાળું રચતા બીજા ઘણા છે. એક રોઝેનબર્ગ છે, એક હિમલર છે, સ્કાટ છે, તથા હેસ અને ફ્રેક વગેરે છે. એ બધાય અંદર અંદર ઝઘડયાજ કરતા હોય છે. એ ઝઘડતાં વિકૃત તત્ત્વોમાંથી હિટલર અજબ નાદ ઉપજાવી શકે છે.

એ બધામાંના ગોરિંગને આપણે પહેલો ઓળખીએ.

૧૮૯૩ની સાલમાં બેવેરિયામાં રોઝેનહીમમાં જાન્યુઆરીના ૧૨મા દિવસે ગોરિંગ જન્મ્યો. એનો બાપ આફ્રિકાના જર્મન સંસ્થાનમાં ગવર્નર જનરલ હતો. એ ખરચાળ શિક્ષણ પામ્યો હતો અને રજાઓના દિવસોમાં ઑસ્ટ્રિયન આલ્પસના આનંદગાહોમાં રમ્યો હતો.

એકવીસ વરસની ઉંમરે એણે જર્મન વિમાની ફોજમાં નામ

નોંધાવ્યું. ૧૯૧૫ની પાનખર ઋતુમાં એ પાંચમા નંબરની વિમાની ટુકડીનો અમલદાર બન્યો.

પછી મહાયુદ્ધ આવ્યું. એણે યુદ્ધ દરમ્યાન તેવીસ વિમાનો તોડી પાડયાં. પછી લડાઈનો અંત આવ્યો. જર્મનીની હાર થઇ. જર્મન જનરલ સ્ટાફે ગોરિંગને એની હકુમત નીચેનાં વિમાનો સોંપી દેવાનો હુકમ કર્યો. એણે હુકમ માનવાની ના પાડી. પછી એની જમીન પર ઉતારવામાં આવ્યો. એણે એના અમલદાર સાથીઓ ને છેલ્લી સલામ કરીને વિદાય લેતાં બોલ્યો.

"હવે તો ત્યારે જ મળીશું જ્યારે જર્મની આસમાનમાં સર્વોપરી હશે."

પછી એ રિસાયેલો, અપમાન પામેલો બર્લિન પહોંચ્યો. એ અમલદારી પોષાકમાં હતો. એક સમાજવાદી ટોળાએ એને દીઠો. એનો અમલદારી દમામ ઉતરડી નંખાયો. એના ચાંદ પડાવી લેવાયા. એને ગુસ્સાનાં ફીણ આવ્યાં. એની આંખમાં રોષ ભભૂકી ઊઠયો. આજે સમાજવાદ તરફનો એનો ધિક્કાર માનસબિમારીની ઉગ્રતા સુધી પહોંચી ચૂકયો છે.

૧૯૧૯માં એ સ્વીડન પહોંચ્યો, અને નોકરીએ રહ્યો. ઉત્તર સ્વીડનમાં એક વખત એને રોકેલસ્ટાડની જાગીર પર ઊતરવાની ફરજ પડી. ત્યાં એને એક સ્ત્રી સાથે પ્રેમ થયો ને પરણ્યો. ૧૯૨૩માં મ્યુનિચમાં હિટલરના અનુયાયી તરીકે એ એક ધિંગાણામાં અથડાયો ને ઘવાયો. એ ઇટાલી તરફ નાઠો અને પાછો સ્વીડન આવ્યો ત્યારે એની તન્દુરસ્તી લથડી ગઈ હતી.

૧૯૩૨માં ગોરિંગની સ્ત્રી કેરીન મરણ પામી. એ એના જીવનમાં અગત્યની અસર હતી. એણે એના મરેલા દેહને જર્મનીમાં

આણ્યો, અને એના બર્લિનના મહાલયમાં એક નાનકડું દેવળ ચણાવી તેમાં કેરીનની પ્રતિમા મૂકી. એ પ્રતિમાની બન્ને બાજુએ મીણબત્તી ઓની અખંડ જ્યોત પ્રગટાવી. ત્યાં ગોરિંગ દરરોજ ઘૂંટણીએ પડીને નમતો ને એને એમી મળી ત્યાં સુધી પ્રાર્થના કરતો.

એમી એક નટી હતી. એ નટીએ ગોરિંગને જીત્યો અને બર્લિનમાં ૧૯૩૫ના એપ્રિલમાં એમી અને ગોરિંગનાં લગ્ન ઉજવાયાં. નવાં પરણેલાંને એંશી હજાર પોંડ જેટલી પહેરામણી મળી. લગ્ન મંડપમાં નાચતાન જામ્યાં હતાં. સૌ ગુલતાન બનીને લથડતાં હતાં. ત્યારે તો હિટલર પણ રંગમાં આવ્યો હતો.

ત્યારે તે જ દિવસે ને તે જ સમયે ઈપસ્ટીન અને ઝીગલર નામના બે સામ્યવાદીઓને કુહાડીથી ઢીમચા પર કાપી નાખવામાં આવતા હતા. નાઝીઓને મન એ તો બડો ભારી શુભ શુકન દેખાયો. ગોરિંગના લગ્નદિવસે સામ્યવાદીનું ખૂન નાઝી સરકારની વેદી પર બલિ બનીને ઢળતું હતું. ગોરિંગનું લગ્ન એ રીતે ઊજવાઈ ચૂક્યું હતું. અને એ નવો પરણેલો એમી સાથે એના મનરંજન મહાલયમાં આનંદમાં મગ્ન બનીને મહાલતો હતો.

૧૯૩૩ના માર્ચની છઠ્ઠીએ પણ એની ખૂબી ઓર હતી. ચૂંટણીનું પરિણામ જાણ્યા પછી, આનંદના ઉમળકામાં આવી જઈ એણે પોતાની એક છબિ ચિતરવાનો હુકમ આપી દીધો, તથા તે છબિમાં એના હાથમાં રાખેલા પુસ્તક પર નેપોલિયનનું જીવન એવા અક્ષરો ઉઘડતા રંગમાં આલેખવાનું સૂચન કર્યું અને એણે પાળેલાં સિંહના નર અને માદા બધાં બચ્ચાંનું નામ સીઝર રાખ્યું.

એનો એક જ ગુણ છે—એ ભયાનક છે. જેવો ગોબેલ્સ કાવતરાખોર છે, જેવો હિટલર ઘાતક છે તેવો ગોરિંગ પાશવ છે,

ભક્ષક છે. ૧૯૨૩માં એણે પોતાનાં માણસોને સામાવાળાઓની ખોપરીઓને ફોડી નાખવાનો હુકમ આપ્યો હતો. ૧૯૩૩માં એણે કોઈ પણ સામ્યવાદીને અને દુશ્મનને સવાલ પૂછ્યા વિના જ વિંધી નાખવાનો પરવાનો આપ્યો હતો. એવી નાઝી ભયાનકતાનો એ જ આત્મા છે. એની નિર્દયતા કલ્પના ન પહોંચી શકે તેવી છે.

એવા ગોરિંગના હાથમાં ત્રીજી રીશની સંપૂર્ણ પોલીસ સત્તા આવ્યા પછી ૧૨,૮૬૩ માણસોએ આપઘાત કર્યો. ૯૦,૦૦૦ યહૂદીઓ એ ભયાનકતાથી બચવા ભાગી ગયાં. ૧૯૩૩ અને ૧૯૩૪ વચમાં જ ૨૧૨ માણસો ઢીમચા પર કપાઈ ગયાં. એ વરસમાં અઢી લાખ કારાગારમાં જકડાઈ ગયાં, ૧૮૪ માણસો નાસી જવાનો પ્રયત્ન કરતાં વિંધાઈ પડયાં અને તેર હજારના નાગરિક તરીકેના હક્ક પડાવી લેવાયા, અડધો લાખ કોનસેનટ્રેશન કેમ્પમાં જકડાઈ ગયાં. આ તો શરૂઆતના આંકડા છે. એવા આર્ય ગોરિંગના અમલમાં ભયાનકતાનો એ આંક વધતો જ જાય છે.

હિટલરનો બીજો હાથો ડૉ. ગોબેલ્સ છે. ગોબેલ્સે ગાઈ વગાડીને સૌને સંભળાવી દીધું છે કે, "યહૂદી એ મારે માટે કેવળ કંટાળાનો વિષય છે. જ્યારે હું યહૂદીને જોઉં છું ત્યારે મને વોમીટ થાય છે ......ઈસુ યહૂદી હોઈ શકે જ નહિ......મારે મન તો એક સામાન્ય વેશ્યા પરણેલી યહૂદી સ્ત્રી કરતાં વધારે ઉચ્ચ છે" *

---

* A Jew is for me an object of physical disgust. I vomit when I see one...Christ cannot possibly have been a jew. I do not have to prove that scientifically. It is a fact.........I treasure an ordinary prostitute above a married Jewess."

*Dr. Goebbels*

એનું આખું નામ ડૉ. જોસેફ પોલ ગોબેલ્સ છે. એનો બાપ એક શિક્ષક હતો. એનો દાદો એક ખેડૂત હતો. એનું મોસાળ કારીગર વર્ગનું હતું. એ ગરીબ કુટુંબમાં જન્મ્યો. અને જન્મ્યો ત્યારથી જ એનો એક પગ અપંગ નીકળ્યો, અને મોટો થયો તેમ એની દેહની વામનતા પરખાઈ ગઈ. એને સમજણ આવી તેમ તંદુરસ્ત સૌ તરફ તિરસ્કાર આવ્યો. એણે એનાથી વધારે તંદુરસ્ત તરફના તિરસ્કારમાં મહત્વાકાંક્ષા કેળવી, ભયંકર તિરસ્કાર કેળવ્યો.

પછી એ હિડલ્બેર્ગની વિદ્યાપીઠનો પીએચ. ડી. બન્યો. એણે સાહિત્યકાર થવાની કોશીશ કરી. એણે ઢગલાબંધ લખી નાખ્યું. આજે એના નામ પર મોટા ચૌદ ગ્રંથ જમા થયા છે. એક કવેંટ નામના આદમીની વિધવાએ એની સાથે લગ્ન કર્યું. એના દુશ્મનોએ એને ચિડવવા ગપ મારી કે કવેંટ તો જ્યૂ હતો. ગોબેલ્સે પુરવાર કરી બતાવ્યું કે કવેંટ જ્યૂ નહતો પણ એક આર્ય વકીલ હતો. પછી હિટલરને પણ ગોબેલ્સની ગાઈમાં ખૂબ રસ પડયો. સંગીતના જલસાઓમાં એનો સંગ એને ખૂબ ગમતો.

૧૯૨૨માં હિટલરને એક સભામાં પહેલી વાર દેખ્યા પછી પહેલી જ નજરે હિટલર તરફનો ગોબેલ્સનો ભક્તિભાવ ઉભરાઈ ગયો. એણે નાઝી પક્ષમાં નામ નોંધાવ્યું અને પક્ષનો પ્રચાર કરવા હિટલરના કહેવાથી એણે 'એંગ્રીફ' નામનું છાપું શરૂ કર્યું. એંગ્રીફની આસપાસ એણે જબરું બળ જમાવ્યું. એંગ્રીફે બર્લિનમાં જબરો શોર મચાવી મૂકયો. એક વખતે એના માથા પર ૧૨૬ બદનક્ષીના કેસ મંડાયેલા હતા, અને તો પણ નાઝીવાદનો નાદ ફૂંકવા એણે આંખો મીચી મારી મૂકયું હતું. એક વખત એંગ્રીફના અગ્રપાન પર એણે મોટા અક્ષરે લખ્યું હતું, "હિડનબર્ગ હજીય જીવતો છે શું?" પછી પ્રેસિડેન્ટ હિડનબર્ગે એના પર કેસ માંડયો

અને દંડ તરીકે આઠસો માર્ક દંડ ભરી દીધા પછી એ પાછો એંગ્રીફમાં બોલ્યો કે "હિડનબર્ગને યહૂદી અને માર્કસવાદી બેનો માઠો સંગ લાગ્યો છે."

"પ્રચારનો એક જ ઉદ્દેશ છે" એ બોલતો હતો, "જનતાને જીતી લેવાનો." એણે પ્રચારનાં, જનતાને ભૂલાવામાં નાખવાનાં અનેક સાધનો ઉપજાવ્યાં. એણે પ્રચારદ્વારા વિરોધી બળો પર સતત આક્રમણનો વ્યૂહ યોજ્યો, ઊડીને આંખે વળગે તેવાં શણગારો, લાઉડ સ્પીકરો, હિટલરને દેવ બનાવવાના દેખાવો, કૂચો, સરઘસો તથા અનેક જાતની પોષાકની ભભકો નીપજાવી કાઢી.

એણે જ ગુંડાઓની ટોળીઓ જમાવી, નાઝીઓને ઉશ્કેરણી કરીને ઉત્તેજ્યા, એણે નાઝીવાદની વિરુદ્ધનાં પુસ્તકોને સળગાવી મૂકયાં, એણે મે દિનનો ઉત્સવ મજૂરોને મૂરખ બનાવવા નવી જ રીતે યોજ્યો, એણે·કિસાનો માટે મોસમની મીજબાનીઓની રચના કરી.

આજે એ જર્મન પ્રજાના છાપખાના પર કાબુ રાખી સરમુખત્યારીનો અરધો ભાર ઉપાડી લે છે. ત્રીજી રીશનો એ છાપેલા શબ્દનો સરમુખત્યાર છે.

હિટલરની કેબિનેટના કોઈ પણ પ્રધાનના અવાજને પણ ગોબેલ્સની પરીક્ષામાંથી પસાર થવું પડે છે. ૧૯૩૪ના જુનમાં પેપનના મારબર્ગમાં આપેલા ભાષણને એણે પૂરેપુરું છપાતું અટકાવ્યું. ૧૯૩૫ના ઓગસ્ટમાં એણે ડૉ. સ્કાટે ઉદ્દામવાદીઓને કોનિંગ્સબર્ગમાં આપેલી ચેતવણીને ચાળી નાખી. કોઇપણ પત્રકારને આજે જર્મનીમાં ડૉ. ગોબેલ્સના પ્રમાણપત્ર વિના કામ મળી શકતું નથી. કોઈપણ છાપું એની પરવાનગી વિના છપાઈ શકતું નથી. એની એ છાપેલા શબ્દની સરમુખત્યારી પછી જર્મનીમાં ચૌદસો છાપાંઓને મોઢે તાળાં વાગી ગયાં છે તથા એ પત્રોનાં કાર્યાલયોનાં કમાડ દેવાઈ ગયાં છે.

## ૯

# થોડાક છોટા હિટલરો

"એ જ એક પ્રામાણિક નાઝી છે," એમ હિટલરે કહ્યું હતું, અને એમ સૌ કહે છે. ગોરિંગ અને ગોબેલ્સ પછી એનું નામ—ડૉ. ફ્રીકનું નામ ઓછું અજોડ નથી. હિટલરની પહેલી કેબિનેટમાં એ એક પ્રધાન હતો. આજે ય એણે એ જગા જાળવી રાખી છે.

૧૮૭૭માં પેલેસ્ટાઇનમાં ડૉ. વીલ હેલ્મ ફ્રીક જન્મ્યો હતો. હિટલર એનો અંગત મિત્ર નથી પણ એના તરફ માનથી તો જરૂર જુએ છે. કેમ ન જુએ? યહૂદીલોકને છેલ્લા વર્ગની—ત્રીજા વર્ગની માનવતામાં ઉતારી પાડનાર કાયદો એણે જ ઘડયો હતો. એણે જ બધી નિશાળોમાં ફરજિયાત પ્રાર્થના અને વર્સેલ્સના તહનામાના અંત માટેની તિરસ્કાર-પ્રાર્થના ઘડી કાઢી હતી. અને એણે જ સજાતીય વિકૃતોને માટે પણ એક શિક્ષા કાયદો રજુ કર્યો હતો.

એક બીજો રૂડોલ્ફ હેસ છે. ૧૮૯૬માં ઇજિપ્તમાં તે જન્મ્યો હતો. નાઝી પક્ષ તરફથી એ હિટલરનો રહસ્યમંત્રી છે. સ્લીશરના ખૂન પછી એ એકદમ અળખામણો થઈ પડયો હતો પણ એની

[સ]ામેની ઈતરાજી લાંબી ટકી શકે તેમ નહોતું, કારણ કે નાઝી [પ]ક્ષનો એ સૌથી જૂનો સભ્ય છે અને એ હિટલરને બોલતો [સાં]ભળતાંની સાથે જ પહેલી જ નજરે હિટલર સાથે પ્રેમમાં પડયો [હ]તો. ૧૯૨૩માં પણ એ હિટલરનો રહસ્યમંત્રી હતો, હિટલર [સ]ાથે જ એ કારાગારમાં જકડાયો હતો. હિટલરના પ્રેમમાં મસ્ત [બ]નેલા બીજાઓની જેમ એ પણ અપરિણિત છે.

હેસનું બળ હિટલરના સાન્નિધ્યમાંથી ઊગ્યા કરતું હોય છે. હેસ [પ]ાસેથી પસાર થયા વિના હિટલરની મુલાકાત મુસ્કેલ હોય છે. [હિ]ટલરની સરકારમાં અમલદારી માગનારાનાં જુથ હેસની આસપાસ [મ]ંડળ રચતાં હોય છે, તેથી તો એ ત્રીજી રીશની રડતી દિવાલ કહેવાય [છે]. એ એલેકઝેન્ડીઆમાં રાષ્ટ્રવાદી હતો, વિશ્વયુદ્ધ વખતે સમાજવાદી [હ]તો અને આજે ભયંકર યહૂદીવિરોધી છે. પણ તેમાં એની મહત્તા [ન]થી, એની મોટાઈ હિટલરના સાન્નિધ્યમાં જ સાંપડી છે. એનું [આ]ખું જીવન હિટલરને સમર્પણ છે.

અને હીનરીચ હિમલર! દૂરથી પંતુજી જેવો લાગતો છતાં [પ]ાસેથી ભારે ભયંકર અને વિકટ માનવી છે. કાળી ડગલીઓનો એ સરદાર, ગેસ્ટાપોનો (છૂપી પોલીસ) પણ મહાનાયક છે. એણે જર્મની જોગ ખાનગીમાં કહી રાખ્યું છે કે હિટલરનું ખૂન તો ઠીક પણ ખૂન કરવાનો પ્રયત્ન થશે તો ય જર્મનીએ નહિ જોએલી એવી કત્લેઆમ કકળી ઊઠશે.

એવો એ હિમલર ૧૯૦૦માં મ્યૂનિચમાં જનમ્યો હતો. પછી બ્રુકનેર, ગોરિંગ, સ્ટ્રીચર અને હેસની જેમ ૧૯૨૩ના ધીંગાણામાં આથડયો હતો. ૧૯૨૭માં એને કાળી ડગલીના નેતાની પદવી પ્રાપ્ત થઈ. ૧૯૩૩માં એ મ્યૂનિચ પોલીસનો પ્રેસિડન્ટ બન્યો અને

૧૯૩૪માં એના હાથમાં સમસ્ત પોલીસ ખાતું સોંપાયું. એ રીતે એના એ હાથમાં એ દંડા ઊછળ્યા કરે છે. પોલીસ નાયક તરીકે એ કોઈને પણ ગિરફતાર કરી શકે છે અને કાળી ડગલીના કોનસેન્ટ્રેશન કેમ્પમાં જકડી શકે છે ને જરૂર લાગે ત્યારે નાસી જવાના પ્રયત્નના આરોપમાં વિંધી શકે છે.

એવા એની ઉંચાઈ જોઈએ તેટલી છે. એનો દેખાવ પણ કદરૂપો નથી. પણ એ પરણવાનો નથી કારણકે જરા જેટલું પણ અનાર્ય હોવાનું કલંક ન હોય તેવી સોએ સો ટકા જર્મન આર્યા જર્મનીમાં કે બીજે કશે શોધી જડે એમ નથી. અને તે વિના એ પરણે એમ નથી.

છોટા હિટલરોમાં સૌથી ઊંચો અને સૌથી મોટા માંસલ હાથવાળો દેહ તો બ્રુકનેર જ છે. હિટલરના રોજના ચુનંદા અંગરક્ષકોનો એ ઉપરી છે. હિટલરના પડછાયા જેવો એ હિટલરથી કદી દૂર નથી હોતો. હિટલરના સૂવાના ઓરડાની સાથેના જ બહારના ઓરડામાં એની પણ પથારી પડતી હોય છે.

એ બેડેનમાં ૧૮૮૪માં જન્મ્યો હતો અને પછી હિમલરની જેમ વિશ્વયુદ્ધ પછી નાઝી સ્વયંસેવકોમાં જોડાયો હતો. નાઝી નેતા અને બ્રુકનર બન્ને ત્યારથી ન વિખૂટા પાડી શકાય તેવા છે. રોહમને કેદ કરવા એના માંદગીના ઓરડામાં હિટલર એકલો ધસી ગયો હતો ત્યારે પણ બ્રુકનર તો એની પડખે જ હતો. હિટલરના પડછાયા જેવો એ સાથે હોય તેથી હિટલર એકલો નહોતો એમ કહેવાની જરૂર નથી હોતી, કારણકે બ્રુકનરે એ નાઝી નેતામાં પોતાનું વ્યક્તિત્વ ઓગાળી નાખ્યું છે. એ સિવાય એની વધારે કે ઓછી બીજી મહત્તા નથી.

બધા નાઝી નાયકોમાં જુલિયસ સ્ટ્રીશરનું નામ પણ નાઝી હિંસ્ર સ્વરૂપમાં આગળ તરી આવે છે. આજે એ પંચાવન વરસનો પડછંદ છે, અને આજે પણ ભૂખરી છાતીવાળો, ખરી પડેલા વાળવાળો, ઘટ્ટ અને વચકાયેલી આંખોવાળો એ વગર બોલ્યે કોઈના પણ મનમાં પાશવતાની પ્રતિમા પ્રગટાવી શકે છે. ૧૯૩૩માં એણે અઢીસો યહૂદીઓને ગિરફતાર કરી ખેતરમાં હારદોર ઊભા રાખી ઉપર ઊડતી ચાબુકોને સૂસવતી રાખી ખેતરમાંનું ઘાસ દાંત વડે તોડાવ્યું હતું. 'સ્ટરમર' નામનું એક અઠવાડિક છાપું એ ચલાવતો હતો અને તેને યહુદી વિરૂદ્ધના મેલા પ્રચારથી ખદખદતું રાખી શકતો હતો. એક વખતે એણે 'સ્ટરમર' છાપાનો 'યહૂદી કતલની નૈતિક વિધિ' નામનો ખાસ અંક પણ કાઢયો હતો. એથી બહારનું જગત એટલું તો ખળભળી ઊઠ્યું હતું કે એ છાપાના એ ખાસ અંકને જર્મનીમાં જ દાબી દેવાની ફરજ પડી હતી.

એનો માનીતો શોખ નાઝી કારાગારમાં જકડાયેલા રાજકીય કેદીઓને ફટકા મારવાનો છે. એ કેદીઓની કોટડીઓને તપાસતો નીકળતો હોય ત્યારે એની આગળની કોટડીઓમાં ભયંકરતાના ભણકારા થરૂ થઈ જાય છે અને એની પાછળ એના ફટકા પછીની ચીસો ચાલુ હોય છે. ડૉકટર સ્ટીનરૂક સાથે હસીને વાત કરવા માંડયા પછી કેવળ શોખ ખાતર એણે ઓચિંતા શરૂ કરી દીધેલા ફટકાની વાત એ આજે પણ મગરૂરીથી કહી શકે છે.

પણ એથી ય વધારે મગરૂર તો એ ફ્રેંકોનિયન જિલ્લાની વાત કરે છે ત્યારે બનતો હોય છે. એના પચાસમા જન્મદિવસે એ, એ જિલ્લાનાં છત્રીસ ગામ ખૂંદી વળ્યો હતો. એ છત્રીસ ગામમાં યહૂદી લોકની જ વસ્તી હતી. એ વસ્તીની સંખ્યા બાવીસ હજાર જેટલી થતી હતી. એ અક્કડ ડોક કરીને, મગરૂર માથું ઊંચકીને,

ગલીચ આંખો ગબડાવીને આજે પણ કહી શકે છે કે પોતાના પચાસમા જન્મદિવસે જ એ છત્રીસ ગામોમાં ચલાવેલા હત્યાકાંડ પછી ત્યાં એક પણ બાળક જીવતું રહી શકવા પામ્યું નથી. એની બડાઈમાં થોડીક અતિશયોક્તિ ભલે હોય પણ આજે એ પ્રદેશ વેરાન અને ઉજ્જડ બન્યો છે.

અને વિકટર લુઝને પણ કેમ ભૂલી જવાય! રોહમની ગિરફ્તારી થઈ ત્યારે હિટલરની સાથે એ પણ હતો. એને સાથે રાખવામાં એક વહીવટી કારણ એ હતું કે રોહમની ખાલી પડેલી જગા પર તરત જ લુઝની નિમણૂંક કરી દેવાની હતી.

એ લુઝ થોડોક બોથડ છે અને સ્વયંસ્ફુરણ વિનાનો કેવળ કાન પર જ આધાર રાખતો હોવા છતાં હિટલરને અત્યંત વફાદાર હોવાથી, નાઝી નાયકમંડળમાં સ્થાન પામી શક્યો છે અને વિશ્વયુદ્ધમાં એક આંખ ગુમાવવા અને ચાર ઘા પામવા ઉપરાંત એનાં વિશેષ પરાક્રમો ભૂતકાળે જોયાં નથી.

અને બીજા બે એવા છે જેમનાં નામ જર્મની બહાર ગયાં ન છતાં એ બન્ને સૌથી વધારે અગત્યના નાઝીઓ છે. એમાંનો એક ડૉ. રૉબર્ટ છે અને બીજો વૉલ્ટર ડારી છે. રૉબર્ટ રાષ્ટ્રીય મજૂર મહાજનોનો નેતા છે અને બીજો રીશના ખેતીવાડી ખાતાનો નાયક છે. આજે એ બન્નેની સત્તા આથમતી હોય એમ દેખાય છે.

# ૧૦

# ફ્રાસી-ડી-કોંબેટીમેન્ટો

૧૮૮૩ની સાલના જુલાઈના ઓગણત્રીસમા દિવસે એક લુહારને ઘેર એનો જન્મ થયો. ઈટાલીમાં ડોવીઆ નામના એક ગામમાં એના બાપની કોઢ હતી, અને એની મા ગામની એક શાળામાં શિક્ષિકા હતી. બધા મહાપુરુષોની માની જેમ એની મા પણ મહાન હતી, એની માતાએ એને હાલરડે હિંચોળ્યો ને એની માએ એને બીજી માતાઓની જેમ જ પયપાનથી પોષ્યો. પણ પરિણામે એનો જેવો પરિપાક થયો તેવું એને બા કે બાપા એમાંથી એકેયે આપ્યું નહોતું, ને એના જીવનને ઝંઝાવાત જેવો ઝોક દેનાર કોઈ બનાવે બન્યો નહોતો, કે જેનો જગાડયો એ ઘણુને હડસેલી, એરણ પરથી આંખ ઉઠાવી, કોઢ છોડીને ભાગી જાય.

ઘણીવાર એવું અજબ જેવું બને છે. ઘણીવાર કોઈ નાનો સરખો સંજોગ કે કોઈ નજીવો બનાવ અજોડ અગત્યનો બની રહે છે. જર્મનીમાં થઈને બંધ ગાડીમાં લેનિનને એક જર્મન સેનાપતિએ જવા દીધો ન હોત તો રસેલ કહે છે કે રશિયાની ક્રાન્તિની સફળતા

અશક્ય બની હોત. ટ્રૉટ્સ્કીએ જો લેનિનની દફનવિધિમાં આવવાની ના ન પાડી હોત તો સોવિયેટ રૂશની પંચવાર્ષિક યોજના અશક્ય નીવડી હોત, અને તે જ રીતે કહે છે કે જ્યારે રાજસભામાં મત ગણાતા હતા ત્યારે એક સમાજવાદી પ્રતિનિધિ સ્નાન કરવા ન જતો રહ્યો હોત તો ઑસ્ટ્રિયામાં ડૉલ્ફસની સરમુખત્યારી થઈ ન હોત. પણ મુસોલિનીના જીવનમાં એવો એકે બનાવ બન્યો નથી. જાણે વેરાનમાં કોઈ કાંટાવાળો છોડવો ફૂટીને ફાલતો હોય અને હાલતો ચાલતો એનું રાક્ષસી કદ વિસ્તારતો જતો હોય તેમ મુસોલિનીના ઊગમ અને ઉછેર નીવડયાં છે, અને તેમ જ એણે એની પાશવીલીલા ઈટાલી આખા પર પ્રયત્નપૂર્વક પાથરી છે. મુસોલિનીના એવા જીવનઘડતરમાં કોઈ ચમત્કારનો ચમકારો, કે કોઈ નસીબની નવાજેશ દેખાતાં નથી. એણે એના બાપને કોઢમાં લોઢું ટીપતાં દેખ્યો હતો, એની માતાને નિશાળમાં પાઠ ભણાવતી નીરખી હતી. બેમાંથી એકે પર ભિંજાઈ ગયા વિના એણે નિરધાર કર્યો કે " મારા જીવનને હું એક મહાગ્રંથ કરી મૂકીશ. "*

એવો એ એલેસેન્ડ્રા અને રોઝાનો દીકરો ગરીબાઈમાં ઊછર્યો હતો. એણે વીસ વરસની ઉંમર સુધીમાં કદી કોફીનો સ્વાદ ચાખ્યો નહોતો, એને સાદડી પણ સૂવા માટે મળતી નહોતી.

બાપાને એના ક્રાન્તિકારી વિચારોને લીધે જેલમાં રહેવું પડતું, એટલે એ લુહારની કોઢ એકધારું કામ કરી શકતી નહિ. બાપાના બાપ ને તેના બાપદાદાથી તો ખેતીનો ધંધો ચાલ્યો આવતો હતો. ૧૯૩૫માં ખેડૂતોની એક સભા સમક્ષ બોલતાં મુસોલિનીએ પોતે જ કહ્યું હતું કે, કેટલાક લોકો એવા છે કે જે મને ઉમદા ઓલાદનો પુરવાર કરવામાં ખુશ કરી શકશે એમ માને છે. પણ મેં તેમને

* " I shall make my own life a masterpiece "

સંભળાવી દીધું છે કે તેવા પ્રયત્નમાંથી અટકી જાવ, મારા બધા પિતામહો અને પ્રપિતામહો જમીનને ખેડનારા જ હતા.*

એ લુહારનો દીકરો બેનિટો મુસોલિની પછી માતાના આગ્રહથી એક ધાર્મિક નિશાળમાં ભણવા બેઠો અને પછી એ માસિક ત્રીસ રૂપિયાના પગારથી માસ્તર થયો. પણ પછી જ્યારે એ સ્વીટ્ઝર્લેન્ડ તરફ નાસી ગયો ત્યારે ઓગણીસ વરસનો જ હતો.

એણે એક ચોકલેટના કારખાનામાં મજૂરી કરી, એણે કડિયો બનીને રોજગાર મેળવ્યો. અને તો ય ઘણી વાર એ કામ વિનાનો બેકાર રખડતો હતો. ઘણી વાર એ ભૂખ્યો ભમતો હતો. એણે એક વાર ભૂખના જોરથી એક બાગમાં ઉજાણી કરતી બે અંગ્રેજ બાઈઓના હાથમાંથી ખોરાક ઝડપી પોબારા ગણ્યા હતા.

પછી એ ચળવળિયો બન્યો. એને પોલીસ સાથે અથડામણ થઈ. એ સ્વીટ્ઝર્લેન્ડની એક જેલમાંથી બીજીમાં પૂરાયો. એક વખત જીનિવાની પોલીસે એના અંગૂઠાની છાપ લીધી અને ત્યારથી એણે સ્વીટ્ઝર્લેન્ડને ધિક્કાર્યું છે. એ જીનિવાના અપમાનને યાદ કરી એણે લીગ ઓફ નેશન્સને પણ પડકાર કર્યો છે.

એણે અગિયાર વાર કારાવાસની કોટડીઓની સાંકડી દીવાલોનું સેવન કરવાને લીધે આજસુધી સાંકડી જગાઓથી બીવા માંડયું છે. માનસવૈજ્ઞાનિકો એની એ બીકને માનસરોગ (Claustro–phobia) કહે તેની તેને પરવા નથી. એણે કેપ્રીમાં આવેલા બ્લ્યુ ગ્રોયેમાં પેસવાની સાફ ના પાડી દીધી હતી કારણકે સાંકડી જગાઓમાં જતાં એ ડરતો હતો.

---

*......so I said to them, "Stop it. All my grandfathers, all my great grandfathers were tillers of the soil......"

૧૯૦૪ની સાલમાં ઈટાલીમાં એ પાછો ફર્યો ત્યાર પછી ધગધગતા લોઢા જેવો સમાજવાદી બની એણે દશ વરસ પસાર કરી નાખ્યાં. એ વખત દરમિયાન એણે નિશાળમાં શીખવીને, નવલકથા અને છાપાંઓમાં લખીને, ગુજરાન ચલાવ્યું. ૧૯૦૯ની સાલમાં ફોરલીમાં એણે એનું: 'લા–લોટા–ડીકલાસી' નામનું પોતાનું છાપું કાઢયું. એનો અર્થ વર્ગવિગ્રહ એવો થતો હતો. વર્ગવિગ્રહના એ છાપાએ એની ઓળખને આખા ઈટાલી પર પાથરી દીધી. ૧૯૧૨માં એ એક 'અવાન્તી' નામના છાપાનો તંત્રી બન્યો. 'અવાન્તી' સમાજવાદીપક્ષનું દૈનિક પત્ર હતું. ત્રણ માસમાં એણે 'અવાન્તી'નો પ્રચાર ત્રણગણો વધારી દીધો.

પણ પછી એ ટ્રેન્ટોમાં ગયો અને ઓસ્ટ્રિયામાં રખડયો. ત્યાંથી એના માથામાં એક નવો નાદ જાગ્યો. એ નવા નાદનું સ્વરૂપ રાષ્ટ્રવાદનું હતું.

પછી ૧૯૧૪નું વિશ્વયુદ્ધ સળગી ઊઠયું. યુદ્ધે એના સમાજવાદ પર ઘા કર્યો. સમાજવાદીઓએ યુદ્ધમાં ભાગ ન લેવાનો નિશ્ચય કર્યો ત્યારે એ આડો પડયો. એને વારવાનો પ્રયત્ન થયો પણ એ વળ્યો નહિ; એને અનેક રીતે સમજાવવામાં આવ્યો પણ એણે સમજવાની જ ના પાડી દીધી.

એ વસ્તુ પર એ સમાજવાદી સભામાંથી પૂઠ ફેરવીને ચાલી નીકળ્યો. એની પાછળ એનો ઉપહાસ હસતો હતો. એના અંતરમાં એની જાત તરફનો તિરસ્કાર ઉલેચાતો હતો. પોતાના ક્રાન્તિકારી વિચાર માટે જેલમાં પુરાતો એનો બાપ એને ઠપકો દેતો હોય એમ એના કાન ભણકી ઊઠયા. ઈસુના ટોળામાં જયુડા જેવા એને જોતી એની મા લાજતી હોય એમ એને લાગ્યું. પણ એણે કોઈની

પરવા કરી નહિ. એણે સમાજવાદી પક્ષને છોડી દીધો. એની પાસેથી 'અવાન્તી' કાર્યાલયનો કબજો સમાજવાદી પક્ષે લઈ લીધો, અને એને પક્ષમાંથી હાંકી કાઢયો. એના જૂનાસમાજવાદી બિરાદરોએ એને ધિક્કારી કાઢયો ત્યારે એ અજોડ એવી નફટાઈથી બોલતો હતો: "તમે મને ધિક્કારો છો, કારણકે તમે મને હજુ ચાહો છો."

પછી પ્રતિક્રાન્તિના અપળચંડા ઓળા જેવા એણે 'પોપોલી –દ–ઈતાલિયા' નામનું મૂડીવાદી છાપું શરૂ કર્યું. ફ્રાન્સના શ્રીમંતોએ એને પૈસાના ઢગલા આપ્યા કારણકે ઈટાલી યુદ્ધમાં ઊતરે એમ ફ્રાન્સની શ્રીમંતશાહી ઇચ્છતી હતી.

ગઈકાલે જ જેણે લશ્કરવાદનો વિરોધ કર્યો હતો એવો એનિટો બીજે જ દિવસે યુદ્ધનું રણશિંગુ બની ગયો. એણે ગાલ ફૂલાવી ફૂલાવીને ફૂંકવા માંડયું: "જેમ આપણે એક ગુનાથી બીજા ગુનાને, એક લોહીથી બીજા લોહીને, જુદાં પાડીએ છીએ તેમ આપણે યુદ્ધ અને યુદ્ધ વચ્ચે વિવેક વાપરવો જોઈએ. આપણે હાલીચાલી ન શકે તેવાં મુર્દાં હવે વધારે વાર રહેવા માગતાં નથી. આપણે માનવી તરીકે માનવતાના આ યુદ્ધમાં થવાનાં નવાં સર્જનોમાં ફાળો આપવા માગીએ છીએ."

પણ એ ૧૯૧૬ના ડિસેમ્બર સુધી મોરચા પર પહોંચ્યો નહિ, અને પહોંચ્યો ત્યારે એક માસ પછી તરત જ ઘવાયો અને દવાખાનામાં સાત માસ સુધી સારવાર માટે સૂતો, અને પછી પાછો ઘેર આવ્યો.

ઘેર આવ્યા પછી ૧૯૧૯ના માર્ચની ૨૩મી તારીખે એણે ફાસી–ડી–કોંબેટીમેન્ટો નામની એક ટોળકી જમાવી. એમાં લડાઈમાંથી જીવતા પાછા આવેલા કામ વિનાના સિપાઈઓ, અને મૂડીવાદના ગુંડાઓ જોડાયા.

" અને હું તો હજુ ય સમાજવાદી છું." એમ બોલતા બેનિટોએ, પાછા આવેલા સિપાઈઓને જોઈને, પ્રજાસત્તાકવાદી પ્રધાનમંડળની નબળાઈને દેખીને, રાજસભાના સડાને નિરખીને, રાષ્ટ્રવાદી લાગણીને લલકારતો કાર્યક્રમ રજૂ કરવા માંડયો.

એની ફાસી–ડી–કોંબેટીમેન્ટોની સરદારી કરતો એ જોરશોરથી એના છાપામાં ઈટાલીને બોલ્શેવિઝમમાંથી બચાવી લેવાની વાતો કરવા માંડયો, તથા બીજા શાહીવાદો સાથે પાસા ખેલવા માંડયો. એણે ૧૯૨૨માં બ્રામન્ડ અને લૉઈડ જ્યોર્જની મુલાકાત લીધી. એને મુસાફરીમાં સમજાયું કે ઈટાલિયન લીરાની કિંમત ફ્રાન્સના ફ્રાન્ક જેટલી નથી. એનું રાજકારણ મૂડીવાદી અર્થકારણને સલામત કરવા તરફ ઝૂકી પડયું અને જોતજોતામાં છ જિલ્લામાં એણે પોતાની લાગવગ જમાવી દીધી. બાલબોએ ફીરારામાં અને ફેરેનાસીએ ત્રીમોનામાં ત્યાંના સામ્યવાદીઓ પર હલ્લા કર્યા. ધીમે ધીમે આખા ઈટાલી પર મુસોલિનીના ફાસીસ્ટો અને સામ્યવાદીઓ વચ્ચે અથડામણો ઊભી થઈ ગઈ, અને તોય હજુ પણ એ કહેતો હતો કે હું તો સમાજવાદી છું.

એણે બન્ને ગાલ ફૂલાવી સમાજવાદના હોકારા પાડયા અને બન્ને હાથ મૂડીવાદના મારાની જેમ ઈટાલીના શ્રમજીવીઓ અને સામ્યવાદીઓ પર વીંઝી રહ્યો. પ્રતિક્રાન્તિના પડછાયા જેવો મુસોલિની ઈટાલીના એક ખૂણાથી બીજા પર પથરાતો ગયો ત્યારે રાજાએ રોમમાં આવી સરકાર રચવાનું એને આમંત્રણ આપ્યું.

એણે રોમ પર કાળી ડગલીઓની કૂચ કરી ત્યારે ૧૯૨૨નો ઑક્ટોબર માસ ચાલતો હતો. એણે સરકાર રચી. ગુંડાઓની ટોળકીની સરદારીને લીધે એને શરણે સરકાર આવી. બંધ મોટર-

કારમાં પચાસ હજાર કાળી ડગલીવાળા ફાસીસ્ટોના સાથમાં એણે રોમની સરકાર સંભાળવા માંડી. ૧૯૨૨માં એણે સંયુકત સરકાર સ્થાપી અને પછી હિટલરની જેમ દસ વરસમાં જે કોઈ ફેસીસ્ટ ન હોય તે સૌને તંત્રમાંથી ફેંકી દીધા.

"એ મેટીઓટી!" બોલતાં એનાં જડબાંમાં દાંત કકડી ઊઠતા, એનાં બાવડાં અકડાઈ જતાં, એની આંખો એ જુવાન સમાજવાદી પર રોષ વરસાવી ઊઠતી. એ ભર સભામાં એના પર ઘૂરકી ઊઠતો, ને એકાંતમાં એને રગદોળી નાખવાની ધમકી આપતો.

એક દિવસ એ જુવાન સમાજવાદી એના ઘરમાંથી ગૂમ થઈ ગયો. એક દિવસ એનું કરપીણ ખૂન થઈ ગયેલું માલૂમ પડયું. એના સૌથી નજીકના જોડીઆઓ પર ખૂનની જવાબદારી તોળાઈ રહી. ફાસીસ્ટ રાજનાં દોડતાં દમનોમાં તાળાં દેવાયેલાં મોઢાં-વાળા ચહેરાઓનું ભયંકર મૌન શોર મચાવી ઊઠયું, ત્યારે એણે જાહેરજોગ કહી નાખ્યું:*

"પણ તમે ટીટ્રસની કમાન નીચે પતંગિયાંઓની શી શોધ માંડી છે! આ જાહેરસભા સમક્ષ, ઈટાલીના લોકો સમક્ષ હું સમજાવવા માગું છું કે ઈટાલીમાં જે કંઈ બને છે તેની જવાબદારી મારા માથા પર છે......"

એવા બેનિટોએ ફાસીસ્ટ શાસનની બધી ભયંકરતાઓ અને ખુના મરકીનો અઘોર પિછોડો ઓઢી દોડવા માંડયું ત્યારે એને ૧૯૧૨માં ઉચ્ચાયેલા શબ્દો શરમાતા હતા. *

---

* ૧૯૧૨માં એ બોલ્યો હતો:

'એક એવા ઈટાલીનો ખ્યાલ કરો કે જ્યાં બધા સાડા ત્રણ કરોડ માણસો એક જ વિચાર કરતા હોય, —જાણે બધાંનાં મગજ એક જ બીબામાં ઢાળ્યાં ન હોય. તે તમને એક ગાંડાઓનું ગૃહ અને તદન કંટાળેલાઓનું સામ્રાજ્ય અગર વંધ્યત્વ જેવું લાગશે.

૧૧

# સરમુખત્યારની ઓળખ

રોમની મધ્યમાં પાલાઝો વેનેઝીઆમાં એને કામ કરતો જુઓ. આશ્ચર્ય થાય તેવો એનો ઠીંગણો દેહ ખભા આગળથી કદાવર છે. એના હાથ સુંદર અને નાજુક છે. એનું હાસ્ય આરસની પ્રતિમામાં કોતરી કાઢ્યું હોય તેવું છે. એનો વેશ ફાસીસ્ટ લશ્કરી છે. એના કામ કરવાના સ્થળથી મોટરકારમાં જતાં દશ મિનિટ દૂર એક સુંદર ઉપવનથી વિંટળાયેલો એ વીલા ટોરવોનિયાના મહાલયમાં રહે છે.

થોડાંક વરસ એની સ્ત્રી ડોના મિલાનમાં રહેતી હતી, પણ હવે તે વીલા ટોરવોનિયામાં રહે છે. ડોનાનું મૂળ મહાન વ્યક્તિઓના ઊગમ જેવું ગૂઢ છે. એક વખત એ ફોરલીમાં નોકર હતી. કોઈ કહે છે કે મુસોલિનીના બાપને ત્યાં એ ચાકરી કરતી હતી. આજે એ મુસોલિનીનાં પાંચ બાળકોની માતા છે. પહેલાં મુસોલિનીનો માનીતો મિત્ર એનો સગો ભાઈ આરનેલ્ડો હતો, આજે એની દીકરી ઈડા એ સરમુખત્યારના બધા પ્રેમનું પાત્ર બની ચૂકી છે. ઈડાનો

પતિ કાઉન્ટ સિયાનો મુસોલિનીનો પ્રેસ ડિકટેટર બન્યો અને પછી યુથોપિયા પર મોત વરસાવતાં વિમાનોની ડીસપેરેટા સ્કેવેડનનો એ નાયક બનીને યુથોપિયા પર ઊડતો હતો. મુસોલિનીના બે જુવાન દીકરાઓ એક વિટોરીઓ અને બીજો બ્રુનો, બાપે માંડેલી હેવાનિયતમાં આકાશમાંથી આગ અને મૃત્યુ ગેસ વરસાવતા યુથોપિયા પર ભમતા હતા. સરમુખત્યારનાં બે નાનાં બાળકો, રોમાનો અને આના પણ બાપ સાથે આકાશમાં ઊડતાં થયાં છે.

આજે પચાસ ઉપરની ઉંમરે પણ બેનિટો મુસોલિની સરસ આરોગ્ય ભોગવી શકે છે. દૂધ અને ફળ વિના એ ભાગ્યે જ બીજું કંઈ ખાય છે. "ફળ, ફળ અને ફળ...સવારમાં ફળ અને રાતના પણ ફળ, એ જ મારી સતત તંદુરસ્તીની ચાવી છે." એમ એ પોતે અનેક વાર કહે છે. એ ઉપરાંત એ રોજ નિયમિત કસરત કરતો હોય છે તથા કદિ પણ દારૂ પીતો નથી કે ધૂમાડા કાઢતો નથી. જુવાનીમાં એ સ્ત્રીઓના સંગમાં ખૂબ રંગીલો બનતો હતો પણ આજે એની વિષયભૂખ શમી ગયેલી કહેવાય છે.

હાલના સરમુખત્યારોમાં એ એક જ એવો છે કે જેણે ધર્મ સાથે પણ સમજૂતી કરી છે. ૧૯૨૯માં એણે દેવળ અને સરકાર સાથેનો સંબંધ સુધારવાની સંધિ કરી. ૧૯૩૨માં બેનિટો પોતે વેટીકન ગયો અને પ્રાર્થનામાં ઘૂંટણીએ પડયો. જુવાનીમાં એ એના બાપની જેમ હડહડતો નાસ્તિક હતો, આજે એ ધાર્મિક બની ગયો છે અને દરરોજ પ્રાર્થના કરે છે. એણે એની સૌથી મોટી દીકરી ઈડાને પરણાવીને સોનાની માળા ભેટ આપી તથા સૌથી નાનીનું નામ આના–મેરિયા રાખ્યું.

એને માનવસ્વભાવમાં ખૂબ રસ છે. એ એની મુલાકાત

લેવા આવનારાઓની ખોપરી પર ટકોરો મારી જોવાનું ચૂકતો નથી. ઘણીવાર તો એની મુલાકાત લેનારાને એ જ વધારે પૂછી નાખે છે. કહે છે કે એણે અત્યાર સુધીમાં સાઠ હજાર લોકોને સાંભળ્યા છે.

પણ એના માથાનાં કમાડ બંધ હોય છે. એ અનેકોને સાંભળતો છતાં ભાગ્યે જ કોઈની સલાહ લેતો હોય છે. એ એકલો એના અંતરનાદ પ્રમાણે નિશ્ચયો કરે છે, અને જ્યારે ધારે ત્યારે એ પોતાની જાતને ટીબેટના લામા જેવી ગૂઢ અને પાસે ન જઈ શકાય તેવી બનાવી શકે છે. એની મુલાકાતોમાં એ ઘણો જ હાજરજવાબી, ચાલાક અને ભરાડી છતાં એક જ વખતે એને આવો સવાલ પૂછવાની ફ્રાન્સીસ હેકેટે હિંમત કરી હતી. એણે પૂછ્યું હતું: "પણ આપ નામદારે આપના શિસ્ત, વફાદારી અને આજ્ઞાધારકતાના ફાસીસ્ટ સદ્‌ગુણોનો આપની પર જ અમલ થવા દીધો હોત તો, પોતે આજે છો તે પદવી પર હોત ખરા કે?" એવો સવાલ પૂછયા પછી બગાસું ખાતાં ચિત્તાના ખૂની જડબામાં હાથ ઘાલી દીધો હોય તેમ ફ્રેન્સીસના શ્વાસની ગતિ વધી ગઈ હતી. વળી બીજી વખત એને બે ખબરપત્રીઓએ જરાક મૂંઝવી નાખ્યો હતો. એક હોટેલની લોબીમાં થોડાં વરસ પર એની આસપાસ છાપાંના ખબરપત્રીઓ વિંટળાઈને ઊભા હતા. એણે તેમાંના એક સ્લોકોંબને પૂછ્યું: "તમારા સામ્યવાદી મિત્રોના શા ખબર છે?"

"હું સામ્યવાદી નથી પણ, મોનસ્યોર પ્રેસિડેન્ટ! હું તો સમાજવાદી છું."

"હું ભૂલ્યો." મુસોલિનીએ સુધાર્યું.

"પણ આ પહેલીવાર નથી." એક ડચ ખબરપત્રીએ ડોક લંબાવી અને મુસોલિનીની આંખોમાં સાપોલિયાં રમવા લાગ્યાં.

એ આખો વખત વાંચે છે, અને વાંચીને નોંધ રાખતો જાય છે. એક વખત તો લડવીગ પણ એના ઇતિહાસના જ્ઞાનથી અજાયબી પામી ઊઠયો હતો. અને વાંચીને વાગોળેલું લખવાનો પણ એને શોખ છે. ફાસીઝમ પર ' મીન કેમ્ફ'માં લખતાં જયારે હિટલરે છસો પાન બગાડયાં હતાં, ત્યારે તે જ વસ્તુ મુસોલિની બાર પાનની એક પુસ્તિકામાં રજૂ કરી શકયો હતો.

મુસોલિની, હિટલરને, ઉમરાવોને, પૈસાને, ખિલાડીને અને ઘડપણને ખૂબ જ ધિક્કારે છે. એ ઘરડા પુરુષો તરફ અને ખાસ કરીને ઘરડી સ્ત્રીઓ તરફ તિરસ્કારથી જુએ છે. એ પોતે દાદો છે એ હકીકત તરફ એને અત્યંત સૂગ છે. એ પચાસ વરસનો થયો ત્યારે ઈટાલિયન પ્રેસને એનું ફરમાન હતું કે તે વાતનો ઉલ્લેખ કરવો નહિ. અને એ ખૂબ ચાહે છે, એક રોમ નગરને, એની દીકરી ઈડાને, જમીનદારોને, પુસ્તકોને, એરોપ્લેનોને અને ગતિને.

" પણ એમાં એણે એટલું લંબાણ શાને કર્યું ? " ત્રીસમી જુને હિટલરે મહાલતા મૂકેલા મરણ વખતે રોહમનું ખૂન થતા પહેલાં તેની સાથે વાત કરવામાં હિટલરે પાંચ કલાક કાઢી નાખ્યા હતા તે સામે મુસોલિનીએ અણગમો બતાવ્યો હતો. એને ગમે તેવા અઘોર કે ઘાતકી કામના અમલમાં ઢીલ તરફ ખૂબ અણગમો છે. એનો અંતરનો અવાજ થડકી ઊઠે કે અંગત સંબંધો કે રાજકારણમાં ગમે તેનો અમલ કરતાં એ અચકાતો નથી. એણે કહ્યું છે કે, " હું મારી જાતને બદલી શકતો નથી, હું પશુઓની જેમ ઋતુને તે બદલાઈ જાય તે પહેલાં સૂંઘી શકું છું. હું મારા આવેગોનો અમલ કરું છું અને તેથી કદી પણ ભૂલ કરતો નથી.'' એવો બેનિટો એના આવેગમાં ઊછળતો સખતાઈની

હદ વટાવી શકે છે. પણ કયો સરમુખત્યાર સખત નથી? હિટલરે કે સ્ટૅલિને પણ પોતાના દુશ્મનને ક્યારે માફ કર્યો છે?

અને તો ય એને વિશ્વના રાજકારણનો ખ્યાલ રહે છે. હિટલર તો જર્મનીને જ પોતાનું જગત માને છે પણ મુસોલિની એમ ભાન ભૂલતો નથી. એને દરેક વખતે ખબર હોય છે કે ઇટાલીની બહાર દુનિયા ઘણી મોટી છે. એ મોટી દુનિયાને રોમ દોરશે ને રોમની ભઠ્ઠી એની ધમણ પર ધીખતી રહેશે એવું માનવું એને ખૂબ ગમે છે કહે છે કે એ જન્મ્યો ત્યારથી અપમાન પામ્યો છે. એ ભણતો ત્યારે પણ ગરીબ છોકરાઓને માટે અલાયદી રખાયેલી ત્રીજા નંબરની પાટલી પર બેસીને ભણતો, એ વાત એ કદી ભૂલ્યો નથી. એ વાતના વૈરમાં જ હોય તેમ જ્યારે એ સત્તાના શિખર પર નહોતો ત્યારે પર્વત પર ચઢીને તેના માથા પર બેસતો, નાસીને સ્વીટ્ઝર્લૅન્ડ જઈ કડિયો બનીને સૌથી ઊંચી દીવાલો જ ચણતો અને આજે પણ તેથી જ એ એરોપ્લેન પર મુગ્ધ છે.

પરંતુ એ વહેમી છે. વરસો પહેલાં એને ઘણી ભેટો મળી હતી જેમાંની એક ઇજિપ્તના પિરામીડની કબરોમાંનું મમી (મડદું) હતું. એક વાર રાતના એને ઓથારે દાબ્યો. એણે પથારીમાં આંખો ઉઘાડી રાખી. પછી સ્વસ્થ થઈને છાતી અને કપાળ પરનો પરસેવો લૂછી નાખીને એણે પથારીમાંથી રાડ નાખી:

"એને હમણાં ને હમણાં ઊઠાવી જાવ." નહિ સમજેલા કર્મચારીઓ અદબમાં અક્કડ ઊભા હતા.

"એને, એ મમીને. રાતના મારી છાતી પર ..." આવડો મોટો

એ વચમાંથી બોલતો અટકી ગયો. હું બીધો એમ દેખાઈ જાય તો...!

"એને અહીંથી ઉપાડી જાઓ." એણે ફરમાવ્યું.

છ ફૂટ લાંબી અને પાંચ ફૂટ પહોળી એવી કારાગારની ખોલીમાં એને પૂરાવું પડયું હતું અને ત્યારથી સાંકડી જગાઓમાં જતાં એ ડરે છે પણ તેનો એને ડર નથી, કારણકે એને મરણનો ડર નથી. એ માને છે કે નસીબમાં નિર્માયું હોય ત્યારે જ મરણ આવે છે અને આવે છે ત્યારે પાછું ઠેલી શકાતું નથી. લોકો એને વહેમી કહે તેની એને પરવા નથી અને છતાં પણ એકલા નસીબના હાથમાં પોતાની જાતને સોંપી દે એવો એ મૂરખ નથી. એની જાતના રક્ષણની સખતમાં સખત સાવચેતીઓ આઠે પહોર રાખવામાં આવે છે. પોલીસનો વડો નક્કી કરે તે જ રસ્તે એ ફરે છે, રોમમાં એવા ઘણા રસ્તા છે જેના પર સરમુખત્યારી સાંપડયા પછી એણે કદી પણ પગ સરખો મૂકયો નથી.

પણ એક વાતની એને પરવા નથી. કહે છે કે કોઈ વાર નાઝી કમઠાણ ગબડી પડે તો પોતાની જાતને પોતાને જ હાથે વિંધી રાખવા હિટલર હંમેશાં ટેબલના ખાનામાં એક રિવોલ્વર રાખી મૂકે છે પણ બેનિટો એમ કરવામાં માનતો નથી. રૂવાંડે રૂવાંડે ગબ્બર ગોરીલો બેનિટો ફાસીઝમ ફસકી પડે તો ય કદી આપઘાત કરવામાં માનતો જ નથી. ફાસીઝમ એની શોધ છે. ફાસીઝમ એના માથામાંથી જગતનાં જૂનાં ચક્કરોની ગતિને વેગ આપવા સરજાયું છે. ફાસીઝમ સત છે, એને ફાસીઝમનું સત ચઢયું છે. ફાસીઝમ ફસકે કેમ! અને તોય એ મરે કેમ! એમ સહેલાઈથી મરવામાં બેનિટો મુસોલિની કદી માનતો નથી.

## ૧૨

# ફાસીઝમનું સત

મહાપુરુષો માને છે તેમ એ માને છે, અને કોણ કહે છે કે એ મહાન નથી? એ માને છે... જોરશોરથી માને છે કે ફાસીઝમ એક જીવનનું સત્ છે અને તે એના માથામાં એને જ સાંપડ્યું છે. દુનિયામાં ઘણા મહાનોને અનેક સત્યો સાંપડ્યાં છે અને તે જૂની વસ્તુઓ છે એમ સ્વીકારવાની તે મહાનોએ ગાઈવગાડી ના પાડી દીધી છે, એટલું જ નહિ પણ એ સત્યો પાશવી ઘટમાળને જાળવી રાખવાની આળપંપાળવાળી માલિકલોકને પંપાળવાની પ્રતિક્રિયાઓ માત્ર છે એવી વાત તો સાંભળવાની પણ તેમણે ના પાડી છે.

વાત એમ છે કે બેનિટોને ફાસીઝમના સત્યની જરૂર પડી હતી અને પછી એ અનિવાર્ય રીતે એની ખોપરીમાં ખખડી પડ્યું હતું. એ સત્યની જરૂરિયાત વિષે એ પોતે જ કહે છે કે "કેટલાકો એવા હોય કે તેમને સત્ય સમજાય તે પહેલાં જ સત્યથી તેમને કચડી નાખવા પડે છે."



બેનિટો મુસોલિની : યુરોપનો સૌથી લુચ્ચો ને ગણતરીબાજ કાર-પુરુષ : સ્કેટિંગ, મચ્છી મારવી, ઘોડેસવારી કરવી : એ એના અંગસ્વાસ્થ્ય માટેની શોખકસરતો.

મુસોલિનીએ રજૂ કરેલા ફાસીઝમના મૂળમાં એનું અગાધ વાચન છે. એ બધા વાચનમાં નિત્સેની એના પર સખત અસર થઈ છે. નિત્સેની બળાત્કારની ફિલસૂફી પર એ મહામુગ્ધ છે. પણ એ બળાત્કારને દુનિયાના આરોગ્યમાં ખલેલ કરતાં કેટલાંક રોગનાં જંતુઓનો નાશ કરવાને જરૂરી માને છે. બોલ્શેવિઝમ એક રોગ છે અને ઇટાલીમાંથી સામ્યવાદીઓને રોગના જંતુઓની જેમ નિર્મૂળ કરવાનો એને વેગ છે. એ વેગના આવેગમાં એણે ફાસીઝમની રચના કરી છે. પણ એનો એકેએક વિચાર તો ભૂતકાળમાંથી લેવાયેલો છે. એણે ફાસીસ્ટ સલામ પણ પોતે નવી જ શોધી કાઢી નથી પણ એને તે અનુનઝીઓએ શીખવી હતી. કાળી ડગલી પણ એણે આરડિટીના યુનિફોર્મમાંથી ઉપાડી લીધી છે.

પણ એવું ફાસીઝમ છે શું ? ફાસીઝમનું સત્ય એને સમાજવાદને છોડી દીધા પછી, શાહીવાદી ખૂન અને લૂંટનો સાથ સ્વીકાર્યા પછી, શ્રીમંતશાહીના સહકારમાંથી હાથ લાગ્યું છે. ફાસીઝમના સત્યનું હાર્દ વર્ગવિગ્રહને બદલે વર્ગમેળનો સિદ્ધાંત ગોઠવવામાં છે.

એવા હાર્દવાળા ફાસીઝમનું અર્થકારણ ઇતિહાસના નવા પરિબળની ઐતિહાસિક ન્યાયની ફૂંકમાં ગંજીપાના મહેલ જેવા ઢગલો થઈને ધરાશાયી બનવા ખખડી ઉઠેલા મૂડીવાદી મહેલની દીવાલોને રક્ષવા તેની આસપાસ બાંધેલી કાંટાની વાડ જેવું છે. એ અર્થકારણના તંતુઓમાં ખાનગી મિલકત અને ખાનગી નફાનું રક્ષણ કરતી મૂડીવાદી સરમુખત્યારીવાળી સરકારની નાગી તરવાર નીચે ચાલતી અનેક પ્રકારની ચાલબાજીઓ અને દમનો વણાયેલાં છે.

ફાસીઝમની આર્થિક ઘટનામાં રોમની સરકારે સમસ્ત દેશની માલિકી અને મજૂરીવાળી આખીય ઉત્પાદન ઘટનાને બાવીસ કોર્પોરેશનોમાં સમાવી દીધી છે, જેમાંથી રાજસભાના નીચલા

ખંડના પ્રતિનિધિઓ ચુંટાયા જાય છે. દાખલા તરીકે તુરીન કે એવા ઈલાકાના પ્રતિનિધિઓ ચુંટાતા હોય છે.

એક એક કોર્પોરેશનમાં ફાસીસ્ટ પક્ષના ત્રણ ડેપ્યુટીઓની સીધી દેખરેખ હોય છે. દરેક કોરપોરેશન પર પ્રધાનમંડળમાંથી એકનો અથવા સરમુખત્યાર નીમે તે ઉપમંત્રીનો અધિકાર હોય છે. નીચલા ખંડમાં ચુંટાતા ડેપ્યુટીઓની ઉમેદવારીમાં તે જ ઊભા રહી શકે છે કે જેમને ગ્રાન્ડ ફાસીસ્ટ કાઉન્સિલની અનુમતિ હોય. મતદારો એ પ્રમાણે ગ્રાન્ડ-ફાસીસ્ટ કાઉન્સિલે નીમેલી યાદીનાં નામો માટે જ હા કે ના કહી શકે છે.

સરકાર સર્વોપરી હોવાને લીધે પોતાના જ નફા માટે અર્થ-કારણનું નિયમન કરી શકે છે. ફાસીઝમના આધ્યાત્મવાદે ઈટાલિયનો-માંથી રોમનો બનાવવાની રાડ નાખી પણ પરિણામે ઈટાલી આખું એક મોટું વિકરાળ કારાગાર બની ચૂક્યું છે.

એવી ફાસીસ્ટ સરકાર આજે સરમુખત્યારની નજરમાં એક આધ્યાત્મિક અને નૈતિક હકીકત બની ચૂકી છે; તથા એ સરકાર ઈટાલીના આત્માના આવિષ્કાર રૂપ છે એવો આત્મસાક્ષાત્કાર બેનિટો પામી ચૂકયો છે.*

એમ ઈટાલીનો આત્મા આવિષ્કાર કરનાર ફાસીસ્ટ સરકારનું ફાસીઝમે રચેલું અર્થકારણ આવું છે. કોઈ પણ માલિક સરકારની પરવાનગી વિના મજૂરને રજા આપી શકે નહિ.

---

* "The state as conceived of and as created of and as created by Fascism, is a spiritual and moral fact in itself, since its political, juridical and economic organisation is a concrete thing, and such an organisation must be in its origin and development a manifestation of the spirit."

કોઈ પણ માલિક સરકારની પરવાનગી વિના પોતાના કારખાનાને બંધ કરી શકે નહિ કે વિસ્તારી શકે નહિ.

માલિકે ડેક્રોનિયન ચેરા પ્રમાણે સરકારને પોતાની આવકમાંથી મોટા એવો કર આપવો. એ એક વાત થઇ. ફાસીઝમનું સત બીજી વાત પણ બોલે છેઃ

કોઈ પણ વ્યક્તિ મજૂરોનાં મંડળો કે મજૂરો પોતે પોતાનાં મંડળો કરી શકે નહિ.

મજૂરોના પગારકાપ સરકાર ગમે ત્યારે કાયદો કરીને કરી શકે. સરકારે નક્કી કરેલા પગારથી વધારે પગાર મજૂર મેળવી શકે નહિ.

મજૂર હડતાલ પર કદિ જઈ શકે નહિ.

એવું ફાસીઝમનું અર્થકારણ આજે ચારેકોરથી માલિકશાહીની રક્ષા કરવા લોખંડી દિવાલ રચીને બેઠું છે. એ દિવાલે નિરંકુશ માલિકશાહીને પણ થોડાક અંકુશો નીચે મૂકી છે તથા તેમની નફાની લૂંટમાં ભાગ પડાવ્યો છે. પણ એવો અંકુશ ને એવો ભાગ પોતાની જ સરકારને આપવા મૂઠી ગમે ત્યારે તૈયાર હોય છે. આજની જાગતી મજૂરોની ક્રાન્તિકારી માગણીઓને મૂળમાંથી જ રહેંસી નાખનાર સરકારને બદલામાં એટલું આપવામાં માલિકોને કદિ અફસોસ થયો નથી.

એ ફાસીઝમના સત્યને સામ્યવાદીઓ પ્રતિક્રાન્તિના નામથી ઓળખે તેની માંધાતા મુસોલિનીને પરવા નથી. એ સાફસાફ સંભળાવે છે કે આજ સુધીમાં એ ફાસીઝમના સત્યે શાંતિવાદ, સામ્યવાદ અને લોકશાસનવાદને કુસ્તીમાં ભીડાવ્યાં છે અને એ કુસ્તી કેવળ વીરતા અને અંગત મિલકતની પવિત્રતાની છે.

૧૩

# મુસોલિનીના દોસ્તો

મુસોલિની ત્રિમૂર્તિ છે. એનું એક સ્વરૂપ ડયુસ અથવા ફાસીસ્ટ પક્ષના નેતાનું છે, એનું બીજું રૂપ કેપો-ડેલ-ગોવનો અથવા વડા પ્રધાનનું છે અને એનો ત્રીજો આકાર ગ્રાન્ડ-ફાસીસ્ટ-કાઉન્સિલના મુખીનો ભાવ ભજવતો હોય છે.

મુખ્ય પ્રધાન તરીકે એ રાજાને જવાબદાર છે, ફાસીસ્ટ પક્ષના નેતા તરીકે એ ગ્રાન્ડ-ફાસીસ્ટ કાઉન્સિલની નિમણુક કરે છે અને પછી તેના પર પ્રમુખ તરીકેનું પ્રભુત્વ જાળવે છે. રશિયામાં સ્ટૅલિનની નિમણુક ત્યાંના સામ્યવાદી પક્ષની મધ્યસ્થ સમિતિ કરે છે અને સ્ટૅલિન તે સમિતિના સભ્યોને જવાબદાર છે; જ્યારે ગ્રાન્ડ-ફાસીસ્ટ-કાઉન્સિલની નિમણુક મુસોલિની કરે છે અને તે કાઉન્સિલના સભ્યો મુસોલિનીના નમ્ર હજુરિયાઓ છે.

મુસોલિનીની ગ્રાન્ડ-ફાસીસ્ટ કાઉન્સિલના સભ્યોની સંખ્યા પચાસની છે. એ સભ્યોનાં નામ ખાનગી રાખવામાં આવે છે તથા તે ખાનગીમાં જ મળે છે. એમ સાંભળવા મળે છે કે બાલ્બો,

ડીબોનો, અને ડી–વીશી આજીવન સભ્યો છે. જો મુસોલિની મરણ પામે તો ગ્રાન્ડ–ફાસીસ્ટ–કાઉન્સિલ મુસોલિનીના પદ માટેનાં નામો રાજા સમક્ષ ધરે જેમાંથી રાજા એકને મુસોલિનીના પદ પર પસંદ કરે. એમ સમજાય છે કે મુસોલિનીએ પોતે જ એવાં ત્રણ નામો પસંદ કરી રાખ્યાં છે.

મુસોલિનીએ એક વેળા લડવીગને કહ્યું હતું કે ઈટાલીમાં બીજો ડયુસ સંભવશે નહિ. એનો કહેવાનો ભાવાર્થ એ હતો કે પોતા પછી પોતાના જેવો કોઈ પુરુષ આવશે નહિ. અને ખરેખર એની આસપાસના ગોઠિયાઓ બધા નાનકડાં માછલાં જેવા છે. ઈટાલીમાં એકે ગોરિંગ નથી, એકે કાગાનોવિચ નથી. જ્યારે કોઈ વેળા કોઈ ગ્રાન્ડી કે કોઈ બાલ્બો ખૂબ આગળ તરી આવે છે ત્યારે મુસોલિની જ તેના માથા પર ટપલી મારી બેસાડી દે છે. કારણકે બેનિટોને પોતાની પડખે સમાનભાવે કોઈ બીજો ઊભો થઈ જાય તે પસંદ નથી. ડી–બોનોએ યુથોપિયામાં આડોવા ને મકાનુ સર કર્યાં કે તરત જ તેને ત્યાંથી ખસેડી લેવામાં આવ્યો હતો અને ફાસીસ્ટ પક્ષનો મંત્રી સ્ટારાસ જો અત્યારસુધી પોતાનું સ્થાન ટકાવી શકયો હોય તો મુસોલિની પાસે ઝૂકી જવાની અજબ આવડત એણે હાથ કરી છે તેથી. જો એ જરાક જેટલો જ હાલવા માંડે તો એના માથા પર પણ કોથળામાં ઘાલેલી પાંચશેરી પડી જ સમજો. આજે તો ડયુસ પોતે જ ફાસીસ્ટ ઘટના છે. દમનોના ઘાતકી પ્રકારો અને ખૂનરેજીથી ગબ્બર બનેલી એ ઘટના ડયુસની આંખો મીચાઈ ગયા પછી કેટલી ચાલશે તે શું કહેવાય ?

પણ એવી એ ઘટનાની ઘટમાળમાં મુસોલિનીની ચારે કોર ચક્કર મારતી મંડળી કોણ છે તે જાણવું જરૂરી છે જ. ફાસીસ્ટ

પક્ષના મંત્રીપદમાં જ જાણે એવું કંઈ છે કે એ પદવી પર પગ મૂકવો, ભૂલ કરવી અને ત્યાંથી ગબડી પડવું. ૧૯૧૯થી જ્યારે *ફાસીસ્ટ પક્ષની રચના થઈ ત્યારથી આજસુધીમાં છ મંત્રીઓ બદલાયા છે. સરાસરી અઢી વરસે એક મંત્રી પોતાની ઉપયોગિતાને ટળી જાય છે અને બીજાની નિમણુક થાય છે.*

સૌથી પહેલા મંત્રી બીઆનશીનું નામ મેટીઓટીના ખૂન સાથે સંડોવાયું અને એને ઉતારી પાડવાની મુસોલિનીને ફરજ પડી. એની ગાદી પર ગુન્ટા બેઠો. પછી રોબર્ટો આવ્યો, રોબર્ટો પછી ઑગસ્ટોનો વારો આવ્યો. ઑગસ્ટો પછી રોડઝ અને રોડઝની ખાલી પડેલી જગા પર સ્ટારાસ ફાસીસ્ટ પક્ષના ચોકીદાર શિકારી કુતરા જેવો આરૂઢ થઈ ગયો.

સ્ટારાસની બીજી બધી લાયકાતોને ટપી જાય એવી એક લાયકાત એના માલિક મુસોલિનીની અનન્ય ભક્તિ કરવાની છે. એને મુસોલિનીમય થઈ જવાનો આધ્યાત્મિક આવેગ છે. એણે મુસોલિનીના હાવભાવ પોતાના અંતરમાં ઉતાર્યા છે. એ આજે બોલતી વેળા મુસોલિનીની જેમ જ આંખના ડોળાને ઘૂમરીઓ ખવડાવી શકે છે. એના અધિકારે એને લોકપ્રિય રહેવા દીધો નથી પણ માલિક તરફની એની પ્રામાણિકતા અભડાઈ નથી ત્યાંસુધી એ સલામત છે. એ પ્રમાણિકતાના નશામાં એણે એક વખત એક ભૂલ કરી નાખી હતી. એણે સૂચના કાઢી હતી કે પત્રોમાં લખનારે બેનિટોને સંબોધતાં ખાલી ડ્યુસ અથવા નેતા ન કહેવું પણ ઈલીવા–ઈ–ડ્યુસ એમ કહેવું. પણ એની અજોડ સ્વામીભક્તિમાં શળ ભોંકાય તેવો મુસોલિનીના છાપા 'પોપાલો–દ–ઈતાલિયા'માં મુસોલિનીનો જ લખેલો પણ નનામો એક લેખ પ્રગટ થયો જેમાં સ્ટારાસની એ સૂચનાને તિરસ્કારી કાઢવામાં

આવી હતી, કારણકે અનેક કારણોને લીધે જર્મનીમાં હેઈલ–હિટલરના અવાજનો પડઘો ઈટાલીમાં પાડી નાઝી જર્મનીની નકલ કરવાની ડ્યુસની ઈચ્છા નહોતી.

સ્ટારાસ પછી મુસોલિનીની નજદીક, એનો પોતાનો જમાઈ કાઉન્ટ સીઆનો છે. એણે પ્રચારખાતાના પ્રધાન તરીકે કામ કર્યું. પછી યુથોપિયા પર મૃત્યુ વરસાવતો ભમ્યો. એનો બાપ મુસોલિનીનો નજદીકનો મિત્ર છે.

બીજો એક રોઝોની છે, જે મુસોલિનીના હજુરિયામાં ઠીક ઠીક સત્તાવાન છે. એણે ઘણાં વરસો અમેરિકામાં પસાર કર્યાં છે તથા આજે એણે ઈટાલીમાં મજૂર મહાજનો બાંધી દીધાં છે.

એ નામોમાં સૌથી આગળ તરી આવે એવું એક નામ બાલ્બોનું છે. ફાસીસ્ટ ઈટાલીમાં એ એકલો જ એવો છે જે ધણીવાર ધાર્યું કરી શકે છે.

બાલ્બો ફીરરામાં ૧૮૯૭માં જન્મ્યો હતો. ખૂબ નાની ઉંમરમાં લશ્કરમાં જોડાયો હતો અને તરત જ યુદ્ધના માનચાંદ પામ્યો હતો. વીસ વરસની ઉંમરે એણે એક છાપું શરૂ કર્યું હતું, તથા ૧૯૧૯માં મુસોલિની સાથે જોડાયો હતો. સમાજવાદીઓ સાથેની ઝપાઝપીમાં એ જ સૌથી આગળ તરી આવતો હતો. એણે રેવેના જીત્યું હતું, પરમાને ઘેરો ઘાલ્યો હતો. ૨૬ વરસની ઉંમરે એ ફાસીસ્ટ મિલીશિયાનો પહેલો સેનાની બન્યો હતો. પછી એ હવાઈ કાફલાનો મંત્રી બન્યો.

એક વખત એ હવાઈ કાફલાના પ્રધાનના અધિકારમાં મુસોલિનીને મળ્યો. ડ્યુસ એણે કરેલા હવાઈ લશ્કરી અંદાજપત્ર સાથે ચિડાયેલો બેઠો હતો. બાલ્બો મુસોલિનીના મહાલય પાલાઝોમાં

સીધો આવ્યો. બેનિટોએ એને એની તાબેદારીનો ખ્યાલ આણવા એની મુલાકાત વખતે પોતાની મેજ સામે બીજી એકે ખુરશી રાખી નહિ. અને એ આવ્યો ત્યારે બેનિટો બેઠો જ રહ્યો. બાલ્બો જરા પણ સંકોચાયા વિના મુસોલિનીના મેજ પર ગોઠવાઈ ગયો!

અને તો ય મુસોલિનીને એ ગમે છે કારણકે જે ફાસિસ્ટ ન હોય તે સૌને અને ખાસ કરીને સામ્યવાદીઓને દિવેલ પાઈને પછી ફટકા મારવાની રીત એણે શોધી કાઢી હતી.

પરન્તુ બાલ્બોની કેટલીક બાબતો બેનિટોને પસંદ નથી જ. પહેલી વાત, એ ખૂબ જ લોકપ્રિય થઈ શકે તેવો છે. તેથી જ યુથોપિયાના યુદ્ધમાં એને મોકલવામાં નહોતો આવ્યો પણ લીબિયામાં રવાના કરી દેવામાં આવ્યો હતો. બાલ્બોને એ ગમ્યું નહોતું પણ માલિકની મરજી આગળ તેનું શું ચાલે વારું? બાલ્બોની બીજી અણગમતી વાત એની રાજકુમાર અંબરટો સાથેની મિત્રાચારી છે. ૧૯૩૨ અને ૧૯૩૩માં તો અંબરટો ફાસિઝમનો થોડોક વિરોધી છે એવી ગંધ બેનિટોને આવી હતી અને એણે તરત જ લશ્કરના વફાદારીના સોગનવિધિને રાજાના વારસદાર રાજકુમાર તરફની વફાદારીના સોગનથી અળગા પાડી દીધા હતા. હજુ ય બાલ્બોએ અંબરટોની ભાઈબંધી છોડી દીધી નથી તથા એ લીબિયાથી નેપલ્સ કોઈ કોઈ વાર અંબરટોને ઊડીને મળવા જાય છે પણ એનો એ પ્રેમાચાર કોઈ વાર એને ભારે પડી જવાનો છે.

માર્શલ એમિલીઓ-ડી-બોનો યુથોપિયા પર ચડેલા ઈટાલિયન લશ્કરનો પ્રથમ સેનાની હતો. એ ઈટાલીના લશ્કરમાં મુસોલિની સત્તા પર આવ્યો તે પહેલાંનો છે. ૧૯૧૯માં એણે લશ્કરમાંથી રાજીનામું આપ્યું અને ફાસિસ્ટ હિલચાલમાં જોડાઈ ગયો. બોનો સંગીતકાર પણ છે. કાળી ડગલીઓનું કૂચગીત એણે જ લખ્યું છે.

પણ ૧૯૩૫માં મુસોલિનીએ ડી-બોનોની જગાએ બેડોગ્લીયોની નિમણુક કરી. બોનોને ખસેડવામાં બેનિટોનો ખ્યાલ એ હતો કે બેડોગ્લીઓ જો ઈટાલીમાં જ રહે અને ભોગજોગે એબિસીનિયામાં ઈટાલીની હાર થઈ જાય તો, બેડોગ્લીઓ રાજાનો જૂનો મિત્ર હોવાથી મુસોલિનીની જગા પચાવી પડે. બેનિટોએ તેથી બેડોગ્લીઓને સેના-પતિ પદ લાદીને યુથોપિયામાં પરાક્રમો કરવા રવાના કરી દીધો.

એ બેડોગ્લીઓ ૧૮૭૫માં જન્મ્યો હતો તથા યુદ્ધમાં પરાક્રમ દાખવવા સાત વાર યુદ્ધમાં માનચાંદ જીત્યો હતો. ૧૮૯૬માં જ્યારે યુથોપિયાએ ઈટાલીના લશ્કરને આડોવા પરથી હાંકી કાઢ્યું ત્યારે પણ બેડોગ્લીઓ ત્યાં જ હતો. પછી એ લશ્કરી સમિતિનો પ્રમુખ બન્યો હતો. જ્યારે મુસોલિની રોમ પર આવતો હતો ત્યારે જો રાજાએ એને છૂટો મૂકી દીધો હોત તો એણે કાળી ડગલીઓની કાપણી કરી નાખી હોત.

બીજો રૂડોલ્ફો ગ્રેઝીઆની યુથોપિયા પર ચડેલા સોમાલીલેન્ડ લશ્કરી વિભાગનો સેનાપતિ હતો. એણે સાત વરસ ઈરીટ્રિયામાં ગાળ્યાં હતાં. એનો એક જોડીદાર એટોલિઓ ટેરૂઝી યુથોપિયા પર મોકલાયેલી કાળી ડગલીઓનો સરદાર હતો. એ પણ જૂના વખતથી લશ્કરમાં હતો તથા મુસોલિનીને જોડાઈ જવા તે વખતે લશ્કરમાંથી નીકળી ગયો હતો.

એક પેવોન પણ બેનિટોની સામંતમંડળીમાં ઘણી જ અગત્યની વ્યકિત છે. એ આફ્રિકાનો ઘણો જ અનુભવી છે. ૧૮૪૮માં નેપલ્સમાં બુર્બોન્સ સામેનાં કાવતરાંમાં પકડાઈને ફાંસીએ ટીંગાઈ જવાની શિક્ષા પામેલા પિતાની સ્વદેશભકિતનો એને વારસો છે. એબિસીનિયામાં એ દેશી લશ્કરનો નાયક છે અને તે યુથોપિયાના અંધાર પ્રદેશમાં પણ કાળા દાનવ તરીકે જાણીતો છે.

એ ઉપરાંત મુસોલિનીના જ મુખવાદન જેવો એલોઈસી ઈટાલિયન રાજકારણમાં જાણીતો છે.

એણે ૧૮૭૫માં ઉમરાવ કુટુંબમાં જન્મીને નૌકાસેનામાં અમલદારી સ્વીકાર્યા પછી રાજકારણમાં પડતું નાખ્યું હતું. પૅરિસ શાંતિપરિષદમાં એ ઈટાલિયન પ્રતિનિધિમંડળનો પ્રેસ ઑફિસર હતો. એણે કોપનહેગનમાં, ટીરાનામાં, બુખારેસ્ટ, આંકારા અને ટોકિયોમાં ઈટાલીની સરકારના દૂત તરીકે કામ કર્યું હતું. ૧૯૩૨માં ડ્યુસે એને રાષ્ટ્રસંઘમાં રવાના કર્યો હતો.

જોકે થોડો વખત તો પરદેશખાતાની પંચાતમાં ડ્યુસનો માનીતો ડીનો–ગ્રાન્ડી હતો, પણ લોસેન પરિષદમાં ફ્રેંચ અને બ્રિટિશ મુત્સદ્દીઓએ જ્યારે ઈટાલીને બાતલ રાખતું ખત ઘડયું ત્યારે ડ્યુસ ગ્રાન્ડી પર રાતોપીળો થઈ ગયો અને તેને લંડનમાં એલચી તરીકે જઈ વસવાની અને ત્યાંની મુત્સદ્દીગીરી ભણવાની શિક્ષા ફરમાવી દીધી.

ફરી પાછો ડ્યુસનો ગુસ્સો ગ્રાન્ડી પર ૧૯૩૫માં ઊતરી પડયો, કારણકે બ્રિટિશ સરકાર ઈટાલી સામે પ્રતિબંધો મૂકવાની સરદારી લેશે એવી જાતની ખબર ગ્રાન્ડીએ ડ્યુસને સમયસર પહોંચાડી નહોતી.

અને તો ય ગ્રાન્ડી છેક નાખી દેવા જેવો તો નથી જ. એણે દરિયામાં ડૂબી ગએલ ઇજિપ્ત નામના જહાજના પેટમાંથી સોનું કાઢી દીધું તેથી જીનોવાની સોરીના કંપની સાથે એ સંબંધ ધરાવે છે, અને તે ઉપરાંત એનું આખુંય વ્યક્તિત્વ એટલું તો મોહક છે કે આજે પણ તે સેંઈન્ટ જેમ્સના દરબારમાં સૌથી વધારે લોકપ્રિય એલચી તરીકે બિરાજે છે.

## ૧૪

# યુથોપિયા પર

જેને પવિત્ર ગણી હતી તે શરતોને એણે છડેચોક નકારી, જેને રક્ષણ કરવાનું વચન આપ્યું હતું તેને લૂંટવા, તેને જીતવા મુસોલિની નીકળ્યો. ૧૯૩૫ના ઑક્ટોબરમાં એણે યુથોપિયા પર ઇટાલિયન સેના ઉતારી.

કેમ ન ઉતારે? એણે વરસોથી પૂર્વમાં પહોંચી જવાની વાતો હાંકી હતી, ખૂની નજર ઠેરવી હતી અને કંઈ કયારની ય એની બધું ઝડપવાની કારમી ભૂખ ટયુનીસ પર ભભડતી હતી. પણ સોવિયેટ રશિયા અને ટર્કીની ગોઠવણે એનેટોલિયામાં ધારેલું સાહસ રોકી રાખ્યું હતું.

એને......ઇટાલીને આળોટવું હતું. એને...ઇટાલીને વિસ્તરવું હતું. એથી જ એને...ઇટાલીને અવકાશ જોઈતો હતો.

એ, એ શું? એ, ઇટાલી શું? જેને પથરાવું હતું, જેને આળોટવું હતું, જેને વિસ્તાર પામવો હતો.

ઇટાલી, જેમાં સવા સાત કરોડ લોકો વસે છે, ઇટાલી જેની વસ્તી દર વરસે સાડાચાર લાખ જેટલી વધતી જ જાય છે; તેવા ઇટાલીમાં એ વસે છે. એ ઇટાલીના નામમાં જ થડકી ઊઠયો'તો, " અમને ધરતીની-પ્રદેશોની ભૂખ છે, ભૂખ, કારણકે અમે અતિસંતતિજનક (prolific) છીએ. અને એ ઉપરાંત પણ એક છે, " મુસોલિનીનું મોડું મચકાઇ રહ્યું, " અમારો સવાલ રાજકીય આબરૂનો સવાલ છે. લંડનની સલાહ હજુ ય અમને સાલે છે જેથી અમારે ત્રિરાજ્ય મૈત્રીને છોડીને મિત્રરાજ્યોની તરફેણ કરવી પડી. કરવી પડી કારણકે અમને વિશ્વયુદ્ધની પરિણામી લૂંટમાંથી મોટો શિકાર આપવાનું વચન આપવામાં આવ્યું હતું."

ત્યારે મુસોલિનીની પરદેશનીતિ પોકળ નીવડી હતી. એ વ્યાઘાત પર ઊભો હતો ત્યારે ફ્રાન્સે એને ટયુનિસ પાસેથી પાછો કાઢયો. પછી એ આલબીનિયામાં પેઠો પણ એ વેપાર એને વાયડો પડયો. એ અરેબિયન યુદ્ધમાં ઊંધી બાજુએ રમ્યો. એણે બાલ્કનનો તવો ઊકળતો રાખવાનો પ્રયત્ન કર્યો પણ બાલ્કન જુગોસ્લોવિયા, રૂમાનિયા, ટર્કી અને ગ્રીસ એની સામે થઈ ગયાં પણ તો ય એણે એની લાગવગ ઑસ્ટ્રિયા અને હંગેરીમાં તો વધારી જ દીધી.

અને હવે ! હવે હિટલરે એનો રથ આંખો મીચીને હાંકી મૂકયો હતો. અને એ ! એને પાછળ પડી જવાની ધાક લાગી હતી. એને લૂંટવા જેવું લૂંટાઇ જવાની દહેશત લાગી હતી. એ પોતે એક લડવૈયો અને શાહીવાદી, શાહીવાદને જીવનના નિયમ તરીકે જોનારો સળવળી ન ઊઠે શું ? એની શિકારભૂખી આંખો ઊંચકાઇને યુથોપિયા પર ઠરી. એ સાહસ છે, ભયંકર સાહસ છે તે એ જાણતો હતો. યુથોપિયાની ધરતીની એને પિછાણ હતી, યુથોપિયાની ભૂગોળનું એને ભાન હતું.

પણ રાજકીય ગૌરવનું શું? રાષ્ટ્રીય માનનું શું? એ બધાંને કેમ જોખમાવા દેવાય? ૧૮૯૬માં આડોવામાં હબ્સીઓએ ઇટાલિયનોની કતલ કરી હતી. અને કોપોરેટો આગળ ઓસ્ટ્રો–જર્મન લશ્કરે એને શિકસ્ત આપી હતી. એને ય હિટલરની જેમ ભૂતકાળના અપમાનના વેરનો બદલો લેવાની હોંશ હતી.

પણ યુથોપિયા જ કેમ પસંદ કર્યું? સાંસ્થાનિક લૂંટ પછી યુથોપિયા વિના બાકી શું હતું તે! પણ એ બાકી શું કામ રહ્યું તે? ફ્રાન્સ અને ઇંગ્લેંડ જેવા શાહીવાદી શિકારીઓએ બધું ગટકાવ્યું ત્યારે એટલો જ લોચો ગળે કાં ન ઉતાર્યો!

કારણકે ત્યાં યુરોપિયનનો વસવાટ વસમો હતો. કારણકે ત્યાં કુદરત ઘણી ગહન અને ભેદી હતી, અને કારણકે ત્યાંની હબ્સી ટોળીઓ ભલભલાને ટપી જાય તેવી જીવલેણ માલૂમ પડી હતી.

અને તો ય શાહીવાદી શિકારખોરોએ યુથોપિયાને અડયા વિના જ છોડી નહોતું દીધું. ૧૮૯૧ અને ૧૮૯૪માં બ્રિટન અને ઈટાલીએ ત્યાં પોતાની લાગવગ જમાવી. બ્રિટને સાન સરોવર પર અડ્ડો જમાવી નાઇલનાં ભૂરાં પાણી પરથી સુદાન અને ઈજિપ્ત સુધી પોતાની જાળ પાથરી દીધી. ૧૯૦૬માં યુથોપિયાની આઝાદી સ્વીકારતાં છતાં ઈટાલી, ઈંગ્લેંડ અને ફ્રાન્સ ત્રણેએ યુથોપિયાની ભૂમિ પર પાથરણાં પાથરી દીધાં. યુથોપિયાએ તે સામે ફરિયાદ નોંધાવી પણ કોઈએ ધ્યાનમાં લીધી નહિ.

૧૯૧૫માં લંડન મુકામે ખાનગી સલાહ થઈ તેમાં શાહીવાદી શિકારીઓએ ઈટાલીને ઈરીટ્રિયામાં, સોમાલીલેન્ડમાં અને લીબિયામાં ચરી ખાવાની સમજૂતી આપી. પણ પછી ૧૯૨૩માં યુથોપિયા રાષ્ટ્રસંઘનું સભ્ય બન્યું. ઈ. સ. ૧૯૨૫માં મુસોલિની અને ઓસ્ટીન ચેમ્બરલેને યુથોપિયાના પોતપોતાના ભાગ વિષે

મસલત કરી અને એ મસલત વિષે બોલતો મુસોલિની છેડાઈ પડયો હતો. કારણકે સાન સરોવર પાસે બ્રિટિશ સરકાર મોટો બંધ બાંધવાની મુરાદ સેવતી હતી અને અંદરખાનેથી મુસોલિનીને પણ ઈરીટ્રિયા અને સોમાલીલૅન્ડ વચ્ચે રેલવે બાંધવાનો ઈસારો કરતી છતાં ઠંડે કલેજે ઇટાલી સામે યુથોપિયાની ફરિયાદ પણ સાંભળતી હતી.

એટલે પછી કયાં સુધી સાંખી લેવાય? નકશાની મર્યાદાઓની બધી શરમ ભૂંસતો મુસોલિની યુથોપિયાની સરહદમાં ૧૯૩૪ના ડિસેંબરની પાંચમી તારીખે વાલવાલ સુધી પહોંચી ગયો. પછી ત્યાં પહેલી ઝપાઝપી થઈ. બત્રીસ ઈટાલિયનો અને બસો દસ હબસીઓ વાલવાલના કૂવાઓ પાસે મરેલા પડયા. મુસોલિની એવા જ કોઈ બનાવનું બહાનું શોધતો હતો. આદિસઅબાબા પર ડયુસનું આવાહન ઊતર્યું. "અમારી માફી માગો, અમારા ઈટાલિયન વાવટાને સલામી ભરો, અને વીસ હજાર પૌંડની નુકસાની આપો," મુસોલિનીએ રણલલકાર કર્યો.

"તમારી માફી માગીએ નહિ, નુકશાની ભરીશું નહિ, અમારા લોહીના છેલ્લા ટીપા સુધી જંગ ખેલીશું," યુથોપિયાના પાટનગર આદિસઅબાબાથી શહેનશાહ સેલાસીએ જવાબ વાળ્યો.

પછી યુથોપિયા પર ઇટાલીની સેના ઊતરી પડી. યુથોપિયા પર ઝેર વરસાવતાં વિમાનો સમસમી રહ્યાં; યુથોપિયન ટૅંકો મરણ ખેલી રહી.

ડયુસે ધાર્યું'તું કે ગ્રેટબ્રિટન એના સાહસ સામે વાંધો લેશે. નહિ ૧૯૩૫ના જાન્યુઆરીની ૨૯મી તારીખે એણે ગ્રાન્ડીને પરદેશ કચેરી પર બ્રિટિશ સરકાર સાથે વાટાઘાટ કરવા મોકલ્યો.

બ્રિટને એને ઉડાઉ જવાબ આપ્યો અને પછી રાષ્ટ્રસંઘના નામથી મુસોલિનીનો વિરોધ કર્યો ત્યારે એનો રોષ ભભૂકયો.

પાંચની સમિતિએ એને યુથોપિયામાં છૂટછાટ મૂકી થોડોક પ્રદેશ લઈ શાંત થવાને કહ્યું, ત્યારે એણે સંભળાવી દીધું, "શું હું ટુકડા એકઠા કરનાર છું? જો મારી સામે પ્રતિબંધો મૂકયા છે તો હું રાષ્ટ્રસંઘને ફગાવી દઈશ."

પછી એનો વિચાર કરવા એડન, લાવાલ અને એલોઈસી પૅરિસમાં મસલત કરતા હતા ત્યારે મુસોલિની હોવીઝર પર ચડીને એની કાળી ડગલીઓને ઉત્તેજતો પોતાનો મક્કમ નિર્ણય ઠાલવતો કહેતો હતો, "હું યુથોપિયા પર જવાનો, જવાનો ને જવાનો— પછી ભલે જીનિવા પડખે હોય, જીનિવા બાજુએ હોય કે જીનિવા સામે હોય."

મુસોલિનીએ ઑકટોબરની ત્રીજી તારીખે યુથોપિયા પર ચઢાઈ કરી.

એણે 'મોર્નિંગ પોસ્ટ'ના ખબરપત્રીને ખબર આપીઃ "અમે કૂચ શરૂ કરી છે. હવે અમને અટકી જવાનું કહેવાનો કોઈ જ અર્થ નથી....પોર્ટુગાલ, બેલ્જિયમ અને હોલૅન્ડ તરફ જુઓ, દરેકે સંસ્થાનો સંભાળી લીધાં છે. ઈટાલીને પણ સંસ્થાનો જોઈએ છે તે મેળવ્યા પછી જ ઈટાલી પણ બીજા શાહીવાદોની જેમ સ્થિતિચુસ્ત થશે."

એણે ન્યૂયૉર્કના 'સન' નામના છાપાને સમજાવતાં કહ્યુંઃ "તમારી જાતને જ જુઓ અને મેકસીકો તથા કયુબાને યાદ કરો. અમે અમારા ભાગ્યચક્રને ગતિમાન કર્યું છે. એની ગતિ વધતી જ જાય છે તે હવે અટકશે નહિ. અમને અટકવાનું કહેનાર ઈટાલીને અન્યાય કરે છે. હું માનવાની ના પાડું છું કે જેને સુધરેલા દેશોની

હરોળમાં ન ગણાવી શકાય તેવા એક જંગલી પ્રદેશનો પક્ષ લ‍ા ગ્રેટબ્રિટન પોતાનું લોહી રેડવાનું સાહસ કરે કે યુરોપમાં કટોકટ ઊભી કરે."

"હું શું કામ ન ચહું!" 'ડેઈલી મેઈલ'ના પ્રતિનિધિ‍ં કહેતાં એના મોઢે ફીણ આવી ગયાં, "મને સહરાના રણમ ૧૧૦,૦૦૦ ચોરસ માઈલનો પ્રદેશ મળ્યો પણ તે વેરાનમાં કેટલ આદમીઓ વસી શકે છે તેની ખબર છે? કેવળ બાસઠ!" એ ઇંગ્લેં. તરફ આવેશથી ઊછળી ઊઠયો. આજે ડહાપણ ડહોળવા નીકળેલુ ઇંગ્લેંડ સંસ્થાનોનું ગબ્બર શિકારી હતું તે એ કયાં નહોતો જાણતો

૪૫૦,૦૦૦,૦૦૦ લોક પર જુલ્મી શાસનનો કોરડો વિંઝતુ બ્રિટન આજે એના નાનકડા શિકારના સાહસની નિંદા કરવ બેઠું હતું! તો પછી એ બોર યુદ્ધ શું કામ લડયું હતું? હિંદન પાંત્રીસ કરોડ પર કેમ પથરાયું હતું? એણે મંચુરિયા પર ઊતરત જાપાનને કેમ રોકયું નહોતું? અને એણે...! જેણે આજે એ હાથમાં બાઈબલ રાખી રાષ્ટ્રસંઘના નામથી પછાત પ્રજાઓને શિકાર અટકાવવાની તરફદારી કરવા માંડી છે તેણે કેરોના બજારમ ઇજિપ્શીયન વિદ્યાર્થીઓને ફટકા માર્યા છે, કોર્કના લોર્ડ મેલરને લંડનમાં જ ગુનેગારની ખોલીમાં સડાવી માર્યા છે, અને તેણે જ બેલશ્રીગન શહીદોને તેમના ઝૂંપડાના ઉંબરામાં જ વિંધ નાખ્યા છે..."

અને એને માટે 'ન્યૂ લીડર' નામનું છાપું બ્રિટિશ શાહીવા‍ં માંડેલા શિકારના પ્રદેશોની હારમાળા બતાવતું હતું, "બ્રિટિ‍ સરકારે ૧૮૭૦થી શરૂ કરી, બલુચિસ્તાન, બર્મા, સાયપ્રસ, વીહાઈ-વી હોંગકોંગ, કોવીટ, સીનાઈ, ઉત્તર ગીની, દક્ષિણ ગીની, પૂર્વ ગીની, સોલો મન ટાપુઓ, ટોંગા ટાપુઓ, સુદાન, યુગાન્ડા, બ્રિટિશ પૂર્વ આફ્રિકા

સોમાલીલેન્ડ, ઝાંઝીબાર, ટ્રાન્સવાલ, ઓરેન્જ ફ્રી સ્ટેટ, રોડેશિયા, મધ્ય આફ્રિકા, નાયગીરિયા, પેલેસ્ટાઈન, ટ્રાન્સ જોર્ડન, ટાંગાનિકા, ટોગો કેમેરુન વગેરે અનેક પ્રદેશોને ખાલસા કર્યાં છે.

પણ પછી લોકમત વધતો જ ચાલ્યો અને બ્રિટનને ફરજ પડી. ૧૯૩૫ના ઉનાળામાં મોડામોડા પણ એને ઈટાલી સામે આંગળી ઊંચકવી પડી. બ્રિટિશ નૌકાખાતાએ દરિયાની રાણીનાં શોભાનાં જહાજ ભૂમધ્યમાં ફરતાં કર્યાં. જીનિવા મુકામે રાષ્ટ્રસંઘના નામમાં એડને ઇટાલી સામે આર્થિક પ્રતિબંધો ઉચ્ચાર્યા. બ્રિટનમાં મિથ્યા શોર શરૂ થયો કે બ્રિટન ઈટાલી સામે ઊભું થઈ ગયું છે પણ બ્રિટન તો બન્ને બાજુ મુજરા કરતા મહાત્માની જેમ ઠંડે કલેજે બોલતું હતું. એના મુજરાના અભિનયને સ્પષ્ટ કરતા 'શાંતિની શોધ' In Quest of Peace નામના એક પુસ્તકમાં લખ્યું છે કે, "બ્રિટન વાઘ અને બકરી એક સાથે સૂઈ જાય એવી ઈચ્છામાં ખૂબ જ સહૃદય છે, પણ બકરી વાઘ સાથે એના પેટમાં સૂઈ જાય કે પેટની બહાર રહે તે એણે સ્પષ્ટ કર્યું નથી... *"

મુસોલિની બ્રિટનને બરાબર સમજતો હતો. બ્રિટનના બોલ કરતાં બ્રિટનના ઈસારામાં એને વધુ વિશ્વાસ હતો. એ ગાંગરતા જોન બૂલનાં શિગડાંની પરવા કર્યા વિના આગળ વધે જ જતો હતો. યુથોપિયાની પર્વતમાળાઓમાં, યુથોપિયાની ગીરિકન્દરાઓમાં, યુથોપિયાની મનરંજન વનરાજિઓમાં માણસોનાં મડદાં ખડકાતાં જતાં હતાં. બ્રિટન દિલસોજી વરસાવતું જોઈ રહ્યું હતું.

---

* It was passionately sincere in its desire that the lion and the lamb should lie down together; but it was hazy whether the lamb ought to be outside or inside the lion."

બ્રિટનને આંગણે ધર્મસંકટ આવ્યું હતું. એનાથી યુથોપિયાનો સંહાર સાંખી લેવાતો નહોતો. અને તો ય મુસોલિનીનો મલાજો મૂકાતો નહોતો. એણે આંખ આડા કાન કર્યાં અને કાન આડા હાથ દીધા અને પછી કોઈ સાધુ મહારાજની જેમ આંખો મીંચી દઈ ઝંખના કરી કે દુનિયામાં શાંતિ સ્થપાઈ જાય. એ ઝંખના સાથે એણે વદતોવ્યાઘાતની વાણી ઉચ્ચારી: “ અમારે દુનિયામાં યુદ્ધ નથી જોઈતું પણ અમારે મુસોલિનીને છંછેડવો ય નથી.” બ્રિટને ચોખ્ખી વાત કહી નાખી કે યુથોપિયા પરના આક્રમણથી દુનિયાની શાંતિમાં ખલેલ પહોંચે તે અમને નથી ગમતું પણ ઈટાલીને છંછેડી તેને રાષ્ટ્રસંઘમાંથી નીકળી જવાની ફરજ પાડી દુનિયાની સંઘસલામતીને જોખમમાં નાખવી તે પણ અમને પસંદ નથી.

અને તો ય લોકમતના ભારથી બ્રિટનને ઈટાલી સામે પ્રતિબંધો મૂકવાનું નાટક ખેલવું પડયું. એ નાટારંભનાં ઘણાં કારણો હતાં. રાષ્ટ્રસંઘનું જીવન એ નાટકી ન્યાયના આચાર પર અવલંબી રહ્યું હતું, પોતાનાં જ સંસ્થાનોના શાહીવાદી વિરોધી આવેશને શાંત પાડવાનું એ જ એક સાધન હતું. ઇંગ્લેંડમાં પોતાનામાં પ્રજવળી ઉઠેલો ઉદારમતવાદ મુસોલિની સામે કંઈ જ ન કરવામાં આવે તો શાંત થાય તેમ નહોતું, ઇગ્લેંડના મજૂરપક્ષે મુસોલિની સામે પ્રતિબંધો પેશ કરવા માટેની જોરદાર હિલચાલ જમાવી હતી, જનરલ સ્મટ્સે બતાવ્યું હતું કે યુથોપિયન યુદ્ધ કાળાગોરા વચ્ચેનું યુદ્ધ છે જે, આફ્રિકામાં બ્રિટિશ શાહીવાદનાં હિતોને નુકસાન પહોંચાડે તેમ છે, અને છેલ્લું મોટું કારણ તો એ હતું કે આફ્રિકામાં બ્રિટિશ શાહીવાદ સામે એક તદ્દન નવો અને સળગતી ભૂખવાળો નવો જ શાહીવાદ જાગતો હતો.

એટલે પ્રતિબંધોના પડછાયા માત્ર ઊભા કરવામાં આવ્યા.

પ્રતિબંધોમાં તેમની ગણતરી થઈ નહિ, કાઉન્ટ સીઆનોનાં આકાશી જહાજો માટે બ્રિટિશ કંપનીઓએ જ તેલ પૂરું પાડ્યું. સુએઝની નહેરને મુસોલિની માટે બંધ કરી દેવાની વાત જ છેડવામાં આવી નહિ. ડીસેંબર માસમાં જ્યારે હોર–લાવાલની યોજના જાહેરમાં જાણીતી થઈ ગઈ ત્યારે જાહેર જનતાએ જબરો આઘાત અનુભવ્યો. એ હોર–લાવાલ યોજનાને ઘડવા હોર અને લાવાલ મચી પડ્યા હતા. એ જ રીતે એમને યુદ્ધનો અંત દેખાયો હતો. ડીસેંબરના આઠમા દિવસે હોર પેરિસ પહોંચ્યો અને ત્યાં લાવાલ સાથે એણે થોડાક કલાક ખાનગી વાતો કરી અને પછી હોરમહાશય આરામની જરૂર છે એમ બોલતા સ્વીટ્ઝર્લેન્ડ તરફ ઊપડી ગયા. પછી અંગ્રેજ અને ફ્રેંચ સહીસિક્કાવાળી હોર–લાવાલ યોજના તૈયાર થઇ ગઇ. એ યોજના ખાનગી હતી પણ પેરિસમાંથી જ કોઇએ એનો સ્ફોટ કરી નાખ્યો અને ઇંગ્લંડમાં ખબર થઈ ગઈ કે હોર અને લાવાલે ઇટાલી યુરોપિયાનો મોટામાં મોટો ભાગ આઈ જાને યુદ્ધ બંધ કરી દે એવી વાત નક્કી કરી હતી.

એ વાતની વિગતો ઇંગ્લેંડમાં એક પછી એક બહાર આવતી ગઈ ત્યારે ડીસેંબરનો નવમો દિવસ ચાલતો હતો. આમસભામાં સવાલો એક સામટા ઊમટ્યા. મિ. બૉલ્ડવિન સફાળા ઊભા થઈ ગયા અને જવાબ મુલતવી રાખી કોઈ એકદમ અગત્યના કામ માટે ચાલી ગયા. બધું ઉતાવળું ને સફાળું દેખાતું હતું. હોર મહાશય પર લોકમત ગુસ્સામાં ઊછળતો હતો.

બીજે દિવસે બૉલ્ડવિને પાર્લામેન્ટમાં મોટું ભાષણ કરતાં કહ્યું કે, " આજે મારા હોઠ સિવાઈ ગયા છે પણ અમે જે કર્યું છે તે તમારા જાણવામાં આવશે ત્યારે લોબીમાંથી કોઈ પણ અમારી સામે જશે નહિ." ડીસેંબરના તેરમા દિવસે છેવટે

હોર-લાવાલ યોજના જાહેરમાં આવી ગઈ. ૧૪મી તારીખે ખબર પડી કે હોર મહાશયે બ્રિટિશ પ્રધાનને એ યોજના સાથે યુથોપિયા તરફ રવાના કરી દીધો હતો.

ચોંકેલો, આઘાતપામેલો બ્રિટનનો લોકમત કકળી ઊઠ્યો. બ્રિટનભરમાં જનતાએ ઝંઝાવાત જગવ્યો. નાઈલ નદીના નીચેના પ્રદેશ પર વસતા હબસીઓને વેચી દેવાનો પેંતરો કેમ રચવો પડયો છે તે બ્રિટનવાસીઓને સમજાવવાની કડવી ફરજ એડનને બજાવવી પડી. 'ટાઇમ્સ' અને 'ડેઈલી ટેલિગ્રાફ' નામનાં સરકારી છાપાંઓને સરકારનો બચાવ કરતાં પરસેવો છૂટી ગયો. ડાઉનીંગ સ્ટ્રીટના ૧૦મા નંબરના બૉલ્ડવિનના વાસ પર દરોડો પડયો. ટોરીઓ પણ બીજવાઈ ગયા. સૌએ માથું ધુણાવી સરકારને સમજાવી કે એવી મેલી વાત ચાલશે જ નહિ. આરામ લઈને સ્વીટ્ઝર્લૅન્ડથી હોર પાછો આવ્યો. હોર-લાવાલ યોજનામાં આખું પ્રધાનમંડળ-આખી સરકાર સંડોવાઈ હતી. લોક ન્યાય માગતો હતો. અદાલતના પાંજરામાં સરકાર ખડી થાય તો સરકાર બદલાઈ જાય. લોકમતનો બોજ઼ ઝીલવા કોઈને તો ધરવું જ પડે ને! હોર મહાશયને આગળ ધરાયા અને હોર-લાવાલ જેવી મેલી યોજનાના રચનાર તરીકે એમને રાજીનામું મૂકી દેવાની ફરજ પડી.

પણ ઘણાઓને ખબર હતી કે રાજીનામું તો બૉલ્ડવિને મૂકવું જોઈતું હતું, બૉલ્ડવિનના પરદેશમંત્રીએ નહિ. પણ એ બાબત વિષે એથી વધારે વાત કરવા હોઠ ખોલવાની બૉલ્ડવિને ના પાડી દીધી હતી. આજ સુધી એણે એ વિષય પર એકધારું મૌન સેવ્યું છે અને તેથી તો પેલા કાર્ટુનિસ્ ડેવીડ લૉએ એને પોતાના મોઢા પર પ્લાસ્ટર મારતો તથા એકબીજા એ રાષ્ટ્રસંઘના મુડદાને પોતાની પાછળ દોરતો તથા પાટો બાંધેલા મોઢે બબડતો ચીતર્યો હતો કે, "તમને ખબર છે કે તમને મારામાં વિશ્વાસ છે."

અને પછી ૧૯૩૬ની શરૂઆતમાં પ્રતિબંધોથી ધૂંધવાતો મુસોલિની એની પાંચ લાખ કાળી ડગલીઓને કોઈને પણ હેરતમાં નાખી દે તેવી વિકરાળ બનાવતો ભયંકર ઝડપથી આગળ વધારતો હતો અને ઠેરઠેર રાષ્ટ્રસંઘની ઠેકડી કરતો ઝેરી ગેસ વરસાવતો લોહી, લોખંડ ને આગને રેલવતો હતો.

એપ્રિલની ૧૫મીએ ઈટાલીએ ડેસી લીધું અને મેની ૫મીએ આદીસ અબાબા સર કર્યું અને શહેનશાહ સેલાસીએ યુથોપિયા છોડયું.

યુરોપની રંગભૂમિના ભયંકર ખેલાડી મુસોલિનીએ ફાસીઝમનો પહેલો દાવ નાખ્યો. દુનિયાના પ્રજાસત્તાક વાદો ધીમી ગતિથી અને વિભક્ત બળથી જોઈ રહ્યા અને ફાસીઝમે માનવતાની પીઠ પર ત્રણ તાંડવ ખેલ્યાં—હિટલરે રાઈનલેન્ડ, ઓસ્ટ્રિયા અને ઝેકોસ્લોવેકિયા પર, મુસોલિનીએ યુથોપિયા પર, ફ્રાંકોએ સ્પેનની ધરતી પર.

મુસોલિની ભલે જીત્યો પણ જર્મનીની જેમ ઈટાલીનું ભાવી પણ બ્રિટિશ સામ્રાજ્ય પર અવલંબે છે. ફાસીઝમની ઝડપ એ ઘરડા સિંહની ગરદન આગળ આવીને અથડાશે ને ત્યાં આગળ એને આખરી જંગ ખેલવો પડશે.

## ૧૫

# ઇંગ્લેંડની ઓળખ

ઇંગ્લેંડની ઓળખ એવી અળવીતરી છે. કોલસાના પાયા પર બાંધેલાં ઘરવાળો ઇંગ્લેંડ એક ટાપુ છે. એ ટાપુ પર રહેનારા માલિક લોકના બે ટકા જેટલા માલિકો ઇંગ્લેંડની ચોસઠ ટકા જેટલી મિલકત પર માલિકી ધરાવે છે. દુનિયાના બીજા કોઈ દેશમાં જોટો ન જડે એવા એ મૂઠીભર માલિક લોક આજે ઇંગ્લેંડના શાસકો છે. એ શોષક જમાત એક શાસક વર્ગ કે નાત થઈ પડી છે.

એમને એવા બનાવનારાં બળોમાં ભૂગોળનો પણ હાથ છે. આજે એ માલિકવર્ગ પોતાની જાતને રાષ્ટ્રની જમીન અને દુનિયાના દરેક બજારના વેપારની માલિકી પર ટકાવી રાખે છે.

એવી ઇંગ્લેંડની શાસક જમાત માલિક મિલકતની નીતિના આંતર અવાજને બહુમાને છે, ધર્મ ને રવિવારને રોજ આરાધે છે, અમીરોની સભા અને આમની સભા એ તેમની કલબ છે, એ જમાત પ્રજાસતાકવાદની પ્રક્રિયા અને વાણીસ્વાતંત્ર્યમાં માને છે,

તથા લોકમતને સારી પેઠે નવાજે છે. એનાં બે મોટાં ધામ છે, એક નૌકાદળ અને બીજું ઇંગ્લેંડની બેંક. અને છેવટ બ્રિટિશ સામ્રાજ્ય તેની સૌથી મોટી મજરૂરી છે.

એ શાસક વર્ગની બે સભાઓ છે: એક અમીરોની સભા અને બીજી આમની સભા. ૧૯૩૪ની સાલમાં આમની સભામાંના ૧૭૦ સભ્યો ૬૫૦ કંપનીના માલિકો હતા અને અમીરોની સભાના કુલ ૭૨૯ સભ્યો પૈકી ૨૪૬ મોટા જમીનદારો હતા. ૧૧૨ વીમાકંપનીના માલિકો હતા, ૭૪ શાહુકારો હતા, ૬૭ બેંકના માલિકો હતો. રેલવે કંપનીના માલિકો, તથા ૪૯ વહાણો બાંધનારી કંપનીના માલિકો હતા. એ ૭૨૯ની જમાતમાંથી ૩૭૧ કે અડધાથી વધારે તો એવા હોય છે કે જે ૧૯૧૯થી આજ સુધીમાં એકે ચર્ચામાં એક પણ શબ્દ બોલ્યા નહોય.

એવું એ શાસક જમાતનું ઇંગ્લેંડ દરિયાની રાણી છે, કારણ કે બ્રિટનનું જાહેર અને રાજકીય જીવન મુખ્યત્વે ભૌગોલિક છે. બ્રિટિશ ટાપુઓ બેટો છે, અને દરેક ટાપુ નૌકાદળથી ઘેરાયેલો છે.

એ ટાપુ પર એંગલ્સ સેકસન્સ, જ્યુટસ, રોમન્સ, નોર્મન્સ, ટયુટન્સ અને સેલ્ટસના શંભુમેળામાંથી જન્મેલી પ્રજા આજે પોતાના ટાપુની આસપાસ નૌકાદળની દીવાલ જમાવી જીવે છે. ઇલિઝાબેથના સમયથી એ પ્રજા બહારનાં આક્રમણોમાંથી પરવારી જઈ બીજી પ્રજાઓ પર આક્રમણ કરવામાં પાવરધી બની ગઈ છે.

બ્રિટનવાસીઓ કોઈપણ વેપારી બાબતમાં ઘણા ગંભીર છે. બ્રિટિશ જીવનમાં બીજી કોઈ વસ્તુ કદાચ વધારે ગંભીર નહિ હોય. તેથી ઇંગ્લેંડમાં ભગવાન અને લક્ષ્મી એક જ અર્થવાળા શબ્દો છે. લક્ષ્મીની ભૂખ વેપારમાં પ્રામાણિકતાથી (વધારે નફો આપનારી

હોવાથી ) ભવ્ય દેખાય છે. ઇંગ્લેંડમાં પણ ભગવાન ભલાઈ, ન્યાય, પ્રેમ, અને દયા છે એમ કહેવાય છે પણ ઉપરાંત કોઈ પણ રોકાણમાં કંઈ નહિ તો પાંચ ટકા ગણાય છે. વેપારને વધારે ને વધારે નફાવાળો બનાવવા ઘણા સિદ્ધાંતોનો આશરો લેવાય છે અને જૂના વખતથી જાણીતો એવો સોંઘું ખરીદવાનો અને મોંઘું વેચવાનો વેપારી નિયમ ત્યાં રોજ નવીનતા ધરે છે તથા સામાજિક ન્યાયનો કોઈ પણ ખ્યાલ એ નિયમને ન અવરોધે તેની તકેદારી રખાય છે.

એવા ઇંગ્લેંડમાં શોષક વર્ગ અઠવાડિયાના છ દિવસ બેંકમાં આરાધના કરે છે અને પછી એક દિવસ દેવળમાં ઉપાસે છે, કારણ કે ધર્મ એ શાસક વર્ગના પક્ષમાં જ એક મોટું જબરું પરિબળ છે. તેથી જ બીજી પ્રજાઓમાં નહિ એવું ઇંગ્લેંડનું દેવળ રાષ્ટ્રીય છે અને એ દેવળની ધાર્મિક પ્રક્રિયાઓમાંથી પરિણામ પામતી નીતિ, માન અને આદર્શવાદને રાજકારણમાં રમતા કરી શકે છે. એ બન્ને નીતિનાં તત્ત્વો શાસક લોકને દરરોજના વ્યવહારમાં ખપ લાગતાં હોય છે.

શાસક જમાત સ્વાતંત્ર્યમાં પણ માને છે કારણ કે પોતે પ્રજાતંત્રમાં માને છે, અને બન્નેમાં માને છે કારણકે શાસક લોકની માલિકીને સાચવવામાં જુલમી કે એકહથ્થુ શાસન કરતાં એ બન્ને માલિક લોકને નફાની લૂંટમાં સ્વતંત્રતાના વધારે સફળ સાધનો સમજાયાં છે. એ સ્વાતંત્ર્ય મેળવવા અંગ્રેજ પ્રજાએ ભારે કિંમત આપી છે. ફ્રેંચ પ્રજાની જેમ એણે પણ પોતાના રાજાઓને ફાંસીએ દીધા છે. આજે એ સ્વતંત્ર શાસક જમાતનાં સત્તાસ્વરૂપોમાં ચારની ગણના થાય છે: એક નૌકાખાતાની, બીજી ઇંગ્લેંડની બેંકની, ત્રીજી વહેતી અમીરાતની અને ચોથી ઈટન અને હેરોની નિશાળની.

એ ઉપરાંત શાસનના શોરમાં બીજા બધા અવાજો શમાવી

દેતાં માલિક લોકનાં છાપાંઓ પણ ઇંગ્લેંડના સંચાલનને ઓળખનારે ઓળખવા જેવાં છે. 'ટાઇમ્સ' એ ત્યાંની સરકારનું વાજિંત્ર છે, અને 'ટાઇમ્સ'નો તંત્રી જી ઓફ્રે ડોસન ઇંગ્લેંડના અગત્યના દસ પુરુષોમાંનો આગળ પડતો એક ગણાય છે, અને તેવી જ રીતે એબિસીનિયન યુદ્ધની બાબતમાં લોકમતથી વિરુદ્ધ ગયેલો છતાં પણ 'ઓબ્ઝર્વ'નો તંત્રી ગાર્વિન સરકારી તંત્રમાં અગત્યની અસરવાળો છે.

પછી ગણના કરવા લાયક સિવિલ સર્વિસ છે જે ઇંગ્લેંડની નહિ સડે તેવી કરોડ મનાય છે. ઇંગ્લેંડની આખી સરકાર એ નોકરશાહીની પીઠ પર બેસીને સફળ સફર કરી શકે છે, તેથી જ કોઈએ કહ્યું હતું કે મારો ઑફિસનો પટાવાળો પણ યુદ્ધ ખાતાના પ્રધાન તરીકે કે ચેન્સેલર તરીકે કામ કરી શકે કારણકે સિવિલ સર્વિસના હાથમાં સરકારી યંત્ર અટકયા વિના સતત ચાલતું રહેતું હોય છે. પરદેશ કચેરીના હંમેશના વડા, સર રોબર્ટ વેનસીટાર્ટ અને ખજાનાના હંમેશના વડા સર વેરનફીશર ખરી રીતે ઇંગ્લેંડના શાસકો છે. એવા શાસકો અંધારાનાં પ્રાણીઓ જેવા અજવાળાથી દૂર રહેતા હોય છે અને સર્વશક્તિમાન જેવા જેમ ચાલતું આવ્યું તેમ ચલાવે રાખતા હોય છે અને પડછાયાઓમાં પડછાયાની જેમ ફૂલતા ફાલતા હોય છે. એવો જ એક સર મોરિસ હેંકી, જેનું નામ કેવળ અજાણ છે તે પોતાના એકલાના વ્યક્તિત્વમાં પ્રધાનમંડળના સેક્રેટરીની, પ્રીવી કાઉન્સિલના સેક્રેટરીની અને શાહી રક્ષણ સમિતિના સેક્રેટરીની પદવી અને સત્તા ધરાવે છે. એવા વેનસીટાર્ટો, ફીશરો અને હેન્કીઓ પડછાયા પાછળ પડછાયા અને તેના પાછળ પડછાયાની જેમ શાસક ઓળાની હરોળોમાં સરકારી યંત્રજાળને ગતિમાન રાખ્યા કરે છે અને આગલા પડછાયાઓ પરવારી જાય

ત્યારે તેની ખાલી જગા પૂરવા પાછલા ઓળાઓ એ યંત્રજાળમાં જ તૈયાર થયા કરતા હોય છે.

એવા ઇંગ્લેંડમાં ઓળખવા જેવી નીચેની બાબતો ખાસ ધ્યાન ખેંચે છે.

ક્રિકેટની રમત અને તેની સાથે જોડાયેલી પ્રામાણિક રમતની ધર્મની ક્રિયા જેવી રૂઢતા તથા વેપારી નૈતિક વિવેકશકિત.

ઘટતી જતી વસ્તી જે યોગ્ય અને અચૂક આંક પ્રમાણે ૧૯૮૫ની સાલમાં સવા ત્રણ કરોડ માણસો જેટલી હશે.

સેઈન્ટ પોલના આચાર્ય રેવરન્ડ ઈન્જ જેવી, શિકારી કૂતરાઓની હરીફાઈના પેટ્રન જનરલ ક્રીચલે જેવી અને રાજવૈદ્ય ડોસન જેવી વ્યક્તિઓ.

દુનિયાનો મહાન કાર્ટુનિસ્ટ ડેવીડ લો.

વિક્ટર ગોલાંજ લિમિટેડનું પ્રકાશન ખાતું. 'ટાઈમ્સ' છાપાના પત્રો.

જુદા જુદા મતના અર્થશાસ્ત્રીઓ.

અંગ્રેજી કાયદાની ભયંકર સખતાઈ.

જુવાનોના વ્યક્તિત્વમાં કોતરાઈ ગયેલી શાંતિપ્રિયતા જેથી તેમણે પોતાના લશ્કરી ઇલ્કાબો ફગાવી દીધા છે, જેવાકે, યુદ્ધખાતાનો પ્રધાન કેપ્ટન ડફ કૂપર હવે મિસ્ટર ડફ કૂપર છે; કેપ્ટન એનથની એડન, મિસ્ટર એન્થની એડન છે, તથા કેપ્ટન ઓર્મસ્બી ગોર, હવે મિસ્ટર ઓર્મસ્બી ગોર છે. થોડાંક વરસો પહેલાં તો મેજોર વોલ્ટર ઈલિયટે પોતાની જાતને મિસ્ટર વોલ્ટર ઈલિયટ તરીકે જ સંબોધવાની જાહેરાત પણ કરી હતી.

પ્રોફેસર હેરોલ્ડ જે. લાસ્કી.

મૃત્યુવેરો.

ઑકસફોર્ડ અને કેંબ્રિજ વિદ્યાપીઠના અન્ડર ગ્રેજ્યુએટોનો ઉદ્દામવાદ.

રાજકારણી ધંધો કરનારા તરફનો આદરભાવ.

કોઈ રાજકીય હેતુ પાર પાડવા માટે જાહેર પ્રાર્થના કરવા માટેની 'ટાઇમ્સ' છાપા દ્વારા અપીલ કરવાની કેન્ટરબરીના ધર્મગુરુની ટેવ.

માનવજીવદયા મંડળીઓની ઘણી મોટી સંખ્યા.

અંગ્રેજ સ્ત્રીઓની ગાયાઓ તરફના અનુરાગી સ્વભાવની પિતૃગ્રન્થિ. બ્રિટિશ સંસ્કૃતિ પુરુષ સંસ્કૃતિ હોવાથી બ્રિટિશ સ્ત્રીઓ પુરુષ જેવો પોશાક પહેરે છે, શિયાળોનો શિકાર કરે છે તથા ઝનૂની પાર્લામેન્ટેરિયન બનતી હોય છે.

આ બધા પછી છેલ્લી એક વસ્તુ ઇંગ્લેંડની ઓળખાણમાં ઓછી અગત્યની નથી, તે ઇંગ્લેંડનું રાજકુટુંબ છે. રાજા સ્વદેશ-ખાતામાં ખૂબ જ તંત્રવાદી હોય છે એટલું જ નહિ, પણ એનો દેહ ઇંગ્લેંડ અને સંસ્થાનોને જોડી રાખનાર મુખ્ય શૃંખલા જેવો હોય છે. ઇંગ્લેંડની શાસક જમાતનો એ અંતીમ કિલ્લો છે.

૧૬

# વિંડસરનો ડયુક અને ડચેસ

દુનિયાનાં જુવાનોમાં સૌથી વધારે જાણીતો એડવર્ડ ઓફ વેલ્સ પાંચમા જ્યોર્જનું મરણ થયું ત્યારે લંડન ઊડીને આવ્યો. એમ આવવું એ રાજાશાહીમાં ચાલતી આવતી જૂની પ્રણાલીનો ભંગ હતો. એડવર્ડે પાર્લામેન્ટને પહેલા પુરુષમાં સંબોધી. માર્ચની પહેલી તારીખે એ આખા સામ્રાજ્યના કરોડો શ્રોતાઓ સાથે રેડિયો પર બોલ્યો. પછી એકદમ ખબર પડી ગઈ કે અત્યારસુધી નહિ ઉઠેલો એવો પ્રણાલિકા ભંગનો અને અત્યારસુધી નહિ દેખાયેલી એવી નૈતિક હિંમતનો અવાજ ઈંગ્લેંડની ગાદી પર આવેલા જુવાન રાજામાંથી ઊઠતો હતો.

પહેલેથી જ એ એવો હતો. રાજામાં ન શોભે એવી લોકકલ્યાણની લાગણી એનામાં ઘણી મજબૂત હતી. ગરીબાઈથી એનું દિલ રાજાનું છતાં દુભાતું હતું. એણે મજૂરોની ચાલો નજરોનજર દીઠી હતી અને રાજા થવાનો છતાં દિલસોજી દાખવી હતી.



આઠમા એડવર્ડ : (હવે ડ્યૂક ઑવ વીંડસર) વૉલિસ સીમ્પસન સાથેના લગ્ન બાબતમાં જેને શહેનશાહત છોડવી પડી.

જ્યારે ૧૯૩૫માં એ ઓસ્ટ્રિયા ગયો ત્યારે તો એણે ત્યાંની માલિક-લોકની સરકારે ધરાશાયી કરેલી સમાજવાદી છાવણી જોવાના દુરાગ્રહથી એના પોતાના હજુરિયાઓ અને કારકૂનોને મૂંઝવી નાખ્યા હતા.

અને હવે રાજા થયા પછી પણ, હાથમાં દંડ ધર્યા પછી અને માથે મુગટ પહેર્યા પછી પણ એ ગ્લાસગો ગયો. એણે ત્યાં ક્વીન મેરીની મુલાકાત લીધી અને ક્વીન મેરીનાં મજૂરો સાથે દિલસોજી દાખવવા રહ્યો હતો. એના આવા ચારિત્ર્યથી ઇંગ્લેંડની શાસક જમાત ચમકી તો ઊઠી હતી ત્યાં વળી ૧૯૩૬માં એ દક્ષિણ વેલ્સના ખાણિયાંઓનાં દુઃખ જાતે જોવા ઊપડયો અને દુઃખથી દાઝેલા એણે બોલવાનું સાહસ કર્યું કે, “ કંઈ તો કરવું જ જોઈશે......”

અને તોપણ એ રાજવીના પહેલા માસ સહેલાઈથી પસાર થઈ ગયા, અને એટલી વારમાં તો એ અત્યંત લોકપ્રિય બની બેઠો. એણે રાજાશાહીની દૃઢ શિસ્તને ખુશમિજાજ અને ગૌરવથી ગળી જવા માંડી. એ રૂઢિભંજકે એની આસપાસથી ઘરડાઓને રજા આપવા માંડી અને ખાલી જગાઓ જુવાનોથી પૂરવા માંડી. પણ ...પણ, તેથી શું ? એ આનંદી હતો, સ્પષ્ટ હતો, ચાલાક હતો. ઈશ્વરેચ્છાથી બધું ઠીક ચાલશે એમ ભાવિકોને લાગતું હતું. ઇંગ્લેંડના રાજમહાલયની આસપાસ તોફાન જામવા લાગ્યું. એવું તોફાન તો ઇંગ્લેંડે એક હજાર વરસથી ય દીઠું નહોતું. એ તોફાનની નાયિકા એક મિસિસ વેલીસ સીંપસન નામની અમેરિકન બાઈ હતી.

તે વેલીસ વળી કોણ હતી, જેણે વહેતું આવતું તેમ વહેતું જતું બ્રિટિશ તંત્ર ખખડાવી મૂકયું ? જેણે બ્રિટિશતંત્રવાદના ઇતિહાસમાં કદિ નહિ આવેલી કટોકટી ઊભી કરી ?

એસી વેલીસ ૧૮૯૬માં પેનસિલ્વેનિયામાં જેણે દુઃખના દહાડા દેખ્યા હતા એવા એક ઘણા જૂના ને જાણીતા કુટુંબમાં જન્મી હતી. વેલીસ જન્મીને બાલ્ટીમોરમાં ઉછરીને બીજી સુંદર છોકરી એોમાં વધારે સુંદર બની. ૧૯૧૬માં વેલીસ, નૌકાખાતાના એક જુવાન અમેરિકન અમલદારને મળી અને પરણી. ત્યાર પછી ૧૯૨૭ની સાલ આવી અને પરણ્યા પછીના અગિયારમે વરસે તેણે અમેરિકન અમલદાર સાથે છૂટાછેડા કર્યા. શી ખબર કે કાયદે-સરના આ છૂટાછેડા એને એક દિવસ રાણી થતી અટકાવશે ને એને ચાહનાર રાજાને તેનો તાજ છોડાવશે!

પછી ૧૯૨૮માં વેલીસે ન્યૂયોર્કના એક જુવાન અર્નેસ્ટ એલ્ડ્રીચ સીંપસન સાથે લગ્ન કર્યું. એલ્ડ્રીચ સીંપસન બ્રિટિશ પ્રજા બન્યો હતો તથા વહાણ ઉદ્યોગમાં લંડનમાં જ કામ કરતો હતો. વેલીસ પણ સીંપસન સાથે પરણીને બ્રિટિશ પ્રજા બની. ૧૯૩૧માં વેલીસ સીંપસનનું ઓળખાણ દરબારમાં કરવામાં આવ્યું. વેલીસને દરબારમાં તે વખતના પ્રિન્સ ઓફ વેલ્સ એડવર્ડનો પરિચય થયો.

અને તેમાં કંઈ જ ખોટું નહોતું. એકબીજાનો પરિચય પામતાં લાખો લોકો જે નથી કરતાં તેવું કંઈ જ એમણે કર્યું નહોતું. એ બંને નાચતાં હતાં; કોણ નાચતું નહોતું? એ બંને સાથે પીતાં હતાં; કોણ પીતાં નહોતાં? અને એ બંને એકબીજા સાથે ગેલ કરતાં હતાં, અને શિષ્ટ એવી વાતચીત કરતાં હતાં; કેમ ન કરે? રાજદરબારમાં વેલીસ જેવી ચતુર બીજી હતી કોણ? દર-બારીઓ અને દરબારણોમાં એના જેવી વિનયી, ચાલાક અને મોહક એ જ હતી. એની સોબતમાં એડવર્ડને આરામ હતો. એના સંગમાં એને આનંદ હતો, કારણ એ જ એની સાથે રાજા તરીકે નહિ પણ

માણસ સાથે માણસ તરીકે વર્તાવ કરતી. અને તેથી એની સોબતમાં પોતાની જાતને ખૂબ સુખી જોતો એડવર્ડ પ્રેમમાં હતો.

વેલીસ સીંપસન અને એડવર્ડનો પ્રેમ કોઈ જાતની ગૂંચવાણી ભરી જાહેરાત વિના વધતો જતો હતો. અમેરિકન છાપાંઓએ એડવર્ડ સાથે વેલીસના નામનો પહેલો ઉચ્ચાર ૧૯૩૪ના ઉનાળામાં કર્યો. પછી ૧૯૩૫ની શરૂઆતમાં એડવર્ડ બુડાપેસ્ટ અને વિયેના ગયો ત્યાં વેલીસ સાથે હતી. પણ ૧૯૩૬ના જાન્યુઆરીમાં રાજા જ્યોર્જ મરણ પામ્યો ત્યારે એડવર્ડને માટે એની અંગત બાબતોને અંગત રાખવાનું મુશ્કેલ બન્યું. એડવર્ડ નવો રાજા બન્યો અને નવા રાજાએ પોતાની અંગત બાબતોને ખુલ્લી મૂકવાનો નિરધાર કર્યો.

૧૯૩૬ના ઉનાળામાં ભૂમધ્ય અને એજીઅનની સફરે ઊપડેલા એડવર્ડ સાથે વેલીસ હતી. ડાલમેશિયન કિનારા પર બન્નેના સાથે અનેક ફોટાઓ લેવાયા.

પછી તો ઇંગ્લેંડ અને અમેરિકામાં લોકવાયકાનો એ જ એક પ્રિય વિષય બની રહ્યો. એડવર્ડ અને મિસિસ સીંપસનનાં નામ એકેએક ચોરે, ચબૂતરે, એકેએક હોટેલ અને કલબમાં ગવાવા લાગ્યાં પણ ઇંગ્લેંડનાં સરકારી છાપાં કાવતરાખોર મૌન સેવતાં હતાં તો પણ લોકો છડેચોક કહેતાં હતાં કે એડવર્ડ સાથે પરણવા મિસિસ સીંપસન સીંપસન સામે છૂટાછેડાનો કેસ કરવાની છે.

રાજા એડવર્ડે લગન કરી નાખવાની ઇચ્છા કરી. ઓકટોબરની ૨૭મી તારીખે ઇપ્સવીચમાં છુટાછેડાનો કેસ થયો. અને હવે... ! આખી દુનિયા બીજા પગલા માટે આતુર બની તકાસી રહી. છ માસમાં એટલે એપ્રિલની ૨૭મી તારીખે વેલીસ રાજાને પરણવા

માટે અને રાણી બનવા માટે કાયદેસર મુક્ત થઈ જશે એમ સૌને લાગ્યું.

પણ એ બેની વચમાં ત્રણ જણ આવ્યાં: એક મિસ્ટર બોલ્ડવિન, બીજી આમની સભા અને ત્રીજું ઈંગ્લેંડનું દેવળ.

સરકારી વાજિંત્ર 'ટાઈમ્સે' તંત્રીપદેથી આગાહી કરી, "તોફાન ફાટી નીકળવાનું છે." આવી કટોકટીમાં આમની સભાએ પોતાની યોગ્યતા પુરવાર કરી છે. બીજે જ દિવસે, જાણે સંકેતથી બધું થતું હોય તેમ, બ્રેડફોર્ડના ધર્માચાર્યે રાજાની સામે ભગવાનનો અવાજ ફેંક્યો, "રાજાના અંગત ખ્યાલો એના પોતાના છે પણ રાજા સાથે રાજ્યશાહીની ભાવના છે તેથી રાજાને પોતાના પદ માટે ભગવાનની મહેરબાનીની જરૂર પડે છે. અમે આશા રાખીએ છીએ કે એ જરૂરિયાતનો આપણા રાજાને ખ્યાલ છે. આપણામાંના કેટલાક ઇચ્છે છે કે એ જરૂરિયાતના ખ્યાલની રાજાએ પ્રતીતિ કરાવવી."

ભગવાનનો અવાજ ધર્મગુરુના ગળામાં બોલાવનાર સ્થિતિચુસ્ત શાસક ટોળકી હતી તે વાત સ્પષ્ટ હતી. એ ટોળકીને રાજા સામે રોષ જાગ્યો હતો કારણકે રાજા ઘણા જૂના અને તેથી આદર યોગ્ય એવા આચારધર્મો અને રૂઢિઓને ફગાવી દેવા તૈયાર થયો હતો, અને વધારામાં એ જ રાજાએ રાજકારણમાં શોભાનું રૂપક રહેવાને બદલે સક્રિય ભાગ લેવાનો નિરધાર કર્યો હતો.

"નહિ, રે નહિ" ધર્માચાર્યે ચોખવટ કરી. "મને રાજાના અંગત જીવન સામે કશો ય રોષ નથી, મને તો તાજપોશીના દિવસ પાસે આવતા જતા છતાં રાજા નિયમિત દેવળે પણ જતો નથી તે સાલે છે."

અંગ્રેજ જનતાને તાજુબી પેદા થઈ. અંગ્રેજ જનતા હેરતમાં પડી ને આઘાત પામી રહી. "આવા રૂડા રાજા સામે ઈંગ્લેંડનો ધર્માચાર્ય જેવી સેંકડો વરસથી કોઈ રાજા સામે નહોતી બોલાઈ તેવી વાણી ઉચ્ચારે!"

"એવું તે રાજાએ શું કર્યું છે! છુટાછેડા તો છડેચોક થાય છે, અને લગ્ન પણ કોણ નથી કરતું?" દેશ આખો ડોક ઊંચકીને ચકિત થઈ ઉભો.

અત્યાર સુધી ચૂપકીદી સેવતાં ઇંગ્લેંડનાં છાપાં છાપાંના માલિક મંડળની પરવાનગીથી એક સામટાં ત્રીજી ડીસેંબરે મૌન તોડીને બોલી ઊઠ્યાં. છાપાંઓએ ભયંકર વાત ઉચ્ચારી. એ વાત બબ્બે ધણીઓ જીવતાં છતાં રાજા સાથે પ્રેમાચાર કરવા નીકળેલી વેલીસ સીંપસનની નહોતી પણ રાજાના ભાવિની હતી.

બોલ્ડવિન ઓકટોબરના ૨૦મા દિવસે રાજાને મળ્યો. રાજા સાથેની એની એ મુલાકાત ખાનગી હતી. એ મુલાકાતમાં એણે રાજાને તેની વેલીસ સાથેની વાતચીતોથી પોતાને લાગતી બીક કહી અને ઉમેર્યું કે "એથી કદાચ તાજને નુકસાન પહોંચે અને છુટાછેડા પછી તમે જે પગલું લ્યો તે કદાચ બધી પરિસ્થિતિ બદલી નાખે."

નવેંબરની ૧૬મીએ રાજાની પોતાની ઇચ્છાથી બોલ્ડવિનની બીજી મુલાકાત થઈ. પણ તે દરમ્યાન વેલીસના સીંપસન સાથેના છુટાછેડા થઈ ગયા હતા, એટલે બોલ્ડવિનને રાજા સાથે નીચેની વાત કરવી પડી: "દેશ તમારા વેલીસ સાથેના લગ્નને વધાવી લે તેમ હું ધારતો નથી કારણકે એ લગ્નથી એક સ્ત્રી રાણી બને છે અને તેથી હું જૂનો વિકટોરિયન હોવાં છતાં પણ મારો દુશ્મન પણ કબૂલ કરશે કે મારા જેવું માણસ તો ઠીક, પણ બધા અંગ્રેજોની

લાગણી તેથી આઘાત પામશે. દેશમાં કોઈપણ વ્યક્તિની સ્ત્રીનું સ્થાન એ રાજાની સ્ત્રીના સ્થાનથી ઘણું જ જુદી જાતનું હોય છે. રાજાની સ્ત્રી તો રાણી બને છે. રાણી દેશની રાણી બને છે અને તેથી જ રાણીની પસંદગીમાં રાજાએ દેશના અવાજને સ્થાન આપવું જોઈએ."

"હું મિસિસ સીંપસન સાથે જ લગ્ન કરવાનો છું. એ વિષયમાં મારી તૈયારી છે અને નિશ્ચય છે." જુવાન એડવર્ડે શાસક સમાજના સરદાર પર ઠંડું પાણી છાંટયું. આઘાત પામેલો બોલ્ડવિન બબડયો, "એ વાત અતિશય દુઃખદ છે. એ ઉપર આજે કંઈ જ કહેવા હું નથી ઇચ્છતો."

ત્યાર પછી નવેંબરની ૧૬મી તારીખે બોલ્ડવિને પ્રધાનમંડળના ચાર સભ્યો સાથે જ મસલત કરી પોતાની જવાબદારી પર રાજાને સંભળાવી દીધું, "રાજાસાહેબ, આપનું લગ્ન અશક્ય છે."

રાજા સમજી ગયો. વેલીસને રાણી ન થવા દેવાનો બોલ્ડવિને રાજા સાથે નિશ્ચય કર્યો હતો. બોલ્ડવિનની ત્રીજી મુલાકાત નવેંબરની ૨૦મીએ થઈ. આ બધી મુલાકાતો બ્રિટનની વિરાટ જનતાથી કેવળ અજાણ હતી. આ મસલતોની ખબર બ્રિટનમાં બાર માણસોને પણ નહોતી થઈ!

ડિસેંબરનો બીજો દિવસ તોફાની દિવસ હતો. રાજાએ આઠ આકરા દિવસો નિર્ણય ઘડવામાં પસાર કર્યા હતા. એની સામે ત્રણ વાતો જવાબ માગી રહી હતી. કાં તો વેલીસ સીંપસનનો ત્યાગ કરવો, અથવા તો બોલ્ડવિનના પ્રધાનમંડળને બરતરફ કરી નવું પ્રધાનમંડળ બોલાવવું, અથવા રાજગાદી પરથી ઊતરી પડવું.

રાજા પર પાર્લમેન્ટ સર્વોપરિ છે તે વાતની એને ખબર હતી.

આજના ચાર્ટીના સમયથી રાજાએ અને પાર્લામેન્ટે પોતાનાં બળની તુલા કરી જોઈ છે તે એ જાણતો હતો. પાર્લામેન્ટને અવમાનીને રાજા ચાર્લ્સ પહેલાએ પોતાનું માથું ગુમાવ્યું હતું તેની પણ એને યાદ હતી. આજે એના પ્રણાલિકાભંગ સામે બાલ્ડવિને ક્ષિતિજમાં તોફાનનાં વાદળોની મેલી રેખાઓ રચી હતી. ચર્ચિલને લાગતું હતું કે રાજાને ખોટી અને અન્યાયી રીતે ભીડાવવામાં આવ્યો છે અને છતાં પણ પાર્લામેન્ટમાં રાજાના પક્ષની વાત લોકમાનસના સ્વભાવથી વિરુદ્ધ હતી.

આ તોફાન હળવું થાય ત્યાં સુધી મિસિસ સીંપસન ચૂપચાપ રાજાના કેટલાક મિત્રોને સાથમાં લઈ ફ્રાન્સને ઓળંગી કેનીસમાં પહોંચી ગઈ હતી, અને ત્યાં શાંતિથી રહેતી, ફૂલો અને ચીજો ખરીદતી બજારમાં ફરતી હતી. એણે જાહેર જોગ નિવેદન કર્યું કે, " જેથી રાજાને કે ગાદીને હરકત પહોંચે તેવું કોઈ પણ પગલું હું નિવારવા માગું છું. આજે હું દુઃખદ એવી પરિસ્થિતિમાંથી મારી જાતને ખેંચી લેવા માગું છું."

ડિસેંબરની ૧૦મીએ કટોકટી આવી પહોંચી. વકીલો અને અમલદારો પાસે બધી વિગત આવી ગઈ હતી. રાજા અને બોલ્ડવિન સતત્ સંદેશાઓ ચલાવતા હતા.

રાજકુટુંબ છેલ્લા દુઃખદ ખાણા માટે અને રાજાની છેલ્લી વિદાય માટે ભેગું મળ્યું હતું. પોતાના ત્રણ ભાઈઓની સાક્ષીમાં રાજા એડવર્ડે ગાદીત્યાગના ખત પર સહી કરી!

બપોરના પાર્લામેન્ટની બેઠક મળી. સ્પીકરે એડવર્ડનો સંદેશો વાંચી સંભળાવ્યો અને બોલ્ડવિન બોલવા ઊભો થયો. લોકોનાં ટોળેટોળાં આંગળાં કરડતાં, આઘાત અનુભવતાં વલોવાઈ જતાં આંતરકલહ સાથે સાંભળતાં હતાં.

ડિસેંબરના અગિયારમા દિવસે એડવર્ડે રેડિયો ઉપર પોતાની છેલ્લી સલામ વાંચી સંભળાવી અને આખી દુનિયાએ શ્વાસ અટકાવી સાંભળ્યું:

" ઘણા લાંબા સમય પછી હું મારા પોતાના થોડાક શબ્દો બોલવા શક્તિમાન થાઉં છું. મારે મારા વિચારો સંતાડી રાખવાની ઇચ્છા નહોતી, પણ તંત્રના શિસ્તમાં મારે માટે બોલવાની શક્યતા નહોતી."

" થોડાક કલાક પહેલાં મેં એક રાજા અને શહેનશાહ તરીકેની છેલ્લી ફરજ બજાવી લીધી. હવે મારા પછી મારો ભાઈ ડ્યુક ઓફ યૉર્ક રાજા થાય છે. મારા પ્રથમ શબ્દોમાં હું હૃદયપૂર્વક નવા રાજા તરફની વફાદારી જાહેર કરું છું."

" ગાદીનો ત્યાગ કરવાનાં કારણો તમે જાણો છો. જ્યારે હું કહું કે જે સ્ત્રીને હું ચાહું છું તેની મદદ અને ટેકા વિના હું રાજકારભાર કે રાજા તરીકેની મારી ફરજોની જવાબદારી અદા ન કરી શકું ત્યારે મારા કથનમાં તમારે વિશ્વાસ કરવો જોઈએ અને તમારે જાણવું જોઈએ કે જે નિશ્ચય પર હું આવ્યો છું તે મારો અને મારો પોતાનો જ છે."

"......અને હવે આપણને સૌને નવા રાજા સાંપડે છે. તેને, તમને, સૌ લોકોને અંતઃકરણથી કલ્યાણ ઇચ્છતો હું વિરામ પામું છું. ......"

એડવર્ડ રાજા વિરામ પામ્યો અને જગત આખાએ એડવર્ડમાં માનવતા ભાળી. એડવર્ડ રાજા મટીને મનુષ્ય બન્યો. વાણી સ્વાતંત્ર્ય પર મુસ્તાક મહાલતા બ્રિટને રાજાના છેલ્લા બોલને પણ

રાજા સાથે દફનાવી દીધા. રાજાની છેલ્લી વાણીની ગ્રામોફોન રેકર્ડસ પર પ્રતિબંધ મૂકયો.

એડવર્ડની અંદરનો રાજા પૃથ્વીના પેટાળમાં દફનાઈ ગયો. એડવર્ડ—વિંડસરનો ડયુક એકલો એક ડીસ્ટ્રોયર પર ફ્રાન્સ તરફ સફર કરી ગયો. શાસક સમાજે શાસનતંત્રમાં માનવતા માગનાર રાજાને દેશવટો દીધો હતો.

ત્યારે માથે હાથ દઇને બ્રિટનની બહેર મારી ગયેલી બુદ્ધિ વ્યાઘાત વિચારતી શરમાતી હતી.

કે ઇંગ્લેંડના તંત્રમાં રાજા નજીવો હતો છતાં રાણીની કિંમત એટલી તો અંકાઈ કે રાજાને ગાદીત્યાગ કરવો પડયો!

અને ઇંગ્લેંડની જે ધર્મસંસ્થાએ છુટાછેડાના સવાલ પર રાજા પર પ્રતિબંધ મૂકયો તે જ ધર્મસંસ્થા રાજા માટે છુટાછેડા કાયદેસર કરવા રાજા હેનરી આઠમાએ રચી હતી.

અને વેલીસ સીંપસને એક પછી બીજા એમ બે આદમી સાથે લગ્ન કર્યું હતું એ વિના એના ચારિત્ર્યમાં એકે ડાઘ કોઇને દેખાયો નહોતો તથા રાજા એડવર્ડે ગાદીત્યાગ કર્યો તે કોઈ સ્ત્રી ખાતર નહિં પણ જેને એ ચાહતો હતો તેને જીવનસાથી બનાવવા ખાતર.

અને રાજા એડવર્ડને સ્વચ્છંદ જીવન જીવવું નહોતું, રાજાને સ્વચ્છંદી જીવન જોઈતું હોત તો એને માટે અનેક બાઈઓની શકયતા હતી પણ એને પોતાની પ્રિયતમા સાથે લગ્ન જોઈતું હતું, સંસાર માંડવો હતો, કુટુંબ રચવું હતું. નીતિમાન બોલ્ડવિને નીતિનો જ આશરો લઈ રાજાને તેની ના પાડી.

અને ઇંગ્લેંડની ધર્મ સંસ્થા અનીતિ સામે નહિ પણ શાસક જમાતે સંકેત કરેલી કોઈ બીજી જ વાત પર રોષ કરી ઊઠી.

કટોકટી આવી અને પસાર થઈ ગઈ. જગતે નીતિમાન બોલ્ડવિનને, ધાર્મિક ધર્માચાર્યને અને સરકારી વાજિંત્ર 'ટાઇમ્સ'ને જોયાં અને જગતે જોયું કે છેવટે રાજા મનુષ્ય છે.

પછી ૧૯૩૭ના વસંતમાં એડવર્ડ અને વેલીસ ફ્રાન્સમાં પરણ્યાં. ત્યારે તોફાન શમી ગયું હતું અને સહૃદયી નરનારીઓ એ બન્ને તરફ પોતાની શુભેચ્છાઓ પાઠવતાં હતાં.

# ચેમ્બરલેઇન અને બૉલ્ડવિન

## ચેમ્બરલેઇન

ઇંગ્લેંડમાં આજનો વડોપ્રધાન ચેમ્બરલેઇન છે. ચેમ્બરલેઇન પહેલાં બૉલ્ડવિન હતો. બૉલ્ડવિન મિડલૅન્ડમાં આવેલા લોખંડના કારખાનાનો માલિક હતો. જેમ બૉલ્ડવિન તેમ ચેમ્બરલેઇન પણ વેપારી માણસ છે.

એ ઇટન, હૅરો, કેમ્બ્રિજ કે ઑક્સફર્ડ કશે ભણ્યો નહોતો. એની નિશાળ રગ્બીમાં હતી અને વિદ્યાપીઠમાં તો એ ગયો જ નથી.

ઇંગ્લૅન્ડનો એ કોઈ વડો ઉમરાવ નથી, કોઈ એવો મોટો શ્રીમંત પણ નથી અને વિદ્વાન નથી કે બાલ્ફરના જેવો ચિંતક નથી. પણ ચેમ્બરલેન હાડોહાડ લાક્ષણિક મધ્યમવર્ગી અંગ્રેજ જન છે.

૧૮૬૯ની સાલમાં બર્મિંગહામમાં એનો જન્મ થયો. જેણે પોતાની ઉંમરના પ્રમાણમાં કામના બોજાથી કંટાળી જઈ મુખ્ય

પ્રધાનપદ છોડયું તે બૉલ્ડવિન કરતાં ઉંમરમાં એકબે જ વરસે નાનો છે.

એને એનો બાપ ઘણી વાર યાદ આવે છે. મહાન ગ્લૅડસ્ટનનો તે મહાન દુશ્મન જોસેફ ચેમ્બરલેઈન હતો. જોસેફે વડાપ્રધાનપદ માટે ઘણી ગડમથલ કરેલી પણ પગથિયે ચડીને પાછા પડવું પડેલું. એને એ કેમ ન સાંભરે? કેવળ ક્રિયાશીલ ખરબચડી અને ભરાડી જેવા દેખાતા જોસેફે જ એના પર સારી પેઠે અસર કરી હતી. જોસેફ પહેલો અર્વાચીન શાહીવાદી થયો અને એના જ બૂટમાં એડી રાખી ઊભનાર નેવિલ ચેમ્બરલેઈન માટે ઓટાવાની શાહીપરિષદમાં રસ્તો ખુલી ગયો.

નેવિલે બ્રિટિશ વેસ્ટ ઈન્ડિઝમાં સાત વરસ ગાળી વેપારી તાલીમ લીધી. ત્યાં એના બાપાની કાછીઓની એ સંભાળ લેતો હતો. પછી એ ૧૯૧૧માં બર્મિંગહામ આવ્યો અને મિસ એની કોલને પરણ્યો. એનીએ એને રાજકારણ તરફ ફેરવ્યો. ૧૯૧૫માં એ વેપારીને બર્મિંગહામનું મેયરપદ મળ્યું. પછી યુદ્ધખાતાના વડાપ્રધાન લૉઈડ જ્યોર્જ એને માટે નેશનલ સર્વિસના ડાયરેકટરની ખાસ જગા ઊભી કરી. પણ લૉઈડ જ્યોર્જના મત પ્રમાણે એ જગા પર એ અસફળ નીવડયો અને બીજા પ્રધાનમંડળે એને પાછો બર્મિંગહામ તરફ રવાના કરી દીધો.

એ ૧૯૧૮માં પાર્લામેન્ટમાં પહેલી વાર પેઠો ત્યારે એની ઉંમર લગભગ પચાસ વરસની હતી. પછી ૧૯૨૩માં બોલ્ડવિન વડોપ્રધાન થયો ત્યારે એને ચેનસેલરની જગા આપવામાં આવી. નેવિલ નવી પદવીથી ખુશ થઈ ગયો.

જ્યારે બૉલ્ડવિન છૂટો થતો હતો ત્યારે એ મુખ્ય પ્રધાન બનતો હતો. ૧૯૩૫ અને ૧૯૩૬માં બૉલ્ડવિન નામનો જ મુખ્ય પ્રધાન હતો, ખરો મુખ્ય પ્રધાન તો નેવિલ હતો. કહે છે કે હવે ૧૯૪૦ સુધી તો નેવિલ જ મુખ્ય પ્રધાન રહેશે.

એને બાગકામ, માછલાં મારવાનું અને કુદરતનો અભ્યાસ કરવાનું ઘણું ગમે છે. પક્ષીઓનો એ પરમ પ્રેમી છે. નં ૧૦ અને ૧૧ ડાઉનિંગ સ્ટ્રીટની વચમાં એણે એક મોટું ચિત્રાગ સ્નાનાગર કરાવ્યું છે. અને દરરોજ સવારના નાસ્તો કરતાં એ એની સ્ત્રી સાથે પક્ષીઓને નહાતા જુએ છે અને આનંદે છે.

નેવિલ ઘણો શરમાળ છે. તેથી એના નજદીકના મિત્રો નહિ જેવા છે. શરમમાં ને શરમમાં ન્યૂઝ કેમેરાની પકડમાંથી બંને હાથે મોઢું સંતાડી દેતો એને ઘણી વાર દેખવામાં આવે છે. એને એક વિચિત્ર શોખ છે—નિગ્રો ભજન ગાવાનો. ઘણાં વરસો પહેલાં વેસ્ટ ઇન્ડિઝમાં એ ભજનો શીખ્યો હતો.

જરૂર કરતાં વધારે બોલવાની એને ટેવ નથી. છેલ્લા અંદાજ-પત્ર વખતે એ બરાબર પીસ્તાલીસ શબ્દો જ બોલ્યો હતો. લીપઝીગ કટોકટી વખતે અને સ્પેનિશ વિગ્રહ વખતે પણ એણે સભાને શાંત રાખવા અને સાવચેત રહેવા સૂચન કર્યું હતું અને ત્યારે લૉઈડ જ્યોર્જ એના તરફ દાંતિયાં કરતો બોલી ઊઠયોઃ "કોઈ પણ માછલું ઠંડુ માથું રાખી શકે છે."

ચેમ્બરલેઇને ૧૯૩૭ના મેની ૨૮મી તારીખે પોતાનું પ્રધાન-મંડળ રચ્યું. નેવિલન સામે સૌ પહેલાં આવી ઊભેલી ગંભીર કટોકટી નફાઓ પરના વેરામાં ત્રીસ ટકાના વધારાની હતી. એ વેરાનો ઉદ્દેશ બ્રિટનના રક્ષણ માટે શસ્ત્રસરંજામમાં જબ્બર વધારો

કરવાનો હતો. પણ એણે તોફાન જગાવ્યું. સ્ટૉક માર્કેટ સંકેલાઈ ગઈ અને એક સામટી કિંમતો, ૫૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ સુધી ત્રુટી ગઈ. સૌએ ચેમ્બરલેઈનને એ બીલ પાછું ખેંચી લેવા સમજાવ્યો. ચર્ચિલે ચેમ્બરલેઈનને માટે પાછા હઠવાનો માર્ગ બતાવ્યો.

પણે જે કોઈ દરિયાઈ ખાડીની પેલી પાર કે ભૂમધ્ય પર નજર નાખતું તે બોલી ઊઠતું કે શસ્ત્રસરંજામમાં જબ્બર વધારા વિના ચાલવાનું નથી. ફાસિસ્ટ આક્રમણ બ્રિટન સામે સાથળ ઠોકતું હતું, અને બ્રિટનની માંસપેશીઓ હવે પહેલાંના જેવી મજબૂત રહી નહોતી. જો બાવડાં મજબૂત હોત તો બ્રિટને રાજકારણની શેતરંજના દાવ ખેલવામાં જ બધું ધ્યાન આપ્યું હોત પણ હવે તો શસ્ત્રસરંજામમાં જબરો વધારો કરતા સુધી એ આક્રમણને પાછું ઠેલ્યા વિના બીજો માર્ગ નહોતો

ખદબદી ઊઠેલું અને અંધેરમાં અટવાતું જગત ચેમ્બરલેઈનની સામે ઊભું હતું. સ્પેનિશ વિગ્રહે ભૂમધ્યમાં કટોકટી જન્માવી હતી. ચેમ્બરલેઈને એક સાથે જર્મની અને ઈટાલી બન્ને સાથે પ્રેમ સંબંધ ચાલુ રાખ્યો અને તે સાથે જ ફ્રાન્સ સાથે ભૂમધ્યની આસપાસની કૂચકદમમાં પણ સાથ આપ્યો. પણ એટલું અધૂરું હોય તેમ, દૂર પૂર્વમાં ધડાકો થયો. ચીનમાં દરેક સ્થળે બ્રિટિશ એંબસેડર સર નેચબુલ પર જાપાનીસ વિમાની કાફલાએ બૉંબ નાખ્યા અને તોપો ફોડી. ચેમ્બરલેઈનની સરકારે જાપાન પર સખત નોંધ મોકલી પણ જાપાન તરફનો સંતોષકારક નહિ એવો જવાબ સ્વીકારી લીધો.

## બૉલ્ડવિન

બૉલ્ડવિન ૧૮૬૭માં વરસેસ્ટરશાયરમાં જન્મ્યો. એનો બાપ બૉલ્ડવિન લિમિટેડ નામની લોખંડની કંપનીનો વડો હતો. એ કંપની

બૉલ્ડવિને જ સ્થાપી હતી અને અઢારમી સદીથી ચલાવે રાખી હતી. બૉલ્ડવિનની માતા સ્કૉચ હતી અને બાપ વેલ્શ હતો.

એના બાપના લોખંડના કારખાનામાં એ પેઠો અને વીસ વરસ સુધી એ જાહેરમાં બોલ્યો નથી. કંઈ કામકાજ કર્યું નથી. ૧૯૦૮માં બૉલ્ડવિનનો બાપ મરણ પામ્યો અને ૧૮૯૨થી ચાલતી આવેલી પાર્લામેન્ટની પોતાની બેઠક દીકરા માટે ખાલી કરી. બૉલ્ડવિને પાર્લામેન્ટમાં પહેલી વાર પ્રવેશ કર્યો. બૉલ્ડવિનને આમની સભામાં ભાષણ દેવાની હિંમત કેળવતાં ચાર માસ વીતી ગયા. એની ૪૧ વરસની ઉંમરે એ ખાણીઆઓ માટે આઠ કલાકનો દિવસ કરવા સામે પહેલીવાર બોલ્યો.

પછી બોનર લૉ ચેન્સેલર થયો ત્યારે તેણે એને પોતાનો ખાનગી મંત્રી બનાવ્યો. ૧૯૧૭માં બૉલ્ડવિન ખજાનાનો ફીનેનશિયલ સેક્રેટરી બન્યો અને જાણે પ્રધાનમંડળમાં પેસવાના ઉંબરા પર પગ ઠોકી રહ્યો.

૧૯૨૧માં બૉલ્ડવિન બોર્ડ ઑફ ટ્રેડના પ્રમુખ તરીકે પ્રધાન-મંડળમાં પેઠો. પછી લૉઈડ જ્યોર્જનું પતન થયું અને વરસેલ્સનો યુગ આથમી ગયો. બૉલ્ડવિને લૉઈડ જ્યોર્જના વિરોધની આગેવાની લીધી. બોનર લૉએ પ્રધાનમંડળ રચ્યું. બૉલ્ડવિન ચેન્સેલર થયો અને અમેરિકા જઈને દેવાની સમજૂતી કરી. એણે કરેલી સમજૂતીથી બોનર લૉ ગભરાઈ ગયો, અને સમજૂતીને વખોડી કાઢી. ૧૯૨૩માં બોનર લૉ માંદો પડયો અને રાજીનામું આપી મુક્ત થયો. રાજાએ બૉલ્ડવિનને પ્રધાનમંડળ રચવા આમંત્રણ આપ્યું. બૉલ્ડવિન વડા-પ્રધાન થયો. એણે છાપાંઓના પ્રતિનિધિઓને કહ્યું: "મારે તમારાં અભિનંદનો નથી જોઈતાં, મને તો પ્રાર્થનાની જરૂર છે."

બૉલ્ડવિને બ્રિટનમાં નવું ઘર બંધાવ્યું છે. બૉલ્ડવિનના ચારિત્ર્ય-ઘડતરમાં લ્યુસીનો ફાળો નાનોસૂનો નથી. બૉલ્ડવિનનું એક સ્વરૂપ સાક્ષાત જોન બૂલ જેવું અને બીજું કોઈ અવધૂત જેવું દેખાય છે તેમાંય લ્યુસીનો હાથ છે. એડવર્ડ છૂટાછેડા કરેલી સ્ત્રીને પરણીને તેને રાણી બનાવવા બેઠો હતો ત્યારે લ્યુસીની નીતિભાવનાએ જ બૉલ્ડવિનને ઉત્તેજી રાજકુટુંબનું લોહી શુદ્ધ રખાવ્યું હતું પણ એને એક દુઃખ છે—એનો દીકરો ઓલિવર સમાજવાદી છે તેનું. આવાં રૂડાં માલિક સમાજના છત્ર જેવાં બાબાપાને આવો દીકરો ક્યાંથી સાંપડી પડયો હશે વારુ!

પ્રોફેસર લાસ્કીએ લખ્યું હતું કે બૉલ્ડવિન કુક્કરો રાખે છે અને હોકલી પીએ છે તેથી કોઈ છેતરાશો. એ તો ભલાં ભોળાં લોકો પર અસર પાડવાની સાદાઈની તરકીબ છે. ચેમ્બરલેઈનના ઓરચીડની જેમ અને ડીઝરાયલીની રીંગલેટની જેમ બૉલ્ડવિનની હોકલી અને કુક્કર પણ રાજકારણની એક યુક્તિ માત્ર છે.

બૉલ્ડવિને હંમેશાં દોલત તરફ બેદરકારી બતાવવાનો દેખાવ કર્યો છે. જો કે આઠ કલાકના દિવસનો એણે વિરોધ કર્યો હતો પણ બૉલ્ડવિન લિમિટેડનાં મજૂરોના યુદ્ધ પછીનો પગાર એણે પોતાના ગજવામાંથી કાઢી દીધો હતો. એ બૉલ્ડવિન લિમિટેડનો માલિક જરા પણ સંકોચ વિના છડેચોક બોલી શકે છે, કે માલિક અને મજૂરનો સંબંધ વાલી અને આશ્રિતનો કે બાપબેટાનો હોવો જોઈએ, અને છતાં પણ એની સરકારે ટ્રેડ યુનિયનોનો વિરોધી એવો કાયદો પહેલી જ વાર ૧૯૨૭માં પસાર કર્યો. ટ્રેડ યુનિયનો સામે એવો કાળો કાયદો સો વરસ સુધીમાં એકે થયો નહોતો. અને છતાં પણ બૉલ્ડવિન ગ્લોસેસ્ટરશાયરમાં ફરતો હતો ત્યારે એને બે બાઈઓ મળી. બંને બાઈઓ નબળાં મનની છોકરીઓને

કેળવવાની એક સંસ્થા સ્થાપવાની ચિંતામાં હતી. એણે એકદમ સખાવતી હાથ લંબાવ્યો અને પેલી બાઈ ઓને બસો પાઉન્ડની નોટો એક જૂના કાગળના કટકામાં વીંટીને મોકલી આપી. બૉલ્ડવિન વડોપ્રધાન થયો ત્યારે એનો પગાર વરસનો પાંચ હજાર પાઉન્ડ જેટલો હતો. પણ એ કહેતો કે એની ઉદાર સખાવતને લીધે પોતાના ખરચ માટે બંને છેડા જેમ તેમ મેળવવા પડતા અને તો પણ સૌને ખબર હતી કે એના ૧૮૧૫૨૬ શેર બૉલ્ડવિન લિમિટેડમાં હતા અને તે ઉપરાંત ૩૭,૫૯૧ પ્રેફરન્સ શેર હતા જેની તે વખતની કિંમત બજારમાં એક લાખ પાઉન્ડથી વધારે અંકાતી હતી! અને તો ય એ કહી શકતો કે પોતે ગરીબ છે! એવો બૉલ્ડવિન ઘણીવાર મજૂરો સામે સામે મુક્કી ઉગામતો છતાં મહાત્મા જેવો મોહક અને ગૂઢ લાગતો.

૧૮

# ઇંગ્લેંડના કોણ કોણ ?

## રામ્સે મેકડોનાલ્ડ

મજૂર પક્ષનો સ્થાપક અને ઉચ્છેદક જેમ્સ રામ્સે મેકડોનાલ્ડ લાંબો પહોળો પણ વામન જેવો ૧૮૬૬ની સાલમાં સ્કોટલેન્ડમાં જન્મ્યો હતો અને ગરીબાઈમાં, અપમાનમાં જીવ્યો હતો. એને ગરીબાઈનું, ગરીબાઈની ભૂખનું, ને ભૂખનાં દુઃખોનું મહાન થઈને વેર વાળવું હતું. જ્યારે એ મુખ્ય પ્રધાન બન્યો ત્યારે દાંત કચકચાવતો ઉલ્લસી ઊઠયો હતો, "જગત આખું જખ મારે છે, હવે આવતી કાલથી દરેક ડચેસ મને ચૂમવાને પડાપડી કરશે."

સ્કોટલેન્ડની નિશાળમાં એ ચૌદ વરસનો ભણતો હતો ત્યારે રોટલીના સવાલે એને સતાવ્યો. એણે નિશાળ છોડી અને રોટલાની શોધમાં ખાલી હાથે લંડનના બજારમાં ભટકવા માંડયું. એક અઠવાડિયાના બાર શિલિંગ અને છ પેન્સનો પગારદાર એ કારખાનાનો કારકૂન બન્યો. નિશાળ છોડીને કારકૂન બનેલો મેકડોનાલ્ડ રોજ રાતના વિજ્ઞાન અને અર્થકારણ વાંચતો હતો.

પછી ૧૯૧૪ની સાલ આવી. ૧૯૧૪ની ત્રીજી તારીખે આખી આમની સભા સામે પડકારતો એ ઊભો હતો અને જોરશોરથી કહેતો, "હું યુદ્ધને ધિક્કારી કાઢું છું. હું યુદ્ધનો સામનો કરું છું."

"એલા એ રામ્સે, ભાગ ભાગ." એની સામે અનેક અવાજો ઉતરડી ઊઠ્યા.

પછી ૧૯૧૭ની સાલ આવી. રશિયામાં રાતીક્રાન્તિ સળગી ઊઠી. એણે કહ્યું, "હું રશિયન ક્રાન્તિને ટેકો આપું છું."

પછી ૧૯૨૨ના વરસમાં પાર્લામેન્ટમાં એ એક પક્ષનો સરદાર બન્યો અને બીજે જ વરસે મુખ્ય પ્રધાન થયો. જે લોકોએ એને સત્તા પર ચઢવા હાથ દીધા હતા તે ઉદ્દામો હતા અને વિશ્વાસ રાખતા હતા કે એ ખરેખર ઉદ્દામ કાર્યક્રમ હાથ ધરશે.

અને ખરેખર વડાપ્રધાનના પદ પર બેઠેલો એ જાજરમાન ને જોરાવર દેખાતો હતો. એની સ્કૉટિશ વાક્ચાતુરી, એની ભવ્ય સરદારી, એના ભરમાવનારા હાવભાવ, અને પાર્લામેન્ટરી ચતુરાઈ, એની હિંમતભરી બહાદુરી અને કાવાદાવાની આવડત એ બધું એને બ્રિટિશ ઇતિહાસમાં પહેલો મજૂર પક્ષનો વડોપ્રધાન બનાવી રહ્યું.

પણ સત્તાની ઊંચાઈએથી એની આંખો ઝંખવાઈ. સત્તાના શિખર પરથી એના માથાની આસપાસ મગરૂરી ને મિથ્યાભિમાન નીતરવા લાગ્યાં. એના સમાના સાથીદારો, મિત્રો અને અનુયાયીઓ સૌ એની અસહ્ય મહત્તાગ્રન્થિને તિરસ્કારી ઊઠ્યા. એનો ખુશમિજાજ ઊડી જતો દેખાયો, એની જક્કી ઇચ્છાઓ એનાં જટિયાં પીંખી રહી, એની આંખ સામે મિથ્યાભિમાનનું ધુમ્મસ ઘેરાયું, એની નજર વસમી બની. એ એની બીને જ પૂજતો હતો પણ તે તો

૧૯૧૧માં અવસાન પામી અને એણે પોતાની જાતને પૂજાસ્થાન બનાવી બીજાઓની આરાધના માગી. એને આરાધનાને બદલે ઉપહાસ મળ્યો. ૧૯૨૯માં યુનાઈટેડ સ્ટેટ્સની મુલાકાતે જતાં રસ્તામાંથી ભાઈ રામસેએ વાયરલેસથી લંડન પૂછાવ્યું કે " મારે-પ્રથમ સમાજવાદી વડાપ્રધાને અમેરિકાની મુલાકાત વેળા કેવો પહેરવેશ પહેરવો ? "

" ઊંચી ટોપી અને સવારના ડગલામાં આપ ઘણા રૂપાળા લાગશો." લંડનથી જવાબ આવ્યો.

૧૯૩૧માં ફરી રામ્સે મેકડોનાલ્ડ વડોપ્રધાન બન્યો. એ વરસ કટોકટીનું હતું. લંડન શહેરે ફ્રાન્સ પાસેથી ટૂંકી મુદત માટે ૩ ટકાના વ્યાજે નાણાં લીધાં હતાં અને તે વધારે વ્યાજે લાંબી મુદત માટે જર્મનીને ધીર્યાં હતાં. એ બધું વ્યાજ ખવાય ત્યાં સુધી ઠીક હતું, પણ જર્મનીમાં કટોકટી ઊભી થઈ અને એણે દેવાં નાબૂદીની રાડ નાખી. લંડને પોતાની તિજોરી તપાસી તો તેમાં સાડા પાંચ કરોડ પાઉન્ડનું સોનું હતું અને ૨૫૦ મીલિયન પચીસ કરોડ પાઉન્ડની ધીર હતી. લંડનના બેંકરોએ પોતાની જાતને બચાવી લેવા ન્યૂયોર્ક પાસે લોન માગી પણ અમેરિકાએ લંડન પોતાને ત્યાંની બજે બાજુ સરખી ન કરે ત્યાંસુધી ધીરવાની ના પાડી દીધી. મેકડોનાલ્ડે ઉપાય બતાવ્યો અને બીધેલા રાષ્ટ્રે સ્વીકારી લીધો. બ્રિટને પોતાના ચલણી નાણાનું મૂલ્ય ઉતારી પાડયું. બોલ્ડવિન અને મેકડોનાલ્ડની રાષ્ટ્રીય સરકારે શસ્ત્રસંન્યાસ પરિષદને મારી નાખવામાં મદદ કરી અને અમેરિકાનું દેવું પાછું ઠેલ્યું.

આવા રાજકારભારમાં મેકડોનાલ્ડની તબિયત લથડી. લથડેલી તબિયતમાં એની આંખે અંધારાં આવ્યાં, એની વાણી વણસેલી

વલવલી રહી. ત્યારે ચર્ચિલે કહ્યું કે આપણો વડોપ્રધાન હાડકાં વિનાની અજાયબી છે. તે ઓછામાં ઓછા વિચારના ચોકઠામાં વધારેમાં વધારે શબ્દો ભરી શકે છે. ટ્રોટસ્કીએ પણ એના એ દિવસોમાં એને 'માથાનો ઉપલો માળ માનસિક દેવાળામાં ગીરો દીધેલા' તરીકે ઓળખાવ્યો હતો.

અને ત્યારે એના સમાજવાદનું ! ત્યારે એના માથામાંથી સમાજવાદની બધી રેખાઓ ભૂંસાઈ ગઈ હતી. એના એક વખતના સાથીદારોએ મીન્સ ટેસ્ટની ( means test ) વાટાઘાટ વખતે એનો ફજેતો બોલાવ્યો અને એને વણસેલાને કુક્કર અને શ્રીમંતોનો કૂતરો કહીને વખોડી કાઢયો. સમાજવાદ અને મજૂરપક્ષને પીઠ પાછળથી ઘા કરનાર એને બરઅજારમાં ચાબખાથી ફટકારવાનો સૌએ અભિપ્રાય ઉચ્ચાર્યો હતો. એણે શ્રીમંતોનાં રંગભુવનોમાંથી ઘણો યે વિચાર કર્યો પણ પોતાના પતને પાડેલો શ્રમજીવીની સાથીદારી સાથેનો અંતરાય કૂદી જવાને નાલાયક પુરવાર થએલા એ રામ્સેએ છેવટે નિરધાર કર્યો કે, " હું એ લોકને છોડી જવાને દિલગીર છું પણ મારે કોલ સમિતિનું પ્રમુખપદ તો લેવું જોઈશે જ. " એક વખત માલિકીને રાષ્ટ્રીય બનાવવાની વાતો કરતો એક વખતનો સમાજવાદી રામ્સે છેવટે સરકારને રાષ્ટ્રીય બનાવવા શક્તિમાન નીવડયો.

પણ છેવટે સ્તુત્ય એવું એક પગલું તો એણે ભર્યું જ. એણે ૧૯૩૫ની સાલમાં હિટલરને વખોડી કાઢયો અને જર્મની કેવું ભયંકર બનતું જાય છે તે બતાવી દીધું. હિટલર સામેનું એનું આ પગલું હિટલર સમાજવાદીઓની કત્લેઆમ બોલાવતો હતો તેથી નહોતું, પણ હિટલરે તાજેતરમાં બે સુંદર ગર્ભશ્રીમંત કુટુંબની દીકરી એવી જાસુસ બાઈઓને વિંધી નંખાવી હતી તેથી એની લાગણી નાઝી ભયંકરતા સામે ઘવાઈ ઊઠી હતી. ૧૯૩૫ના નવેંબરમાં

ફરીવારની ચૂંટણીમાં રામ્સે મહાશય હાર પામ્યા અને ઇંગ્લેંડનાં લાખો નરનારીઓ આનંદ પામ્યાં. મેકડોનાલ્ડ પછી બૉલ્ડવિન આવ્યો અને બૉલ્ડવિને ચેંબરલેઇન માટે જગા ખાલી કરી ત્યાં સુધીમાં જેમ્સ રામ્સે મેકડોનાલ્ડ જાહેર જીવનમાંથી પરવારી ગયો હતો.

## સર સેમ્યુલર હોર

ચોપડીમાંથી માથું ઊંચકીને ઊભો થઈ ગયો હોય એવો નાજુક બાંધાનો સર સેમ્યુઅલ હોર ત્યારે પરદેશખાતાનો પ્રધાન હતો. એક વખતે તે બે વાર હિંદ પર ઊડીને આવ્યો હતો. એ હિંદી વજીર હતો ત્યારે એણે ઘડેલું ઇંડિયા બિલ બ્રિટિશ પાર્લામેન્ટના ઇતિહાસમાં હનુમાનના પૂછડા જેવું લાંબામાં લાંબું હતું. એ બિલ વિષે એણે પંદર હજાર શબ્દોનો એકવાર એક જવાબ આપેલો, એના પર એણે છસો વ્યાખ્યાનો દીધેલાં અને પચીસ હજાર પાનના હેવાલો વાંચેલા અને એના પરની સાડાસાત વરસ ચાલેલી ૧૫,૫૦૦,૦૦૦ શબ્દો વપરાયેલી ચર્ચામાં ભાગ લીધેલો. એ ચર્ચાની ચોપડી બાંધો તો અંગ્રેજી બાઇબલના કદની વીસ ચોપડી બને. આ બધી ચર્ચામાં એનો સામાવાળો વિન્સ્ટન ચર્ચિલ હતો.

૧૯૩૫ના જુનમાં હોર પરદેશમંત્રી થયો, કારણકે બૉલ્ડવિન એની લાયકાતને પિછાનતો હતો અને કારણકે હિંદમાં એણે ગદ્ધા-વૈતરું કર્યું હતું. એણે આટઆટલી મજૂરી કરીને બનાવેલા ઇંડિયા બિલ ઉપર એક બાજુ હિંદના રાષ્ટ્રવાદીઓ રાતાચોળ થઈ ગયા અને બીજી બાજુ પાર્લામેન્ટમાં ટોરી લોક ભડકી ઊઠયા.

પણ મહાત્મા ગાંધીને હોર ગમી ગયો કારણકે મેકડોનાલ્ડની જેમ ગોળ અને લંબગોળ વાતો કરવાને બદલે જ્યાં ના કહેવાની

હોય ત્યાં હોર ચોખ્ખીચટ ના પાડી શકતો હતો. એક વખતે મહાત્મા ગાંધીએ ઇર્વિનને કહેલું કે, "તમે જાણો છો ? જેમ તમારામાં, તેમ પેલા હોરમાં પણ મને વિશ્વાસ છે."

ગાંધીજીનો વિશ્વાસપાત્ર હોર એક પુરાણા બેન્કિંગ કુટુંબમાં જન્મ્યો હતો. એણે શરૂઆતમાં રશિયન નિશાળમાં ભણવા માંડયું હતું. વિશ્વયુદ્ધ વખતે પણ એ બ્રિટિશ ઇન્ટેલિજન્સ સર્વિસના (જાસૂસી ખાતું) સભ્ય તરીકે રશિયા ગએલો. પોતાના ત્યાંના કામમાં એ એવો તો પાવરધો હતો કે, ૧૯૩૩માં આપેલા એક ભાષણમાં એણે જ વ્યક્ત કર્યું હતું કે રાસપુટીનના ખૂનની એને અગાઉથી માહિતી હતી એવો આક્ષેપ ઝારે એના પર કરેલો. ૧૯૧૭માં હોરે રશિયા છોડયું. અને લોર્ડ મીલનર સાથે ઇટાલી ગયો. યુદ્ધ પછીનો થોડો વખત એણે ઝેકોસ્લોવેકિયામાં પસાર કર્યો તથા લંડનની એંગ્લો–ઝેક સંસ્થાનો પ્રમુખ બન્યો.

હોરે કહ્યું હતું કે ઇંગ્લેંડની પરદેશનીતિ સત્તાની તુલા ઇંગ્લેંડના હાથમાં પકડી રખાવવાની છે. ચેમ્બરલેઇને પણ કહ્યું છે કે અમારાં બધાં જબરાં યુદ્ધો કોઇ એક લશ્કરી સત્તા યુરોપ પર અધિકાર ન જમાવી જાય તથા નીચલા પ્રદેશોના બંદરો પર ન જામી જાય તે માટે લડાયાં છે. ટ્રેવેલિયને પણ એ જ વાત ઉચ્ચારતાં કહ્યું છે કે, ઠેઠ ટયુડરકાળથી આજસુધી ઇંગ્લેંડની પરદેશનીતિમાં દરિયા પારના મુલકો પર પોતાનું સ્વામીત્વ સલામત રાખવાના એક જ ઉદ્દેશથી ઇંગ્લેંડે યુરોપીય રાજકારણને ડહોળ્યા કર્યું છે. એ જ રીત પ્રમાણે જ્યારે ફ્રાન્સ જર્મની કરતાં વધારે જોરાવર હતું ત્યારે એણે જર્મનીને ટેકો આપ્યો; જ્યારે જર્મનીનું જોર વધ્યું ત્યારે એણે ફ્રાન્સનો પક્ષ લીધો. વિશ્વયુદ્ધ પછી એણે એ જ મુરાદને સાચવવા રાષ્ટ્રસંઘની ઘટના ઘડી કાઢી, એ ઘટના જ્યાંસુધી બ્રિટિશ

હિતો જાળવી શકે ત્યાં સુધી જ તેની જીવનદોરી લંબાય. એ જ આશયને લીધે બ્રિટને ૧૯૧૯માં ડુમિનિયન્સ અને હિંદનો તેમાં પ્રવેશ કરાવ્યો. લોકાર્નોના કરાર પણ એ જ ઉદ્દેશથી ઘડાયા. બ્રિટનને શાંતિ જોઈએ છે કારણકે એણે દુનિયાનાં ઝડપી લીધેલાં બજારોમાં વેપાર કરવો છે.

એ નીતિની ભાષામાં જ ભાખી શકાય તેવું એક કાવતરું બ્રિટને તે અરસામાં ઘડી કાઢ્યું, જે હોર–લાવલ યોજના તરીકે જાણીતું છે. મુસોલિની લગભગ આખું યુથોપિયા ભરખી જાય અને યુદ્ધ બંધ રહે એવી એ યોજના હતી. બ્રિટનની જનતા આ યોજના સામે આવેશ અને બીકથી ચોંકી ઊઠી. હોર માંદો થઈને સ્વીટ્ઝર્લૅન્ડ ભાગી ગયો અને એડનને એ યોજનાનો બચાવ કરવા જતાં મોઢે ફીણ આવી ગયાં. એ કાવતરા પાછળની પણ બ્રિટનની પરદેશનીતિ પોતાનાં વેપારી હિતો જાળવવા નાઈલ નદી નીચેનો બધો યુથોપિયા ઈટાલીને વખી દેવાની હતી. એ ઉપરાંત બ્રિટનની શાસક જમાતને ભાન થયું હતું કે મુસોલિની જો યુથોપિયામાં પરાજય પામે તો ઈટાલીમાં પણ પરાજય પામી સંકોચાઈ જાય, અને એમ બને તો યુરોપની મૂડીવાદી ઘટના હચમચી ઊઠે. પણ શાસક જમાતની આવી ગોઝારી ઘટનાઓ નીચે ઝોલાં ખાતી અંગ્રેજ જનતાના સળગી ઊઠેલા પુણ્યપ્રકોપને હોલવી નાખવા થોડીક ધૂળ નાખવાની જરૂર હતી. તે સમયના વડાપ્રધાન બૉલ્ડવિને જવાબ માગતી જનતાના પ્રકોપમાં હોરને એવી ધૂળની ચપટી બનાવીને નાખ્યો. હોરને હોળીમાં નાળિયેર બનાવી એના પરદેશ-ખાતાના પ્રધાનપદ પરથી ખેરવી નાખ્યો. ઇગ્લેંડની વેપારી શાસક જમાતનાં હિતો સાચવતાં હોર રાજકારણમાંથી વિલાઈ જઈ અંગ્રેજી મૂડીવાદી સરકારની સાનમાં શમી ગયો.

# એન્થની એડન

શાંતિની વાતમાં એન્થની એડનની સહૃદયતા શોધવા જવાની કશી જ જરૂર નથી. એના બે ભાઈઓ યુદ્ધમાં કપાઈ મુઆ પછી અને એનો સૌથી વડો દીકરો એડવર્ડ ફ્રાન્સમાં અને સૌથી નાનો સોળ વરસની જ ઉંમરનો વિલિયમ નીકોલસ જુટલેન્ડમાં યુદ્ધમાં જ વધેરાઈ ગયા અને એડનને વિશ્વશાંતિની વાત પગથી માથા સુધી સમજાઈ ગઈ.

સેમ્યુઅલ હોરના પરવારી ગયા પછી પરદેશમંત્રીના પદે આવનાર એડન ૧૮૯૭ની સાલમાં જન્મ્યો.

એડન પોતે સત્તર વરસની ઉંમરે યુદ્ધમાં ગયો હતો અને ઝેરી ગેસનો સ્વાદ ચાખીને પાછો આવ્યો હતો. એકવીસ વરસની ઉંમરે એડન કેપ્ટન બન્યો અને પછી થોડાં વરસે એ રાજકારણમાં પડયો. રાજકારણમાં એ ઝડપભેર આગળ વધ્યો. કેમ ન વધે? મોટા કુટુંબનો, ઈટન અને ઓક્સફર્ડમાં ભણેલો ગણેલો, સુંદર સ્ત્રીનો પતિ બનેલો, બે મજબૂત દીકરાઓનો બાપ અને જોઈએ તેટલાં ધનદોલત, સંસ્કારી કપડાં અને સંસ્કારી રીતે જોવાની ટેવ, એ બધું શું ઓછું કહેવાય!

૧૯૨૬ની સાલમાં એડન ચેમ્બરલેનનો રહસ્યમંત્રી બન્યો, પછી પરદેશમંત્રી બન્યો. ચાલાક બોલ્ડવિનની નજર પણ એના પર ઠરી. ૧૯૩૧થી જોન સાયમનની લોકપ્રિયતા ઘટવા માંડી અને એની વધવા માંડી. જીનેવામાં એણે કેડ તોડીને કામ કર્યું. ૧૯૩૪માં તો એ લગભગ પરદેશખાતાના પ્રધાન જેવો બની ગયો ૧૯૩૫માં રાષ્ટ્રસંઘ તરફથી એને પ્રધાનમંડળમાં બેઠક મળી, કારણકે શાંતિ માટે એને ઘણી તમન્ના હતી તેથી નહિ, જોકે સ્વીડનમાં એ એક

વખતે શિકારે ગયેલો ત્યારે એક સાગરને ગોળી મારવાની એણે ના પાડેલી કારણકે તે ખૂબ સુંદર હતું. વાત તો એમ હતી કે પરદેશખાતામાં એ બોલ્ડવિનનો માણસ હતો અને તેથી સાયમન પર કાબુ રાખી શકાતો હતો.

## નોરમન

**મોંટેગ** કોલેટ નોરમન ઇંગ્લેંડનો ઓછી અગત્યનો આદમી ન કહેવાય, કારણકે જે ઇંગ્લેંડનો શાસક સમાજ સોનાના પુતળાની આસપાસ નાચે છે તે સુવર્ણના દેવમંદિરનો નોરમન કુશળ મહંત છે. ૧૯૨૦ની સાલથી એ ઇંગ્લેંડની બેંકનો ગવર્નર છે. એના દાદાઓ બેંકના ડાયરેકટરો હતા. એણે ઇટનમાં ભણ્યા પછી અને દક્ષિણ આફ્રિકાના યુદ્ધમાંથી પાછા આવ્યા પછી ઘણા મહાન બેંકરોની જેમ વેપારી બેંકિંગનું કામ કર્યું. આજે એ ઇંગ્લેંડની બેંકનો ગવર્નર પૈસાદાર થવામાં ખૂબ રસ ધરાવતો નથી.

૧૯૨૫માં નોરમને ઇંગ્લેંડને સોનાના ચલણ તરફ ધકેલ્યું. બ્રિટિશ ઉદ્યોગને એથી ધોકો પહોંચ્યો અને તો પણ સૌ બેંકરોની જેમ એણે સુવર્ણની પૂજા છોડી નહિ અને ૧૯૩૧ની કટોકટી સરજી. અને તોય એના એકલા અનુભવો જ એને એની જગા પરથી ન ખસવા દે તેવા અગત્યના હતા. એ ઉપરાંત તો એની બેંકિંગ વિષયોનો નિકાલ કરવાની ચતુરાઈ અદ્દભુત હતી. એ બધા ઉપરાંત ઘણાખરા અંગ્રેજો જેવી મોહક નમ્રતા એનામાં હતી. એણે ૧૯૩૨ના ઓકટોબરમાં સાકરીયાં પાણી છાંટતાં સાધુઓને શોભે એવા શબ્દો ઉચ્ચાર્યા, "મુશ્કેલીઓ એવી તો મોટી છે, શકિત એવી તો અલ્પ છે, પૂર્વમાહિતી એટલી બધી ઓછી છે કે હું આખાય સવાલને અડવા જાઉં છું ત્યારે જાણે અજ્ઞાતને અડવા

જતો હોઉં એમ લાગે છે... મારે માટે એ અતિશય વિશાળ છે... ...મારે કબૂલ કરવું જોઈએ કે હું અંધારામાં પગલાં માંડું છું."

એમ બોલતો સુવર્ણભગવાનના અંકમંદિરનો અઠંગ પૂજારી નોરમન કોઈ ગૂઢવાદી જેવો લાગતો હોય છે અને તે જ રીતે પોતાનો જેના પર મદાર છે એવી મૂડીવાદી ઘટના સામે એ લાલ-બત્તી ધરવાની ચૂકયો નથી. એણે ૧૯૩૧માં કહ્યું કે, "જો કોઈ ખરેખર સચોટ ઉપાયો યોજવામાં આવશે નહિ તો મૂડીવાદી સમાજરચનાનું કમઠાણ એક વરસમાં દુનિયાભરમાં વિનાશ પામશે."

## હેન્ડરસન

કહેવાય છે તેમ ઇંગ્લેંડનો સમાજવાદ ક્રાન્તિકારી નથી. ઇંગ્લેંડનો મજૂરપક્ષ જે ફેબીઅન સિદ્ધાંતનું ફરજંદ છે તેણે હેઠ ૧૯૧૮ સુધી સમાજવાદી સિદ્ધાંતો સ્વીકાર્યા નહોતા. ઇંગ્લેંડના મજૂર મહાજનમાં કામ કરતા સમાજવાદીઓ પર શરૂઆતથી જ માર્કસની અસર ઓછી રહી છે અને જ્યારે પહેલી મજૂરપક્ષની સરકાર બની ત્યારે તેણે એવી સમજૂતી કરેલી કે શક્ય હશે તોય પોતે સમાજવાદી ધોરણો અખત્યાર કરશે નહિ. ટ્રેડ યુનિયનની સંસ્થાઓએ પદ્ધતિસર રીતે ૧૯૨૪માં જ સમાજવાદનો સ્વીકાર કર્યો. સૈકાજૂના ગુલામોના વેપારમાંથી અને પછી સંસ્થાનોની ખૂની લૂંટમાંથી ગબ્બર થતા રહેતા ઇંગ્લેંડમાં જ્યાં મજૂરોની જંજીરોને મજબુત કરનાર સુધારા અને દીનદયાનાં અપમાનજનક સ્વરૂપો શક્ય બને છે ત્યાં ક્રાન્તિની આ દશા હોય જ. ત્યાં પણ હેન્ડરસન જેવા સમાજવાદીઓ તો દેખાતા હોય છે જ.

જ્યારે રામ્સે મેકડોનાલ્ડને મજૂરપક્ષની સરકાર બનાવવાનું આમંત્રણ મળ્યું ત્યારે શક્ય એવા ત્રણ ઉકેલ એની સામે ખડા હતા. એણે સત્તા પર આવ્યા પછી હિંમતપૂર્વક સમાજવાદી કાર્યક્રમની અમુક યોજનાઓ રજુ કરવી જોઈતી હતી તથા પાર્લામેન્ટમાં પોતાની બહુમતિ ન હોવાથી પોતાનું પદ તેમ કરતાં ફગાવી દેવું જોઈતું હતું. અને એ જ વસ્તુ પર દેશને નવી ચૂંટણી માટે જગાડવો જોઈતો હતો, અથવા તો ઉદારમતવાદ સાથે સહકાર કરીને પોતાના હાથમાં સત્તાની તુલા ટેકવી રાખવી જોઈતી હતી અને કાં તો એણે મુખ્યપ્રધાન બનવાની ના પાડી દેવી જોઈતી હતી. એણે એ ત્રણે વાતમાંથી એકે ન કરી અને કાદવ ઉરાડયા કર્યો.

તે સમયના સવાલમાં નિઃશસ્ત્રીકરણનો સવાલ ગંભીર બનતો જતો હતો. ઉદ્દામો માટે તો એ ચિંતાનો વિષય હતો જ. છેવટે નિઃશસ્ત્રીકરણનું તૂત તૂટી ગયું. મજૂરપક્ષના આગેવાન હેન્ડરસનને એથી જબરો આઘાત થયો. જ્યારે એ બીજી મજૂર-સરકારમાં પરદેશખાતાનો પ્રધાન હતો ત્યારે એના અમલદાર વર્ગે એને, મુસોલિની અને પોપને લેટેરન સંધિ માટે અભિનંદનનો તાર કરવા કહ્યું, ત્યારે એ ગુસ્સે થઈને બરાડી ઊઠયો, "નહિ, હું કદિ પણ પોપને તાર કરવાનો નથી. હું મુસોલિનીને પણ તાર મોકલવાનો નથી...મેં તો એને જાહેર રીતે ધિક્કારી કાઢયો છે. એ મેટીઓટીનો ખૂની છે."

ઇંગ્લેંડના સમાજવાદીઓમાં ઉદ્દામ અને માનનીય એવો એ આર્થર હેન્ડરસન હતો. લોકો એને કાકા આર્થર કહેતા. એના મરણથી ઇંગ્લેંડના મજૂરપક્ષને ખૂબ ભારે ખોટ ગઈ છે.



બ્રિટિશ સમન્વયવાદ : લિબરલિઝમ, ફાસિઝમ ને કમ્યુનિઝમનો વાદત્રિકોણ રચતી ત્રિપુટી. ફાસિસ્ટ મોસ્લે, લિબરલિસ્ટ લૉઈડ ને કમ્યુનિસ્ટ ક્રિપ્સ સાથે ઊભા છે.

# સર સ્ટેફોર્ડ ક્રીપ્સ

હેન્ડરસન પછીનો બીજો સમાજવાદી ઉદ્દામ સર સ્ટેફોર્ડ ક્રીપ્સ છે. ક્રીપ્સ મજૂરપક્ષનો સૌથી મોટો બુદ્ધિશાળી છે અને સાયમનની જેમ શક્તિમાન વકીલ છે. એ સમાજવાદી વકીલ પાસે ઘણા અમીર ઉમરાવોને પણ પોતાના કેસ માટે આવવું પડે છે. અને તેમની પાસે ફી તરીકે ભારે રકમો લેતા એ કહે છે કે "એ લોક પોતાની જાતને મુશ્કેલીઓમાંથી બચાવવા મને જંગી રકમો આપે છે. એમના પરિચય પછી મને કહેતાં જરા પણ સંકોચ થતો નથી કે આ દેશનાં કામદારો રાજ્ય ચલાવવાને એ લોક કરતાં ઘણાં વધારે યોગ્ય અને લાયક છે."

એવાં એનાં કથન ભદ્રલોકને ગમતાં નથી. એણે હજુ હમણાં જ જ્યારે જાહેર રીતે કહ્યું કે "આપણે બકિંગહામ–મહાલ તરફથી આવતો વિરોધ ભૂંસી નાખવો પડશે" ત્યારે ઘણા લોકો આઘાત પામ્યા હતા તથા સાચી રીતે ધારતા હતા કે જો ક્રીપ્સના હાથમાં સત્તા આવે અને એ મુખ્યપ્રધાન બને તો એ જરૂર સમાજવાદી કાર્યક્રમ અમલમાં મૂકવા માંડે અને પાર્લામેન્ટમાંથી અમીરોની સભાને વિખેરી નાખે.

ક્રીપ્સે બતાવી આપ્યું છે કે થોડા જ વખતમાં સરકારી દીન-દયાના કાયદા પર ( poor law relief ) નભનારાંની સંખ્યામાં ચાર લાખનો ઉમેરો થયો છે. આટલો મોટો વધારો શોષણની ભીષણતા ઉપરાંત બ્રિટનના જીવનની અંદર ઘૂસતો ફાસીઝમનો ખૂની પંજો પણ દેખાડી આપે છે, તથા ફાસીઝમ તરફ જવાના પહેલા પગથિયા-રૂપ ક્રીપ્સ ૧૯૨૭નો ટ્રેડ ડિસપ્યુટ એક્ટ ધરે છે. ક્રીપ્સની આંખ સામે બ્રિટનમાં ફાસીસ્ટ સરમુખત્યારી ઘૂસતી દેખાય છે. એ

ફાસીઝમની ખૂનખાર સરમુખત્યારીને દેખતો ક્રીપ્સ કહે છે કે 'બ્રિટનમાં ફાસીસ્ટ સરમુખત્યારી માટે એક જ વ્યક્તિની જરૂર નથી. બ્રિટનની શાસક જમાત એક પછી બીજો કાયદો ઘડી શિસ્ત અને ઔદ્યોગિક શાંતિના નામમાં જે રીતે મજૂરોને વેડીઆં અને ગુલામ બનાવે છે તે રીત પણ ફાસીઝમની જ છે. જર્મનીનાં અને ઈટાલીનાં કામદારો પર ખૂની શિસ્તના નામમાં જે કાયદાઓ લદાયા છે તેવા જ કાયદાઓ દ્વારા બ્રિટનનાં કામદારો પર પણ ફાસીઝમ લદાતું જાય છે. ક્રીપ્સ એને કાળી ડગલીવાળી ફાસીસ્ટ સેના વિનાનું, નાગરિક માલિક લોકનું ફાસીઝમ (Country Gentlemen Fascism) કહે છે. ક્રીપ્સની એવી વાતો ભદ્ર શાસક સમાજને નથી ગમતી. જ્યારે એણે કહ્યું કે બ્રિટિશ શાહીવાદના ઇતિહાસના કોઈ પણ પાન પર માત્ર તમે નજર જ નાખો અને તમે બ્રિટિશ હો તો તમારે શરમમાં માથું સંતાડી દેવું પડશે, ત્યારે તો બ્રિટનની ભદ્ર સમાજની ટોળકીએ ભયંકર છણકો કર્યો હતો.

## લાલ કિનારી

એવા બ્રિટનના રાજકીય દેહને આજે લાલ કિનારીની કોઈને ભયંકર લાગતી ને કોઈને માનસવિકાસના સત્ત્વની રેખા જેવી દેખાતી આછી રેખાઓ નજરે ચઢે છે. ૧૯૩૫માં એક કોમ્યુનિસ્ટ સભ્ય પાર્લામેન્ટમાં ચુંટાયો. એનું પૂરું નામ વીલી ગેલેશર હતું. પહેલાં એ ઉદારમતવાદી હતો, પછી સમાજવાદી હતો અને પછી સામ્યવાદી થયો. ૧૯૧૫માં એણે યુદ્ધ સામેની પડેલી હડતાલની દોરવણી કરી ત્યારે લેનિને એની ખૂબ પ્રશંસા કરી હતી.

પણ ગેલેશર હેરી પોલીટ જેટલી અગત્યતા ધરાવતો નથી. પોલીટ કોમ્યુનિસ્ટ પક્ષનો નેતા છે, હિલચાલોનો આગેવાન છે તથા કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની કાર્યવાહી સમિતિનો સભ્ય છે.

પોલીટ બોઇલર બનાવનારો હતો, સામ્યવાદી બન્યા પછી એ માર્ક્સના સિદ્ધાંતોનો જાણકાર થયો, તથા કુશળ રાજકારણી અને ચાલાક પત્રકાર બન્યો. આજે ઇંગ્લેંડના પત્રકારોમાં એ સૌથી મોટું સ્થાન ધરાવે છે. પોલીટ દુશ્મનોના કિલ્લાને અંદરબહારથી તોડવામાં માને છે. સામ્યવાદી પક્ષના નિયામક તરીકે એને અઠવાડિયાના ચાર પૌંડ પગાર તરીકે મળે છે.

પોલીટને શેઠિયા મહાજનના ખરીદાયેલા ખાચડિયાઓથી દોરાતા એક સ્વતંત્ર મજૂરપક્ષ નામના ઇંગ્લેંડના મજૂર મહાજન સામે પણ જેહાદ જગવવી પડેલી. એ કહેવાતા મજૂર મહાજને ભોળવાયેલાં અને મૂરખ બનેલા મજૂરોના નામમાં મુસોલિની સામે મૂકવામાં આવેલા પ્રતિબંધોનો વિરોધ કરેલો અને કૉમ્યુનિસ્ટો સામે લડત ચલાવેલી. જાગ્રત થતા જતા મજૂરોની જાગૃતિ સાથે એ મજૂર મહાજનનાં ભ્રામક અંગો ભાંગતાં ગયાં. ૧૯૩૨માં તો એ મડદું બનીને પડ્યું, જોકે આજે એ શબ દફનાયા વિનાનું છે.

## મેકસટન

રાતી કિનારીમાં પોતાની જાતને ગણાવતો પણ લાલ રંગની કાળાશ જેવો મેકસટન એક વખત મજૂર મહાજનનો નેતા હતો. એક વખતે એ લશ્કરમાં સિપાહી હતો. એના શરૂઆતના આવેગ સ્થિતિચુસ્તતાના અને પ્રગતિવિરોધી હતા. ગ્લાસગોમાં એવી વાત પ્રચલિત છે કે જ્યારે ઇલિયટ ફેબીઅન હતો ત્યારે મેકસટન ટોરી હતો.

શ્વેત અને શ્યામ વાળની કેશવાળીથી મશહુર એવો દૂબળો મેકસટન ઇંગ્લેંડની ભૂખમરાની કૂચોને આરામથી ચાલવા માટે રસ્તા બનાવવામાં સો મીલિયન પૌંડ ખરચી નાખવા માટે કોઈ કોઈ વાર બૉલ્ડવિનને મોઢું કટાણું કરીને ધિક્કારે છે અને તો ય બૉલ્ડવિન

અને મેકડૉનાલ્ડ બન્ને એને આમની સભાના લોકપ્રિય માણસ તરીકે વિના સંકોચે સ્વીકારે છે.

**શાહીવાદી બે ખલીતા**

## એમેરી અને લૉર્ડ લૉઇડ

શાહીવાદના ચેંબરલેઈનો, હેઈલશામો અને લંડનડરીઓ જેવા કટ્ટર મતવાળવાળાઓથી પણ વધારે જમણા એવા એકલી પડેલી બે ખાઈઓ જેવા શાહીવાદના બે ખલીતાઓનાં નામ ઇંગ્લેંડમાં જાણીતાં છે. એમાંનું એક નામ એમેરીનું છે અને બીજું લૉઇડનું છે. એમેરી પહેલાં સંસ્થાનોનો પ્રધાન હતો અને લૉઇડ પહેલાં મુંબઈનો ગંવર્નર હતો અને ઇજિપ્તનો હાઈ કમિશ્નર હતો.

લૉઇડ પોતાની લાયકાતને ઠેઠ સાઉથ વેલ્સ સુધી ખેંચી જતો મગરૂરીથી કહી શકે છે કે એની ઓલાદનો છેડો નવસો વરસ પહેલાંના સાઉથ વેલ્સના રાજાઓ સુધી અડી શકે છે. લૉઇડ પોતે અરેબિયન સાહસમાં કર્નલ લૉરેન્સનો સાથીદાર હતો. મુંબઈમાં ગવર્નરશાહી ચલાવવા આવેલો ત્યારે ગાંધીને ગિરફતાર કરનાર એ જ હતો...અને છતાં પણ કાકો આર્થર (હેન્ડર્સન) જ્યારે પરદેશ-ખાતાનો પ્રધાન બન્યો ત્યારે લૉઇડને ઇજિપ્તમાંથી પાણીચું મળ્યું એ કેટલા અફસોસની વાત છે!

## કાળી ઝાલર

બ્રિટનના જૉનબૂલને પામેલી પ્રતિમા પર એક કાળી ઝાલર લટકે છે. બ્રિટનમાં ફેલાતા સામ્યવાદી વિચારના લાલ રંગની અપેક્ષાએ એનો રંગ કાળો છે તથા જર્મની અને ઈટાલીની કાળી ડગલીઓથી માંડીને સરમુખત્યારીની બધી શ્યામલતા સાથે તેને

સહાનુભૂતિ છે. સર ઓસ્વાલ્ડ મોસ્લીએ બ્રિટનમાં ફાસીઝમની વાતને વહેતી કરી છે. એચ. જી. વેલ્સ મોસ્લીને હિટલર અને મુસોલિનીની વાત કરતાં કાળું માથું કહે છે.

મોસ્લી મહત્ત્વાકાંક્ષી છે, શરીરે દેખાવડો પણ છે અને વળી વક્તા છે. એનું વ્યક્તિત્વ પણ ઘણું વિશાળ છે. મોસ્લી ફાસીસ્ટ બન્યો તે પહેલાં તે અનેક સર્વોત્તમ બુદ્ધિમાનોને પોતાના તરફ આકર્ષવાને સફળ થએલો, પણ પછી ૧૯૩૫ની આખરે એની આખી હિલચાલ ઉઘાડી પડી ગઈ અને નવેંબરની ચૂંટણીમાં એનો એક મળતિયો પણ ચૂંટાયો નહિ.

આજના સર ઓસ્વાલ્ડને ૪૭,૦૦૦ પૌંડનો વારસો બેરોનેટ બાપ પાસેથી મળ્યો અને પોતે પાંચમો બેરોનેટ બન્યો. જ્યારે મોસ્લીનો દાદો ૧૯૧૫માં મરણ પામ્યો ત્યારે એને, ૬૦,૦૦૦ પૌંડ વધારાના મળ્યા. ૧૯૨૦માં એ લોર્ડ કર્ઝનની દીકરી સીન્થીયા સાથે પરણ્યો. એ દીકરી પણ મહાન ગર્ભશ્રીમંત હતી. એના લગ્નોત્સવમાં બે રાજાઓ અને બે રાણીઓ હાજર રહ્યાં હતાં.

૧૯૨૪માં મોસ્લી મજૂરપક્ષમાં જોડાયો અને પછી એણે નવહજાર પૌંડનું એક સુંદર ઘર ખરીદ્યું, અને તેને બીજા દશ હજાર પૌંડ ખર્ચીને રોનકદાર બનાવ્યું. દરમ્યાનમાં શ્રમજીવી લોકોએ સાંભળ્યું કે એની સ્ત્રીએ પોતાના ઇલ્કાબો છોડી દીધા છે તથા પોતે સાદી અને સરળ મિસિસ મોસ્લી બની ગઈ છે. પણ બાપ મર્યા પછી મોસ્લીએ પોતે બાપના બધા ઇલ્કાબો ઓઢી લીધા.

૧૯૨૯માં ૩૯ વરસની ઉંમરે મોસ્લી મજૂરપક્ષ તરફથી પ્રધાનમંડળની લગોલગ પહોંચી ગયો. બેકારીનો અંત આણવાનું કામ એને માથે હતું. એણે જાહેર બાંધકામોની યોજનાઓ કાઢી.

પણ પછી તરત જ એ મજૂરપક્ષમાંથી નીકળી જઈ પોતાનો જુદો જ પક્ષ સ્થાપવા લાગ્યો. શરૂઆતમાં એની સાથે સારા સારા માણસો જોડાયા પણ પછી એના વિચારો ખુલ્લા પડતાં એનું ફાસીસ્ટ સ્વરૂપ દેખાવા માંડયું અને એના સાથીદારો ખરી પડવા લાગ્યા. ૧૯૩૨માં મોસ્લી બ્રિટિશ ફાસીસ્ટોના સંઘના ( British Union of Fascists ) નેતા તરીકે પ્રખ્યાતિ પામી ચૂક્યો.

મોસ્લીનું કાળું પોત પ્રકાશી ઊઠયું. એણે જયૂલોકો પર પ્રહાર કરવા માંડયા. હિંદને મજબૂત હાથે દબાવી દેવાનો મત કહેવા માંડયો. મજૂરો પાસે હિટલરની જેમ અવળચંડી વાતો ઉચ્ચારવા માંડી. એ કાળાં ડગલાં પહેરવા લાગ્યો. જર્મન નમૂના પર કાળી ડગલીઓ વાળી ટુકડીઓને જમાવવા લાગ્યો. ૧૯૩૪ના જુનની ૭ તારીખની ઓલિમ્પીયામાં ભરાયેલી એક વિશાળ સભામાં મોસ્લીની કાળી ડગલીવાળી અંગરક્ષક ટુકડીઓએ ખૂબ જ નુકસાન કર્યું.

"પણ મહાશય મોસ્લી! તમારાં ધર્મપત્ની તો જયૂ છે જયૂ..." એક વખત એ એક સભામાં જયૂ પર ધિક્કાર વરસાવતો હતો ત્યારે આ સવાલ સુણી એનું મોઢું લેવાઈ ગયું. હિટલરના મોઢાનો જુહાણાનો દરવાજો કોઈવાર ખૂલી જાય છે તેમ મોસ્લી ખુલ્લા મુખે એક પળવાર હાંફી રહ્યો.

"મારી સ્ત્રી... લોર્ડ કર્ઝનની દીકરી...!" એ કેડ પર બન્ને હાથ ટેકવી બન્ને ખભાઓને પાછળ સંકેલી લઈ બૂમ પાડીને બોલી ઊઠયો, "મારી સ્ત્રી તો ડચ ઓલાદની છે..." અને પછી એનો હુરિયો બોલાયો.

૧૯

# પ્રમુખ ડી-વેલેરા

મહાયુદ્ધની શરૂઆત સાથે યુરોપના દેશોની સરહદો નાચતી હતી, નાનીમોટી થતી હતી, લાંબીટૂંકી બદલાતી હતી. જ્યારે કમાલ આતા તુર્ક પારણામાં ઝૂલતો હતો ત્યારે સાલોનિકા ટર્કીના ભાગ હતો, જ્યારે સુસ્નીંગ ખભા પર દફતર ભેરવી નિશાળે જતો હતો ત્યારે રીગા ઑસ્ટ્રિયાનો એક ભાગ હતો. ડી વેલેરા ન્યુયૉર્કમાં ૧૮૮૨માં જન્મ્યો ત્યારે આજે જે એના શાસનનું પાટનગર છે તે એના જન્મસ્થાનથી ત્રણ હજાર માઈલ દૂર હતું. ડી વેલેરાનો બાપ સ્પેનમાંથી ન્યૂયૉર્કમાં આવીને વસ્યો હતો અને મા આયરિશ સ્ત્રી હતી.

અને ઠીક થયું કે એ આયરિશ નેતા અમેરિકન હતો. નહિ તો એ ઈસ્ટરે બળવા પછી ૧૯૧૬માં ફાંસીને માંચડેથી ઊતર્યો નહોત. બ્રિટિશ લશ્કરી અદાલતે એક અમેરિકનને વીંધી નાખી અમેરિકાના પોતાના માટેના અભિપ્રાયને બગાડવાનું ઠીક ન ધાર્યું.

એના વિના તે બળવાના બીજા બધા જ નાયકોને વિંધી નાખવામાં આવ્યા હતા. જો એ અમેરિકાને બદલે બીજા કોઈ દેશમાં જન્મ્યો હોત તો કદાચ આયર્લેન્ડનો ઇતિહાસ આજે જુદો જ લખાયો હોત.

ડીઝરાયલી અને રૂઝવેલ્ટની જેમ ડી વેલેરાનું લાડકું નામ છે. આયર્લેન્ડમાં દરેક જણ એને દેવ (Dev) નામથી ઓળખે છે. આયરિશ લોકો પોતાના નેતાને એવું નામ ક્યારે ત્યારે નથી આપતા ડી-વેલેરાને મળેલી એ ભેટ લોક સાથેનું એનું સાન્નિધ્ય અને સદ્ભાવ સૂચવે છે. આખા આયર્લેન્ડમાં ઈમોન-ડી વેલેરા, માત્ર દેવ છે.

એકધારા મગજવાળા લોકોની જેમ ડી વેલેરા પોતાનું કામ કર્યે જાય છે. સામાન્ય રીતે એ સાડાનવ ને દશની વચમાં ઓફિસ પર આવી જાય છે. પછી એ દરેક ખાતાની નાનામાં નાની વિગત જાતે તપાસે છે. પછી એ છ વાગે ઘેર જાય છે, ચાપાણી લે છે, અને પાછો રાતના કામ પર ચડી જાય છે. મધરાત પછી પણ ઘણી વાર તો એના કામ કરવાના ખંડમાં બત્તીઓ સળગતી હોય છે. એ રોટલી અને માખણનું ખાણું ખાય છે અને માંદગી સિવાય કદિ રજા પાળતો નથી. એને ઘોડેસ્વારીનો ખૂબ શોખ છે. રોજ રવિવારે ડબ્લિનથી દશ માઇલ દૂર એ ટેકરીઓ પર ફરતો હોય છે. એ ફરતો હોય છે ત્યારે આગળ ધીમી ગતિએ એની મોટરકાર ચાલતી હોય છે, પાછળ દેવ ઉતાવળી ગતિએ ચાલે છે, ઉઘાડા અને માથા પર ઊભા થઇ ગયેલા વાળ સાથે. ત્યારે એના મિત્રો એની પાછળ પડી જાય છે. એના આઠ અંગરક્ષકો જે એના અંગથી કદિ જુદા પડતા નથી તે પણ ઉતાવળા પગ ઉપાડે છે.

એ દારૂને ધિક્કારે છે, આયર્લેન્ડ કે ઇંગ્લેંડમાં એ કદિ દારૂને અડતો નથી, પણ અમેરિકા જાય છે ત્યારે થોડોક પીએ છે, એ

એની વિચિત્રતા છે. ઝયુરીચ કે જીનિવાના કૅફેમાં બીર ચૂસતા બેસવું અને લોકોને જોવા એ એને મન એક લહાવો છે. ૧૯૨૬ સુધી જ એણે ફૂંકાય એટલી બીડીઓ ને સીગરેટો ફૂંકી લીધી, પણ હવે એ કદિ ફૂંકતો નથી.

એવી એક વાત છે કે ઇસ્ટર બળવા પછી એ કાળે પાણીએ જતો હતો ત્યારે રસ્તામાં એણે હોકલીમાં તમાકુ ભરી ને સળગાવી એ ફૂંકવા જતો હતો ત્યાં એને યાદ આવ્યું, કે જેલમાં પહોંચ્યા પછી તો એની હોકલી લઈ લેવામાં આવશે ને એ ફૂંકી શકાશે નહિ, "એ લોક મારી હોકલી પડાવી લે ને મારો એ આનંદ ઝૂંટવી લે તેમ હું થવા દઈશ નહિ." એ બબડયો અને ધૂમાડાનો એક પણ ઘૂંટડો ભર્યા વિના એણે સળગતી હોકલી ફગાવી દીધી. ત્યાર પછી એણે કદિ પણ ધૂમાડો કાઢયો નથી.

એને કસરત કરવા ઉપરાંત ચેસ રમવાનો, રેડિયો સાંભળવાનો અને ગણિત ગણવાનો શોખ છે. આંખો બગડી ત્યાં સુધી એણે ખૂબ વાંચ્યું છે. એ આયરિશ વાણી બોલવામાં વાચાળ છે. એને બુદ્ધિનો ગણિત વિના બીજો એકે આનંદ નથી. એક દિવસ એ રોમ જતો હતો ત્યારે એણે એના મંત્રીને પૂછયું, 'ક્વેટનરીથીઓરમ' વિષે તમે શું ધારો છો ?"

"કાંઈ નહિ." મંત્રીએ મજાકમાં પતાવ્યું. "તો શાખો..." દેવે પોતાના મંત્રીને ક્વેટરનરીથીઓરમ શાખવવા માંડયો. સખત ગરમીમાં જ્યારે બીજા સાથીદારો કોઈ આળોટતા કોઈ ઊંઘતા હતા. ત્યારે દેવે સતત બાર કલાક સુધી પોતાના મંત્રીને ક્વેટરનરી થીઓરમ શાખવ્યો. મંત્રીએ કબૂલ કર્યું કે દેવના બાર કલાકના ભાષણમાં એણે કદિ નહિ દેખેલો એવો બુદ્ધિનો ચમકારો ભાળ્યો દેહાંત દંડ જન્મટીપમાં ફેરવાઈ ગયો, કારણકે ત્યારે મહાયુદ્ધ મંડાતું

હતું. ૧૯૧૮માં જ્યારે ડી-વેલેરા જેલમાં હતો ત્યારે ત્યાં એણે આઈન્સ્ટીનના સિદ્ધાંતો સર કરવામાં બધો વખત ગાળ્યો હતો.

જેની, એની પત્નિ નિશાળની શિક્ષિકા હતી. ડી-વેલેરા જેની પાસે ભણતો હતો. પછી ૧૯૧૦માં દેવ જેની સાથે જ પરણ્યો. જેનીથી એને સાત બાળકો થયાં.

એક વખત જેની ખૂબ સુંદર છોકરી હતી. આજે એના એક વખતના સોનેરીવાળ ભૂખરા થતા જાય છે. આજે એ બંને ક્રોસ એવન્યુ પર આવેલા એક સાદા ઘરમાં રહે છે. એ ઘરમાં એમણે એક છોકરીને જ નોકર તરીકે રાખી છે. ૧૯૩૨ પહેલાં તો વેલેરાના ઘરમાં એક પણ નોકર નહિ હતો અને ઘર પણ ઘણું નાનું હતું તથા ઘરનું બધું કામકાજ જેની જાતે કરી લેતી.

પ્રેસિડેન્ટ ડી-વેલેરા પાસે ઘણા લોકો પહોંચી શકે છે. ડી-વેલેરાના મિત્રો પણ ઘણા છે. એક ફારમન નામનો ખેડૂત ડૉકટર એનો ખાસ ભાઈબંધ છે. મોડી રાત્રે પણ ડી-વેલેરા ફારમનને ત્યાં જાય છે અને બન્ને સાથે લાંબે સુધી ફરે છે. કેથેલીન ઓકોનેલ પણ ડી-વેલેરાની મંત્રી તથા મિત્ર છે. વીશ વરસથી કેથેલીને દેવનો સંગ સેવેલો છે તથા એના મગજને અંદરથી અને બહારથી સારી પેઠે પિછાણ્યું છે. ડી-વેલેરા સ્ત્રીઓની દૃષ્ટિએ ખૂબ આકર્ષક છે પણ એ અવિનયી કે મિથ્યાભિમાની થયા વિના તેમના તરફ વધારે ધ્યાન આપતો નથી.

એને નાંણામાં બિલકુલ રસ નથી. એણે સરકાર સંભાળી કે તરતજ પોતાનો પગાર ૨૫૦૦ પૌંડને બદલે ૧૫૦૦ કરી નાખ્યો. એને અંગત મિલકતો નથી, ખરચાળ ટેવો નથી. અને વિલાસનો શોખ નથી. એને સંગીત ઘણું ગમે છે અને એ ધાર્મિક પણ છે.

એના જ એક માણસે કહ્યું હતું કે એનું આખું જીવન એક પ્રાર્થના છે.

આયર્લેન્ડ ને આયરિશો માટે જ ઉપજાવનાર એ રાષ્ટ્રવિધાતા આવો દેખાય છે. પગથી માથા સુધી સંયમી, રોમેરોમ આયર્લેન્ડ તરફના રાષ્ટ્રઝનૂનથી ઝળઝળી ઉઠેલો, આયર્લેન્ડ વિના આખી દુનિયા તરફ અને દુનિયાદારી તરફનો અઠંગ વિરાગી, અનેક અથડામણોમાં ઘસાઈ ઘસાઈને મૂર્તિ બનેલી અડગ શિલા જેવો પણ હાલતો ચાલતો આયરિશ બનેલો, દેવ કોઈ જ વાર ગુસ્સે થાય છે, કે ચલિત બને છે. ૧૯૨૧માં જ્યારે સાત મતથી જ સંધિનો સ્વીકાર થયો ત્યારે એ આવેશના આંચકાથી ઊભો થઈ ગયો હતો અને બોલ્યો હતો, "આ છેલ્લાં ચાર વરસથી આપણે સગાભાઈઓની જેમ એક સાથે કામ કર્યું છે......" પછી એનો અવાજ વચમાંથી જ એકાએક તૂટી ગયો. એ બેસી પડયો અને એણે ખોબામાં મોઢું છૂપાવી દીધું. નહિં તો કોઈ જાહેર પ્રસંગે પણ એ જાહેર જગામાં પ્રવેશ કરે છે ત્યારે પણ જીવતી થઈ ગએલી પ્રતિમા જેવો આવે છે, સીધો સોટા જેવો ચૂપચાપ ચાલ્યો જાય છે અને જાણે એવો ભાવ ધારણ કરે છે કે ત્યાં કોઈ માનવ મેદની છે જ નહિ.

## બળવાખોર

એવા દેવે બે જ વરસની ઉંમરે આયર્લેન્ડ દેખ્યો હતો. બાપ ન્યૂયોર્કમાં મરણ પામ્યા અને પછી એને મામાને ઘેર આયર્લેન્ડમાં મોકલી દેવામાં આવ્યો. અને લીમરિકમાં એ દાદીને ઘેર રહેવા લાગ્યો. એની મા અમેરિકામાં જ રહી અને ત્યાં ફરીવાર પરણી. એ રીતે દીકરો બાબાપાથી જીવનની શરૂઆતથી જ વિખૂટો પડયો.

રાજકારણમાં પડતાંની સાથે જ ડી-વેલેરા હિલચાલમાં અતિ-ઉદ્દામ એવો દેખાયો. ૧૯૧૬માં ઇસ્ટરમાં આયરિશ રીપબ્લીકની

જાહેરાત કરનારા પીઅર્સ', મેકડોનોગ, મેકડરમોટ અને બીજાઓ સાથે એ અનિવાર્યરીતે જોડાયો પણ એ રાષ્ટ્રઉન્માદી અને આત્મઘાતી સાહસ માત્ર હતું. એક અઠવાડિયાની લડત પછી બળવો તરવારના જોરે દબાવી દેવામાં આવ્યો. આયરિશ ધરતી પર ઇંગ્લેંડનું લોખંડ આયરિશ લોહી રેલાવી રહ્યું. ડી-વેલેરા સિવાયના બળવાના બધા નાયકોને વીણી વીણીને વિંધી નાખવામાં આવ્યા. લોહીની નીકોમાંથી બચી ગએલો એ એક જ કહેતો હતો કે ઇસ્ટર બળવો એક વિજય છે અને એ વિજયમાંથી સ્વતંત્ર આયર્લેન્ડ સરજાશે. આજે સ્વતંત્ર આયર્લેન્ડના માથા પર ભિલેલો દેવ એ જ વિજયમીમાંસા કરતો માલમ પડે છે.

એ વિજયી બળવામાં ડી-વેલેરા, બળવાખાર ટુકડીઓના નાયકોમાંનો એક હતો. એને ભાગ ડબ્લિનની બહારના બોલાન્ડ મીલ્સ નામના સ્થળનો કબજો લેવાનું કામ આવ્યું હતું. એ સ્થળ દરિયામાંથી ઊતરતા અને ડબ્લિન તરફ આગળ વધતા અંગ્રેજોના રસ્તાની વચમાં આવતું હતું. ડી-વેલેરાનાં માણસો સૌથી વધારે કેળવાયેલા ને તાલીમબદ્ધ હતા. બોલાન્ડ મીલ્સ પરથી આગળ વધતા અંગ્રેજો પર ભયંકર ગોળીબાર વરસી રહ્યો. ડી-વેલેરાની તોપો બોલાન્ડ મીલમાંથી ડબ્લિન પડયું ત્યાં સુધી બરાડી રહી. છેવટે ડી-વેલેરા પર બળવાના સરદારનો હુકમ આવ્યો, કે આપણી હાર થઈ છે. જીવતા શરણે જાઓ. બોલાન્ડ મીલમાંથી ડી-વેલેરા બહાર આવ્યા, "તમારી ઇચ્છા હોય તો મને વિંધી નાખો, મારા માણસોને જીવવા દો."

લશ્કરી અદાલતે એને વિંધી નાખવાનો ન્યાય ચૂકવ્યો, પણ પાછળથી ખબર થઈ કે ડી-વેલેરા જાતે અમેરિકન છે ત્યારે એ હતું અને મહાયુદ્ધમાં અંગ્રેજ ખેલાડીઓને અમેરિકા પોતાની પડખે

તટસ્થ જોઈતું હતું એટલે કંઈ અમેરિકન-આયરિશ બળીવાખોરને વિંધી નંખાય !

દેવને ડાર્ટમુર કારાગારમાં મોકલી દેવામાં આવ્યો. પછી આયર્લેન્ડને થોડાક સુધારા આપવામાં આવ્યા. સુધારામાં બીજા બધા સ્વાતંત્ર્યવીરો વિંધાઈ ગયા હોવાથી એને પાર્લામેન્ટમાં બેસવા માટે ચૂંટયો. એ ૧૯૧૭માં છૂટયો પણ પાર્લામેન્ટમાં એ કદિ ગયો જ નહિ. ૧૯૧૮માં ફરીવાર એને ગિરફતાર કરવામાં આવ્યો તથા લીંકોનના કારાગારમાં ધકેલી દેવામાં આવ્યો.

દેવ કેદી બનીને લીંકાનના કારાગારમાં બેઠો હતો અને એની ગણિતમાં આરપાર ઊતરી જતી બુદ્ધિ કારાગારમાંથી ભાગી જવાનો પરામર્શ સેવતી હતી. એણે એક પોસ્ટકાર્ડ લીધું ને તેમાં એક દારૂપીવાનું ચિત્ર દોરવા માંડયું. દારૂડિયો ચિત્રમાં એક તાળામાં એક ચાવી બેસાડતો હતો. એણે એ કાર્ડ કારાગારની ચોકીમાંથી પસાર કરાવી બહાર મિત્રને મોકલ્યું. બહારના મિત્રને પણ દેવની ચાલાકી સમજાઈ નહિ અને કારાગારમાં ચક્કર બનેલો દેવ આવાં અર્થ વિનાનાં ચિત્રો કાઢતો હશે એમ માની એણે તે કાર્ડને એક કબાટના ખાનામાં હડસેલી દીધું. પણ બીજી વાર એવી જ જાતનું એક કાર્ડ મિત્રના હાથમાં આવ્યું. મિત્રે ભેજું ચલાવ્યું અને કાર્ડમાં દોરેલા માપની એક ચાવી તૈયાર કરાવી ખાનગી રીતે ડી-વેલેરાને પહોંચાડી દીધી. પણ તે ચાવી દેવની ખોલીના તાળામાં બેસતી આવી નહિ, એટલે વેલેરાએ મીણની એક ચાવી બનાવી બહાર પહોંચાડી. થોડા દિવસે દેવ માટે એક ભાખરીની ભેટ આવી. ભાખરીમાંથી ચાવી ડબકી પડી. અને એક સુંદર રાતે દેવે ચાવી લગાડી કમાડ ખોલી ચૂપચાપ કારાગારની બહાર ચાલવા માંડયું.

ડી-વેલેરાનો શિકાર કરવા સરકારી દૂતોએ આયરિશ ધરતી

ખૂંદવા માંડી. ડી—વેલેરા મેનચેસ્ટર પહોંચી એક પાદરીનું કમાડ ઠોકતો હતો.

બરાબર તે જ સમયે પાદરી બાઈબલમાં વાંચતો હતો, "બારણાં ખખડાવો ને તે તમારે વાસ્તે ખુલ્લી જશે." દેવે બારણા પર ટકોરા માર્યા અને પાદરીએ બાઈબલ વાસી બારણું ખોલ્યું. દેવ પાદરીનો મહેમાન બન્યો પણ મહેમાનને ન સંઘરી શકાય એવી જોરદાર તપાસ આયર્લેન્ડ અને ઇંગ્લેંડમાં શરૂ થઈ ચૂકી હતી.

એટલે દેવ ખલાસી બન્યો અને એક જહાજ પર ભઠ્ઠીમાં કોલસા પૂરનાર મજૂર બનીને અમેરિકાના બંદર પર પહોંચી ગયો. ન્યૂયોર્કમાં પહોંચ્યા પછી નવ દિવસે ઇંગ્લેંડે અજબ બનીને એના સમાચાર સાંભળ્યા. ડી—વેલેરાના પડછાયા ઢૂંઢતી અંગ્રેજ નોકરશાહી વીલી પડીને એનાં અમેરિકામાં આયર્લેન્ડ પર અપાતાં ભાષણો સાંભળી રહી. ડી–વેલેરા યુનાઇટેડ સ્ટેટસ પર ફરી વળ્યો અને ઠેરઠેર ભાષણો આપતો આયર્લેન્ડ માટે નાણાં ઉઘરાવા મંડયો.

પાછો એ આયર્લેન્ડ આવ્યો. સેલ્ટીક જહાજમાં એ પહેલો લીવરપૂલ ઊતર્યો. ત્યાંથી એક સ્ટીમરના અમલદારને ૧૦૦ પૌંડની લાંચ આપીને ડી–વેલેરાએ પોતાને આયર્લેન્ડની ધરતી પર ઉતારવાની ગોઠવણ કરી. પણ હાથમાં ૧૦૦ પૌંડ જેવી રકમ આવતાં જ ડી–વેલેરાને પોતાની કેબિનમાં બેસાડી અમલદાર પીવા ગયો અને પીવાય તેટલો દારૂ પીધો. અમલદારને નહિ ભાળી કેપ્ટન જાતે તેની શોધ કરવા કેબિન પર આવ્યો.

દેવે આ નવા આવેલા ભયને જોતાં જ પોતે દારૂડિયો હોવાનો દેખાવ શરૂ કરી દીધો. એની આંખમાંના ડોળા ફરવા લાગ્યા, એની જીભ લવવા લાગી, એના પગ લથડવા લાગ્યા.

" ચાલ, ભાગ અહીંથી." ડી–વેલેરાને પાણીચું મળ્યું, " મારો

સાથ્રો મહેમાન પણ કેવા લઈ આવે છે !" કૅપ્ટન આ દારૂડિયાને જોઈને ખિજવાઈ ગયો અને ડી–વેલેરાને ઓળખ્યા વિના હાંકી કાઢયો. ૧૦૦ પૌંડ ગુમાવીને પણ પોતે સલામત રહેવા ખુશ થતો દેવ સ્ટીમર પરથી ચાલ્યો ગયો. પાછો પેલા અમલદાર સાથે આવ્યો. પછી વહાણ હંકારાયું અને ૧૯૧૯ની સાલના એક દિવસે દેવનાં છૂપાં પગલાં આયરિશ ધરતી પર પડયાં અને આયરિશ ઇતિહાસની ક્રાન્તીનાં પરિબળો જાણે ફરીવાર જાગીને બેઠાં થઈ ગયાં.

ડી–વેલેરાના અનુયાયીઓએ રાષ્ટ્રીય મંડળ બાંધ્યું. રાજા તરફથી વફાદારી–શપથ લેવાની ના પાડી દીધી અને પોતાની જાતને અંગ્રેજ શાહીવાદ પાસે લબડી પડેલી જમાતથી કેવળ સ્વતંત્ર જાહેર કરી. પછી આંતરવિગ્રહ શરૂ થયો. અંદર અંદર અથાગ લોહી રેડાયાં. આયર્લેન્ડના ઇતિહાસે એ કલહને લોહીના અક્ષરે આલેખી રાખ્યો છે.

પછી ૧૯૨૧ના જુલાઈથી ચાર માસ સુધી વાટાઘાટો ચાલી. છેવટે સંધિપત્ર ઘડાયું અને સ્વીકારાયું. એ પ્રમાણે અલસ્ટરને વિખૂટું પાડી દેવામાં આવ્યું અને બાકીના આયર્લેન્ડને ડુમિનિયન સ્ટેટસ આપવામાં આવ્યું. પણ ડી–વેલેરા અને એના દોસ્તોએ ફરીવાર એ સંધિને નકારી. સંધિની શરતોને વખોડી કાઢી. પાછી ફરીવાર આંતરવિગ્રહ આયર્લેન્ડની સીમામાંથી ચમકી ઉઠયો. પણ એ વિગ્રહ બન્ને બાજુઓ થાકી ગયા પછી એની મેળે શમવા લાગ્યો. બન્ને બાજુએ બંદુકો હેઠે મૂકવાના હુકમો આપ્યા.

પછી ૧૯૨૭ની સાલ આવી. કોસગ્રેવની સરકારે એક બિલ પસાર કર્યું. ડી—વેલેરા અને એના ૪૩ મિત્રો આયરીશ પાર્લામેન્ટમાં આવ્યા. બીજી ચૂંટણી વખતે ડી—વેલેરાનું જોર ૫૭ જેટલું થયું અને છેવટે ૧૯૩૨માં ડી—વેલેરાની બહુમતિ થઈ. પરિણામે કોસગ્રેવ પ્રમુખપદેથી પરવારી ગયો અને ડી—વેલેરા પ્રમુખ થયો.

૨૦

# રાજાશાહીનું શમન

વીસમા શતકના સ્પેનમાં રાજાશાહીનું પ્રતીક આલફોનઝો તેરમો ત્રણ પાયા પર ટેકવાઈ રહ્યો હતો. એક જમીનદારી, બીજું લશ્કર, અને ત્રીજી ધર્મસંસ્થા.

સ્પેનની એક ટકો વસ્તી એકાવન ટકા જમીનની માલિક બની બેઠી હતી. જમીનનો ખેડનારો વર્ગ, જાતમહેનત કરનારો ખેડૂત, જમીન વિનાનો જમીનનો વેઠીયો હતો. સ્પેનનો મોટો જમીનદાર આલ્બાનો ડ્યૂક હતો જે બેલ્જિયમ જેવડા જમીનના કટકાનો એકલો માલિક હતો. જમીનદારો જમીનમાં પૈસા રોકતા નહોતા. જમીનનો કસ ચૂસાતો જતો હતો. જમીનને ખેડનારાનો કસ પણ ચૂસાતો હતો. સ્પેન પર નહેરોને લાવવા દેવામાં આવી નહોતી, ખેતીવાડીમાં યંત્રનો ઉપયોગ જાણે નિષેધાયેલો હતો.

સ્પેનની છાતી પર સ્પેનનું લશ્કર આઠે પહોર કૂચકદમ કરતું થડકતું હતું. લશ્કરના સાતસો સરદારો હતા, એકવીસ હજાર

અમલદારો હતા. લશ્કરી જમાત સ્પેઈનની ઉપજનો ચોથો ભાગ ખાઈ જતી હતી. લશ્કરી જમાતને રજવાડાશાહીએ બક્ષેલા અદાલતો જ નાગરિકોના ન્યાય જોખતી.

અને સ્પેનિશ જીવનમાં ધર્મસંસ્થા જાજરમાન પથરાયેલી પડી હતી. એ સંસ્થામાં ચાલીશ હજાર આચાર્યો અને પાદરીઓ સ્પેનના માથા પર નિરંતર નેકી પોકારતા તાળવું ચૂંટતા હતા. સૌને સરકાર પગાર આપતી હતી, કારણકે સૌ રાજાશાહી, જમીનદારશાહી અને લશ્કરવાદને આશીર્વાદ આપનારા હતા. ધર્મસંસ્થા મોટાં મોટાં ખેતરોની, ખાણોની, ઉદ્યોગોની, વહાણવટાની, અને બેંકોની માલિક હતી, મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિની સાથેસાથે તેની વ્યાપારી, ઉદ્યોગી, રાજકીય અને નાણાં વિષયક ઉન્નતિ કરવા ધર્મ મચી પડયો હતો. સ્પેનમાં ૪૫ ટકા નિરક્ષરતા હતી અને તેથી તો જ્ઞાનનું નિષેધાયેલું ફળ નહિ ચાખનારી વસ્તીમાં ધર્મસંસ્થાની નિરંકુશ જુલ્મી સત્તાઓ જામી હતી. ધર્મનિન્દા ફોજદારી ગુનો હતો, અને ૧૯૩૧ સુધી ધાર્મિક બાબતની અદાલતી સત્તા આચાર્યો પાસે જ હતી.

પણ એના ત્રણે થાંભલા પરથી એના પોતાના જ ભારને લીધે રજવાડાશાહી ૧૯૩૧ની સાલમાં ગબડી પડી અને થાંભલાઓ રહી ગયા. રાજવાડાશાહીનો મૃત્યુઘંટ સંભળાય તેવો વાગ્યો નહિ, રજવાડાશાહીની દફનક્રિયા જાણ પડે તેમ ઉજવાઈ નહિ. ફકત ચૂંટણી થઈ અને વહેલી સવારે સૌને ખબર પડી ગઈ કે રજવાડાશાહી ખરી પડી છે. રાજા આલફોનઝો એક ફટાકડો પણ ફોડયા વિના સલામત મેડ્રિડમાંથી નીકળી નાઠો. એ રાજાશાહીએ પાંચ સૈકાઓથી સ્પેન પર એકધારો ચરખો ચલાવ્યો હતો, ચાબુકો વીંઝી હતી,

રાજાશાહીની દૈવી સત્તાનાં દારુણ દમન દાખવ્યાં હતાં અને એક જ રાતમાં..."

એક જ રાતમાં રજવાડાશાહી પૃથ્વીના પેટ પરથી ઉખડી ગઈ. ઉખડી ગઈ અને ઇતિહાસની ધૂળમાં વિલાઈ ગઈ. જાણે ઝાડ પરથી ઇંદરવરણું ખરી પડયું અને ધૂમાડો થઈ ધમી ગયું. શો ઇતિહાસ ને શાં એનાં પરિબળ! રાજાનો દંડ, રાજાનો તાજ ને રાજગાદી બધુંય જે ધરતીમાંથી ઊગ્યું હતું તેમાં જ માટીમય થઈ ગયું.

એ બધું કેમ થયું? એ બધું એમ થયું; જેમ બીજું બધું થાય થાય છે તેમ એ પણ થયું.

થયું એમ કે ૧૯૩૦ના ડિસેંબરની એક અંધારી રાતે મેંડ્રિડની એક શેરી પર એક ઘરડી દેખાતી વ્યકિત ઉતાવળી જતી હતી. એનું જાડું શરીર જાણે ગોળમટોળ ગબડતું હતું. એનો સ્થૂલ દેહ અને તેમાંનો ચાલાક ચહેરો, મોટાં જડબાં ને દેડકાની હોય તેવી ટગમગતી અળશિયા જેવી આંખો બધુંય જાણે ઉતાવળું હતું. એકલી દાઢી જે મોટા ચહેરા પર પ્રમાણસર નહોતી તે જ આરામથી ફરફરતી હતી.

"એલા એ, આઝાના, આઝાના!" કોઈએ એને થોભી દઈને કહ્યુ હોત કે "બે વરસમાં તું જ સ્પેનનો વડોપ્રધાન બનવાનો છે" તો, એણે માન્યું નહોત, કોઈએ પણ ન માન્યું હોત.

પણ એ જ અંધારી રાતના એક બીજી મોટી વ્યક્તિ એક ભારેખમ મોટરકારમાં માડ્રિડના એક બીજે રસ્તે થઈને સરી જતી હતી. અંદર બેઠેલી એ વ્યકિત ઊંચી ને, ભરાવદાર હતી અને અક્કડ ને રોનકદાર હતી. એ વ્યકિત સામાજિક સ્થાનમાંય સૌથી ઊંચી અને ઉમદા હતી. પાંચસો વરસથી તાજ પહેરતા, દંડ ધરતા ગાદીનશીન કુટુંબમાં જન્મી હતી અને તેથી રાજવી હતી.

પણ એક રાતી ઈંટોવાળા રાતા મકાનની દિવાલ પાસે એણે મોટર અટકાવી. મકાનને મોખરે માનવમેદની જમા થઈ હતી. જમા થએલી જનતા બૂમરાણ કરતી હતી અને હસતી હતી. "આ કારાગારની આસપાસ આ લોક બધા કેમ જમા થયા છે?" પેલાએ મોટી મોટરમાંથી મોટો ચહેરો લટકાવીને પૂછ્યું.

પણ એ જ રાતના એ જ કારાગારની અંદર એક વિચિત્ર એવી સભા મળતી હતી. જાણે એ પ્રધાનમંડળની સભા હતી. પ્રધાનો દફતર વિનાની સરકાર હતી. એ મંડળને રાજાએ પ્રધાન-મંડળ બનાવ્યું નહોતું. એ મંડળી તો ક્રાન્તિકારીઓની હતી. એ મંડળીમાં જેલ પંખીઓ પાંખો ફફડાવતાં હતાં ને ઊડવાનું શોધતા હતાં. અને તેથી તો પેલો ઉતાવળો ચાલતો અંધારાના ઓળા જેવો આઝાના એક છાપાના ખબરપત્રીના ઘરમાં ચૂપચાપ પેસતો હતો. એ ખબરપત્રી 'લંડનટાઈમ્સ'નો હતો. શું કરે! આ અઠવાડિયામાં એવું જ ચાલતું હતું. ક્રાન્તિકારીઓ કારાગારમાં ધકેલાઈ જતાં હતાં. એ પકડાય તો એ ય પૂરાઈ જાય ને!

પછી પેલી ભારેખમ મોટરમાં ઊંચી નીચી થતી વ્યકિત જે રાજા આલફોનઝો હતો તે ચિંતાતુર થઈને રાજમહાલયને દરવાજે પહોંચ્યો. ચિંતાતુર શું કામ ન થાય? પાંચસો પાંચસો વરસમાં જે સાંભળ્યું નહોતું તે આજે એની હથેળીમાં લખાઈને પડ્યું! જે સ્વપ્ને પણ શોધ્યું નહોતું તે સગી આંખે દેખવાનું થયું! કોઈના વખતમાં નહિ ને એના જ કાળમાં લોક જાગી ઊઠયો ને રાજાશાહીને પેન્શન આપી દઈ પ્રજાતંત્ર સ્થાપવાની વાત કરવા લાગ્યો.

અને તેથી એને ચિંતા ન થાય શું? એની આંખોમાં, કાનમાં, નાકમાં, એના અણુ અણુમાં બળવો બરાડતો હતો, એણે કોઈ ન

જાણે તેમ રોમાંચ અનુભવ્યો, દરવાજા પર આરસનાં પૂતળાં જેવા ઊભેલા અંગરક્ષકોએ એની અંદર પેસતી મોટરને ઝૂકીને સલામ ભરી તે પણ એણે ચિંતામાં જોઈ નહિ, અંદર મહાલયની આસપાસના બાગમાં એનો અભિષેક કરતા ફૂવારાઓ તરફ, ફૂવારાઓની કિનારી પર ઊભેલી અને પાણીની અંદર પોતાનું રૂપ જોતી નાગી અપ્સરાઓની પણ એણે દરકાર કરી નહિ.

એ તો ઉતાવળો મોટરમાંથી ઊતરી પડ્યો. ઉતાવળો સીડી ચઢી ગયો અને ઉતાવળો ઓરડામાં ઘૂસીને ટેલિફોનનું ભૂંગળું ઉઠાવતો કાન અને મોં પર ગોઠવતો એના મંત્રીઓ સાથે ઉતાવળા બોલ બોલી રહ્યો.

"જેલમાં પૂરાયેલા ક્રાન્તિકારીઓની મુલાકાતો બંધ કરાવો, એમનાં તાર ટપાલ પર સખત ચોકી મૂકો, એમની ચાલ ચલકત પર ચોક્કસ તકેદારી રાખો."

"જી, જેવી નામદારની આજ્ઞા." એવો જ્યારે એણે જવાબ સાંભળ્યો ત્યારે જ એનો શ્વાસ જરાક હેઠો બેઠો, પણ પાછું એને યાદ આવ્યું ને એ બરાડી ઊઠ્યો: "જી શું, મારું કપાળ? પેલો ક્રાન્તિકારીઓનો સરદાર આલકાલા ઝામોરા જે અંદર છે ને...?"

"જી, હજુર!"

"તેને ગઈ કાલે જ બરાબર સત્તરસો આદમીઓ મળવા આવ્યા હતા. દરેકે પોતે ઝામોરાનું સગું છે એમ કહીને તેની મુલાકાત લીધી હતી. શું સાલું અંધેર! અંધેરની પણ હદ હોય ને? હવે એ એકદમ બંધ કરી દો." રાજાએ ઉતાવળી આજ્ઞા કરી.

"જી, હજુર!"

પણ તે બંધ થયું નહિ. ઝામોરાની મુલાકાત તો સત્તરસોએ લીધી પણ પછી થોડા જ સમયમાં ઝામોરાને છોડવો પડયો ત્યારે સત્તર હજાર જન્મ્યા હતા. અને પોલો ડોન–મેન્યુઅલ–આઝાના તો બહાર જ રહ્યો હતો. તે પણ સૌ છૂટેલાને આવી મળ્યો હતો તથા ક્રાન્તિકારી મસલતો કરતો હતો.

રાજાને કોઈએ સલાહ આપી કે ઘણાં વરસોથી અટકાવેલી ચૂંટણી થવા દો.

અને એ સલાહ રાજાને કબૂલ કરવી પડી. પછી ચૂંટણી થઈ. અને તેમાં ક્રાન્તિકારી સમિતિનો વિજય થયો. ક્રાન્તિકારી સમિતિ સરકાર ઘડવા એક ડૉકટરના ઘરમાં બેઠી હતી. રાજાશાહીની પળો ગણાવા લાગી હતી.

પછી કાઉન્ટ રોમાનોન ઉતાવળો આલ્ફોનઝો પાસે પહોંચ્યો. રાજાનો એ પરમ મિત્ર અને સ્પેનનો સૌથી શ્રીમંત જમીનદાર હતો.

" રાજા સાહેબ, ગાદી છોડો અને ભાગી જાવ." રોમાનોને રાજા સાહેબને કિંમતી સલાહ આપી.

અને રાજા સાહેબને શરીર પર હાલતા માથાની સલામતી એ સલાહના સ્વીકારમાં દેખાઈ ગઈ. પાંચ શતક જૂની રાજાશાહી અંદરથી સડી ગએલા ખંડેર જેવા ઝાડની જેમ ધરાશાયી થઈ ગઈ અને બંદૂકના એક પણ અવાજ વિના ધૂળભેગી ભળી ગઈ. શો ઇતિહાસ ને શાં એનાં પરિણામો ! એ કેવાં અચૂક, આવશ્યક અને અનિવાર્ય હોય છે !

# ભુમધ્ય પરની લાલ પટ્ટી પર

ઇતિહાસ રમવા નીકળ્યો 'તો. ભૂમધ્ય પરની રાતી થતી પટ્ટી પર ઇતિહાસનાં પરિબળો પૂર્વ તૈયારી કરતાં'તાં.

રાજાશાહીનું શમન થઈ ચૂક્યું હતું. ખાલી પડેલા રાજમહાલયના એક અભ્યાસ ખંડમાં એક મેજ પર એક કૅલેન્ડરવાળી નોંધપોથી પડી હતી. એમાં એક તારીખ હતી. એપ્રિલ ૧૩, ૧૯૩૧. નોંધપોથીમાં મુલાકાતોના આખા અઠવાડિયાની તારીખોનાં ખાનાં ખાલી હતાં. એ અઠવાડિયામાં ઇતિહાસે એક જ વાત નોંધી. પાકી ઉઠેલી રજવાડાશાહી ઇતિહાસ વૃક્ષ પરથી ખરી પડી હતી. સ્પેનમાં જાગતાં લોકપરિબળોએ રાજશાહીને સ્પેનની બહાર જનતાના પ્રાણની એક જ ફૂંકથી ફેંકી દીધી હતી.

પણ રાજા આલ્ફોનઝો એમ એમનો એમ, બંદૂકનો બાર કર્યા વિના, જરા જેટલું પણ ધમસાણ કર્યા વિના, એકાએક કેમ ચાલ્યો ગયો? કદાચ ખૂનામરકી ટાળવા માટે, કદાચ રાણીની

ક્ષેમકુશળતા સાચવવા માટે, કે કદાચ એના અસાધ્ય રોગથી બિમાર બન્ને બાળકોને બચાવવા માટે......!

આલ્ફોનઝો રાતોરાત મોટરકારમાં કારટાજીના પહોંચ્યો. બીજી જ સવારે રાણી ટ્રેનમાં પેરિસ જવા ઊપડી ગઈ. આગલી આખી રાતનો રાણી અને એના બાળકોને ઉજાગરો હતો, કારણકે એમના ઉતારાની બહાર લોકોનાં ટોળાં જામ્યાં હતાં, અને આખી રાત ઝગારા મારતી બત્તીઓનાં આંજી નાંખે એવાં અજવાળામાં આ રાજકુટુંબને વિકરાળ પડછાયા નાચતા દેખાતા હતા.

ઝામોરાએ કામચલાઉ સરકાર સ્થાપી. સરકારમાં સૌએ પોતપોતાની જગા સંભાળી. એક જ જગા માટે સૌ સર્વાનુમતે સંમત હતા. એ જગા યુદ્ધ ખાતાના પ્રધાનપદની હતી. એ પદવી પર ડોન મેન્યુઅલ આઝાનાનું નામ એકે અવાજે ઉચ્ચારાયું. આઝાનાએ યુદ્ધખાતાનું પ્રધાનપદ સંભાળી લીધું, અને જુલાઈથી ઑક્ટોબર સુધી કોરટીસના પ્રધાનમંડળમાં એ ચૂપચાપ બેસી રહ્યો. ચોમાસાના દેડકા જેવો એ કયારેક રણકી ઉઠતો પણ તે લશ્કરી અંદાજ પર બોલવાનું હોય ત્યારે જ, નહિ તો બીજા બધા વિષયોમાં એ ચૂપચાપ સાંભળ્યા જ કરતો.

વીસ વરસ પહેલાં એ કેવળ સાહિત્યશોખીન હતો. સાહિત્યના શોખમાં એક વધારાના શોખ તરીકે એ લશ્કરી અંદાજો યુદ્ધના વ્યૂહો વગેરે ઉકેલતો હતો. "આઝાના જેવા સાહિત્યશોખીન શાંત નાગરિકને આ શો વિચિત્ર શોખ!" લોકો ટીકા કરતા હતા.

"કારણકે વીસ વરસની અંદર હું યુદ્ધખાતાનો પ્રધાન બનવાનો છું." આઝાના હસતો બોલતો હતો.

૧૯૩૧ના ઓક્ટોબરમાં ઝામોરા સરકાર એક ગંભીર કટોકટીમાં ઝડપાઈ. રાજબંધારણમાં આવેલી "જેસ્વીટ મંડળ'ને વિસર્જન કરવાની એક કલમથી રોમન કેથોલિક ઝામોરા પ્રજળી ઊઠયો. એણે તપી જઈને વાંધો લીધો. એણે પોતાનો વાંધો નોંધાવી રાજીનામું પેશ કર્યું. સરકાર માથા વિનાની થઈ પડી. સરકારી વડો નિવૃત્ત થઈ ગયો. પ્રધાનમંડળની પાટલી પરથી આજસુધી ચૂપચાપ બેઠેલો આઝાના સળવળતો ઊભો થઈ ગયો ને બોલ્યો, "તો સરકાર હું રચીશ."

તેર મિનિટમાં આઝાનાએ નવી સરકાર બનાવી. ઝામોરાને ઘણાજ માનની પણ સત્તા વિનાની એવી એક જગાપર શોભાના પૂતળા તરીખે ગોઠવવામાં આવ્યો. આઝાના મુખ્ય પ્રધાન બન્યો. સ્પેનના રાજકારણમાં લીલા ને પીળા ચહેરાવાળો ઝામોરા છીછરૂં નાક હલાવતો કાચબા જેવો ફરતો હતો ત્યારે એની પીઠ પર આઝાના એકાએક દેડકાની જેમ કુદીને બેસી ગયો, અને બે વરસ સુધી આઝાનાએ સરકાર ચલાવે રાખી.

એ આઝાનાની સરકાર આદર્શવાદી હતી. એ સરકારમાં આદર્શવાદીઓનો મેળો જામેલો હતો. એમાંના ઘણા ખરા સાહિત્ય-શોખીનો, બુદ્ધિવાદીઓ ને અધ્યાપકો હતા. પ્રજાતંત્રના વડાઓમાં રાજકારણીઓ કે લશ્કરી નાયકો ન હતા પણ ડો. મેરેનોન જેવા ડોક્ટરો હતા, ઊનામુને જેવા ચિંતકો હતા, ને ગેસેટ જેવા નિબંધ લેખકો હતા.

નવા ને સ્વતંત્ર સ્પેનના રાજદૂતો પણ એવા જ તરંગી જમાતના હતા. સાલવેડોર નામનો એક અધ્યાપક જીનિવા મોકલાયો, બીજો નવલકથાકાર રામોન લંડન ગયો, જર્મનીમાં એક બુદ્ધિવાદી અને

ઉદ્દામ સમાજવાદી આરા કવીસ્ટેઈન નામનો પહોંચી ગયો. અને જુલીયો વાઝો જે મેડ્રિડમાં 'મેન્ચેસ્ટર ગાર્ડિયન'નો ખબરપત્રી હતો તે મેકસીકો ગયો તથા રોમમાં ગ્રેબરીઅલ નામનો એક કવિ મોકલાયો.

નવા પ્રધાનમંડળમાં મજૂરપક્ષનો એક પ્રતિનિધિ ડાન–ફ્રાન્સિસ્કો–લારગો કેબેલેરો નામનો હતો. પ્રધાનમંડળનો એ આગળ પડતો સમાજવાદી સભ્ય હતો, અને એ પ્રધાન થતા પહેલાં ધંધે ઘર રંગનારો કારીગર હતો. પ્રધાન થયા પછી એ એક ભવ્ય ખાણામાં ભાગ લેતો હતો ત્યારે એની યજમાને એને પીરસતાં પૂછયું, "આહ, કેબેલેરો, હું માનું છું કે તમે આવા મોટા મકાનનો અંદરનો ભાગ કદિ જોયો નહિ હોય!"

"જેવી મારા હાથની હથેળીને હું પિછાણું છું તેવું જ આ ઘરનું અંતર મને જાણે છે. પાંચ વરસ પહેલાં મેં તે ચીતર્યું હતું. તમારા માથા પરની છત જુઓ; એ મેં આલેખેલી છે," કેબેલેરો જરાક વધારે મોટો કોળિયો મોઢાની અંદર મૂકતો બોલી ઊઠયો.

કોરટીસમાં નવા ચૂંટાયેલા પ્રતિનિધિઓની ય એવી વાત હતી. એક જૂના ખખડધજ રાજકારણી જે કોરટીસમાં ઘણાં વરસોથી બેસતો હતો તે મેલકવીડીસ અલ્વારેઝ નામનો આ વખત પણ બેઠો હતો. પણ આ વખતે કોરટીસમાં તદ્દન નવી જાતના ડેપ્યુટીઓ ચૂંટાઈને આવ્યા હતા તેમાંનો એક નવો આવેલો ડેપ્યુટી મેલકવીડીસને અભિનંદન આપતો હતો, "હલો...આપ મને ભૂલી ગયા છો!...બે વરસ પહેલાં સેવિલીમાં આપનાં પોટલાં ઉપાડીને જે પોર્ટર લઇ જતો હતો તે જ હું......" બીજો એક જૂના વખતનો સરકારી ઑફિસનો દ્વારપાળ હતો તે પણ ડેપ્યુટી

થઇને આવ્યો હતો. અને એક તેત્રીસ વરસની ઉંમરે નિશાળે ભણવા જતો હતો કારણકે તે ય કોરટીસમાં ચૂંટાયો હતો.

નવી સરકારે પ્રજાતંત્રવાદી સ્પેનનો કાર્યક્રમ લખવા માંડયો અને રાજબંધારણને નવેસરથી ઘડવા માંડયું.

એણે ધર્મને ઉખેડી નાખવાનો અને સરકારને ધર્મથી મુક્ત કરી દઇ દરેક ધંધાના શ્રમજીવીઓની સરકાર સ્થાપવાનો નિરધાર જાહેર કર્યો. એણે ગેરકાયદેસર બાળકના વલણને ગેરકાયદેસર કર્યું, પ્રાથમિક કેળવણી ફરજિયાત બનાવી અને સ્ત્રીને મતાધિકાર આપ્યો. એણે પરસ્પરની સંમતિથી જ છુટાછેડાને શક્ય કર્યાં. અને એની પરદેશનીતિએ દુનિયામાં પહેલી વાર રાષ્ટ્રસંઘને પોતાના બંધારણમાં બહુમાન આપ્યું તથા રાષ્ટ્રસંઘની રજા વિના સ્પેન કોઇપણ દેશ સામે વિગ્રહ કરશે નહિ એવો પ્રતિબંધ મૂકયો.

નવી સરકારે એની એકએક વાણી અને એકએક આચારમાં ઉદારમતવાદને વહેતો કરી દીધો. ઉદારમતવાદમાં એ નવી સરકારના દુશ્મનો હથિયાર સજવા લાગ્યા. નવી સરકારે વાણીસ્વાતંત્ર્યને એટલું બધું વહેતું કર્યું કે જે વાણીસ્વાતંત્ર્યના વિનાશમાં જ માનતા હતા તેમને પણ બેફામ બોલવા દીધા. પ્રતિક્રાન્તિ આરામથી આળોટવા લાગી. સરકારના સંચાલકોએ ઉદારમતવાદમાં પોતાની હસ્તીનો બચાવ પણ બેદરકાર્યો. એ બધા આદર્શવાદીઓ માનતા હતા કે વિપ્લવ વિના સમાજ કાયાપલટ કરશે. એ સૌના ખ્યાલ ગલત હતા, એ બધા ખોટા હતા.

નવી સરકારે ઉમરાવજાદાઓ અને ઉમરાવજાદીઓના ઇલ્કાબો પાછા ખેંચી લીધા. પણ તેમની સામાજિક હસ્તીને હાથ અડાડયો નહિ. છવીસ લીંટીઓના લંબાણવાળો ઇલ્કાબ ધરનાર

આલ્બાના ડયૂકનો ઈલ્કાબ પણ પડાવી લેવાયો અને ડયૂક સાહેબને સટ સિનોર નામે ઓળખાઈ રહ્યો. પણ ડયૂક ઓફ આલ્બાને પોતાને ઉખેડી નાખવામાં ન આવ્યો. સ્પેનના જાતે જમીન નહિ ખેડનારા એવા બધા બેઠાખાઉની જમીન સાચા ખેડનારાઓને આપી દેવાની લંબાણ યોજના તૈયાર થઈ ગઈ પણ તે કાગળ પરથી ઊતરે તે પહેલાં પ્રતિક્રાન્તિએ પાસો ફેંકયો.

દેવળોને પણ આઝાનાએ ગેરકાયદેસર કરી દીધાં, ધર્મસંસ્થાઓની એકેએક સત્તા અને તેમના ખાસ હક્કો પડાવી લીધા, પણ મોટામોટા આચાર્યોને જરા જેટલા પણ ઉખેડી નાખ્યા નહિ. ૧૯૩૩ના આઝાનાના ધાર્મિક કામદારોએ એક કરોડ પૌંડની કિંમતની ધર્મની મિલકતને જપ્ત કરી, ધાર્મિક સંઘોને નાબૂદ કર્યા. તથા પાદરીઓને ધર્મોપદેશ કરવા પર પ્રતિબંધ મૂકયો.

એક મોટા પ્રકાશનું પૂર આવતું હોય તેમ સ્પેન પર નિશાળો પથરાવા માંડી. પહેલે જ વરસે દશ હજાર જેટલી બંધાઈ ગઈ. લશ્કરમાંથી સડો કાઢવા જૂના લશ્કરી અમલદારોમાંથી દશ હજાર જેટલાંને પેનશન આપી દેવામાં આવ્યું, કેટેલોન સવાલનો સંતોષકારક નિકાલ આણવામાં આવ્યો.

પણ ૧૯૩૬ની પાનખર ઋતુથી સ્પેનમાં પ્રતિક્રાન્તિ શરૂ થઈ ચૂકી હતી. પ્રતિક્રાન્તિના પાશવી પડછાયા જેવો એક લેરોક્સ પ્રતિક્રાન્તિનો નાયક હતો તથા ગીલ રોબેલ્સ નામનો એક જુવાન કેથોલિક પ્રતિક્રાન્તિનો સિદ્ધાંત ભાખનારો હતો. એ બન્નેએ ઉમરાવોને ઊભા કર્યા, બેંકરો સાથે મસલતો ચલાવી, ધર્મના વડાઓનો ટેકો લીધો. ગીલ રોબેલ્સની સરદારી નીચે એક મવાળોનો સંઘ જામ્યો.

લેરોક્ષ આઝાનાના પ્રધાનમંડળોમાંથી છૂટો થઈ ગયો. કારણકે એને સમાજવાદીઓ સાથે બેસવું રુચતું નહોતું. એ છેક શરૂઆતથી આઝાના સામે કાવતરાં રચતો હતો પણ પ્રજાતંત્રવાદના જ નામમાં ક્રાન્તિને વખાણતો છતો એ જૂના સ્પેન સાથે પ્રેમ કરતો હતો. એ પોતે એક ઉદ્દામવાદી ટોળકીનો પ્રમુખ થયો હતો છતાં આચારમાં ઉદ્દામવાદને ઠુકરાવતો હતો. એ મોઢું ફાડીને અળગવાણી ઉચ્ચારતો કહેતો હતો કે ખેતીવાડીના સુધારાની વાત બરાબર છે પણ ધીમેધીમે. શ્રમજીવી જનતાની સરકારની વાતની કોણ ના પાડે છે? પણ કૅથોલિક રૂઢિઓનું અપમાન કરીને નહિ. કેટેલન સ્વસત્તાની વાત ઠીક છે પણ આઝાના કહે છે તેમ એકદમ નહિ. લશ્કરમાં સડો સાફ કરવાની વાત પણ સાચી છે, પરન્તુ અમુક હદ સુધી જ. એવી એવી અનેક ગોળમટોળ વાતો ગબડાવતો એ આઝાનાના ઉદારમતવાદમાં ફાલતો હતો અને એના અનુયાયીઓને જમાવતો જતો હતો. લેરોક્ષ અને ગીલ રૉબેલ્સ એ રીતે પ્રજાતંત્રવાદી સરકાર પર તૂટી પડવાની અને સ્પેનની રાતી થતી વસ્તી પર સામ્યવાદી વિચારો કરતાં લાલ માથાંઓને એક સામટાં ઉતારી લેવાનો બળવો પુકારવાની જાળ પાથરતા હતા.

એના અધ્યાપક બાપની જેમ એ લશ્કરી, ધાર્મિક તથા પ્રતિક્રાન્તિવાદી હતો. એ ફ્રાન્સ, બેલ્જિયમ અને ઑસ્ટ્રિયામાં કૅથોલિક સંસ્થાઓ જોતો ફર્યો. એણે અમેરિકામાં પત્રકારિત્વની તાલીમ લીધી. ત્યાંથી પાછો સ્પેન પહોંચ્યા પછી એ એક મોટા જમીનદારની છોકરીને પરણ્યો અને રાજકારણમાં પેઠો.

સાલામેન્કા તરફથી એ કોર્ટીસમાં ચૂંટાયો અને તરત જ મધ્યમમાર્ગીઓનો સરદાર બન્યો. પણ કોર્ટીસમાં કોઈના પક્ષને બેઠકો ન મળતી જોઈ એ એવો સવાલ રજુ કર્યો. એ ભોળો થઈને

ભભૂકી ઊઠયો, " જો આનું જ નામ ક્રાન્તિ હોય અને જો અમારે માટે કાયદા ન હોય તો તમે અમને લાંકી મૂકી શકશો, પણ તમે એ કેમ કરો છો તે હું જોઉં છું. જો તમને કાયદા માટે માન હોય, તો તમારે અમારી ચૂંટણી કાયમ રાખવી જોઈએ. જો તમે અમારો કોરટીસમાં બેસવાનો હક રદ્ કર્યો તો તમે કરેલી ક્રાન્તિને કાયદાની કે પ્રજાસત્તાકવાદની કોઈપણ વાત કરવાનો હક નથી."

ઉદારમતવાદી કોરટીસના ઉદાર નેતાઓએ એને બેસવાની રજા આપી અને ઝેરને ગળે ઉતારી જવાની તૈયારી બતાવી.

પછી એ જાગ્યો. પછી એણે કાવતરાં પાથરવા માંડયાં. જેસ્યુટ સંઘને વિખેરી નાખવાનું બિલ આવ્યું ત્યારે એ એના સાથીઓ સાથે વિરોધ તરીકે ચાલી નીકળ્યો અને એ પ્રજાતંત્રવાદી સરકારનો નાશ કરવાની વાતો કરવા લાગ્યો. એણે આંતરવિગ્રહની વાતો રમતી મૂકી દીધી. એણે મવાળોનો એક સંઘ સ્થાપ્યો. અને પ્રજાસત્તાક તંત્ર સામે ખુલ્લી દુશ્મનાવટ શરૂ કરી. પછી આંતરવિગ્રહ ફાટી નીકળ્યો ત્યારે એ પોર્ટુગાલ નાસી ગયો.

અને છેલ્લે ફ્રાંકોને—સ્પેનના બળવાખોરોના સરદારને. હવે સરમુખત્યાર થઈ બેઠેલ ફ્રાંકોને ઓળખ્યા વિના કેમ ચાલે?

ફ્રાંકો એના વર્ગની ઘટનામાં સાંપડેલો પશુ છે, એના જીવન-સંજોગોમાં જામેલી મૂડીવાદી નીતિમત્તામાંથી નિતરેલો માનવપદાર્થ છે. એની બુદ્ધિ ને હિંમતનાં ઘણીવાર વખાણ થઈ ચૂક્યાં છે અને એની નજરમાં ઊતરી છે તેવી સ્વદેશભક્તિ પ્રમાણે એ રાષ્ટ્રવાદી છે જ, એથી ય આગળ એ તો આદર્શવાદી પણ છે. કેમ ન હોય? આદર્શવાદ મૂડીવાદનું તત્ત્વજ્ઞાન હોઈ મૂડીવાદમાં રમતા સાબુને અને સરમુખત્યારને એ વિના બીજી એકે વિચારણા પચી શકે તેવી

નથી હોતી. એવા મૂડીવાદી સદ્‌ગુણસંપન્ન ફ્રાંકોએ જૂની સમાજ-રચનાને જાળવી રાખવા જે વિગ્રહ જગાવ્યો અને સ્પેનભરપર સ્પેનિશ નરનારીઓનો સંહાર મચાવવા શ્રાખંડ, લોહી ને અગ્નિના મૂશળધાર વરસાવ્યા, તે ફ્રાંકો જો એ વિગ્રહ હારી જાય તો, યુરોપમાં ફાસીઝમના પાયા હચમચી ઊઠે, અને એ પોતે વિકૃત માનવતાની એક કરુણ ને કારમી છબી જેવો રેંગલી ને ડેનીકીનની જેમ રખડતો થઈ જાય તથા પોતે જેનો વિનાશ કરવા મચી પડ્યો હતો તેના સર્જનને મદદ કરે છે એવો સંભવ હતો.

ઐતિહાસિક અકસ્માતોનો ફ્રાંકો પહેલા વર્ગનો દાખલો છે. બળવાખોરોના એકમાત્ર સેનાની તરીકે શરૂઆતમાં ગણના થઈ નહોતી. સાચો સેનાની તો કાલવો-સોટેલો હતો. પણ જુલાઈમાં એનું ખૂન થયું, અને બીજો સરદાર સાનજુરજો વિગ્રહની શરૂઆત પછી ત્રીજે જ દિવસે એરોપ્લેનમાંથી પછડાઈને મરણ પામ્યો. ફ્રાન્કોએ ફાસીસ્ટોના એ બે નેતાઓનાં જૂતામાં પગ ભરાવી મારી મૂક્યું, અને પરિસ્થિતિઓ અનુકૂળ હતી. એની પાસે મૂરના મૃત્યુદૂતો જમા હતા. વિગ્રહ શરૂ થયા પછી બરાબર બે માસ પછી ફ્રાંકો બળવાખોરોનો મુખ્ય સરદાર બન્યો. અને ૧૯૩૬ના ઓકટોબરની ૧લી તારીખે એને સ્પેનિશ સ્ટેટના વડા તરીકે સર્વાનુમતે સ્થાપવામાં આવ્યો.

પાંચ ફૂટથી ઊંચો નહિ એવો, નાજુક હાથોવાળો, ધાટીલા ચહેરાવાળો ફ્રાન્કો ગેલીસિયામાં ૧૮૯૨ની સાલમાં જન્મ્યો હતો. સ્પેનના ફાસીસ્ટ બળવાખોરો એને બાળસેનાની તરીકે ઓળખે છે. જે ઘરમાં એ એબી જનરલ સાંપડ્યો તેનાં ફરજંદ કેટલી યે પેઢીઓથી લશ્કર કે નૌકા ખાતામાં નોકરી કરતા આવ્યા છે. ફ્રાંકોએ પણ શરૂઆતથી જ લશ્કરી તમન્ના આગળ પડતી દાખવી અને

એના ભાઈ રેમોન હવાઈ જહાજના સૌથી મોટા સંચાલક બન્યા. ફ્રાંકો સ્પેનિશ સરકાર વતી મોરોક્કોમાં નિમાયા પછીથી એનું વર્તન વણસેલું દેખાતાં એને કેનેરી ટાપુઓ તરફ રવાના કરવામાં આવ્યો.

તે દરમ્યાન સામ્યવાદીઓની અસર પ્રબળ બનતી હતી, અને સોવિયેટ યુનિયન તરફથી થતી મદદથી એમનું બળ સૌથી વધારે જામતું જતું હતું. ૧૯૩૭ના મેની ૧૫મી તારીખે કેબેલેરો ગયો અને ડૉક્ટર નેગ્રીને તેની જગા સંભાળી લીધી. નેગ્રીન પોતે સામ્યવાદી ન હતો પણ ઉદ્દામ સમાજવાદી હતો.

શરૂઆતમાં જ ઈટાલીએ ફ્રાંકોનો પક્ષ લઈ સ્પેનની ધરતી પર ઊતરવા માંડયું હતું તેની શંકા કોઈને જ રહી નહોતી. જુલાઈની ૩૧મીએ ૨૦ ઈટાલિયન વિમાનો મોરોક્કો તરફ ઊડયાં. આંતરવિગ્રહ શરૂ થયો તે પહેલાં પણ કેટલાંક ઈટાલિયન વિમાનો મોરોક્કો પર ઊતરી ચૂકયાં હતાં. ઑગસ્ટની મધ્યમાં જર્મન વિમાનો પણ ફ્રાંકોની મદદે આવી પહોંચ્યાં.

ફ્રાંકોના બળવાખોરોએ જિબ્રાલ્ટરની આસપાસના કિનારા પર તથા સેવિલી પર પોતાની સત્તા જમાવી તથા એ ઉપરાંત ઉત્તર તરફનો પ્રદેશ કબજે કર્યો. પ્રજાતંત્રવાદી સરકાર પાસે કસ્ટીલીનો મધ્ય પ્રદેશ તથા દક્ષિણ તરફનો કિનારો તથા આખા કેટેલોનિયા હતો. ઑગસ્ટમાં બળવાખોરોએ ઈરૂન તથા સાન સેબાસ્ટીઅન લીધાં અને માડ્રિડની આસપાસ આગળ વધવા માંડયું. પછી તાજુબ કરે તેવું ટોલેડોનું સાહસ થયું અને એલકેઝર પાસે બળવાખોરો ઘેરાયા. ત્યાર પછી સપ્ટેંબરમાં ફ્રાંકોની ટુકડીઓએ ૨૮ દિવસનો ઘેરો ઘાલ્યો. મૂર લોક ટોલેડોમાં પેઠા ત્યારે સરકારપક્ષના છસો

ઘાયલ સિપાઈ આ હોસ્પિટલમાં હતા. છસો ઘાયલોને તરત જ રીબી રીબીને મારી નાખવામાં આવ્યા. એ પહેલાં જ બેડેજોઝમાં ચાર હજારને અર્ધચંદ્રાકારમાં ઊભા રાખી ફ્રાંકોએ એકએકને ઉડાવી દેવાની મઝા માણી હતી.

હવે ફ્રાંકો ઝટપટ જીતશે એમ સૌને લાગ્યું. ફ્રાંકોની હરોળો માડ્રિડને વીંટતી માડ્રિડની પાસે ને પાસે આવતી જતી હતી. આક્ટોબરની શરૂઆતમાં ફ્રાંકોએ માડ્રિડને ઘેરો ઘાલ્યો. નવેંબરની છઠ્ઠી તારીખે ફ્રાંકોનું લશ્કર માડ્રિડનાં પરાંઓ પાસે પહોંચી ગયું અને સરકાર વેલેનશિયા તરફ નાઠી. ફ્રાંકો ચાલતો આવતો હોત તોય ચોવીસ કલાકમાં માડ્રિડને સર કરી શકયો હોત પણ એણે રાહ જોઈ, અને ટોલેડો જીતવામાં રોકાયો. દરમિયાન માડ્રિડે તૈયારી કરી અને દુશ્મને માડ્રિડનાં પાદરો પર ગોઠવાઈને ઘેરો ઘાલ્યા કર્યો. મહિનાઓ સુધી ઘેરો ચાલ્યો, મહીનાઓ સુધી ઘેરો લંબાયો. માડ્રિડ પર પાંચવાર સીધો હલ્લો થયો પણ પાંચેવાર માડ્રિડની જનતાએ ફાસીસ્ટોને પાછા હઠાવ્યા. માડ્રિડ પર મહિનાઓ સુધી તોપો ગર્જતી રહી અને તેની લાખોની વસ્તીમાંથી મનમાન્યો ચારો ચર્યા કરી. માડ્રિડ પર આઠે પહોર અગ્નિ ને બોંબ વરસાવતાં વિમાનો ઊડયાં કર્યાં અને માડ્રિડ પર એકધારું મરણ વરસ્યા કર્યું. શહેરનો ત્રીજો ભાગ બોંબમારાથી ખંડેર થઈ પાધર જેવો થઈ ગયો. માડ્રિડની વસ્તીનાં હજારો નરનારીઓ, જુવાનો અને બાળકોનો સંહાર થઈ ગયો, હજારો અપંગ બન્યાં અને હજારો ચુંથાઈ ગયાં. મહીનાઓ સુધી એકધારો અગ્નિ ને બોંબ માડ્રિડ પર વરસ્યા કર્યો, માડ્રિડ એનાં લોહીમાંસ શરીરની બહાર અખંડ જોયા કરવાને ટેવાઈ ગયું. મરણિયા માડ્રિડે મરણ પહેલાં શરણની ના પાડી દીધી.

સ્પેનિશ દરિયા પર ફ્રાંકોની મદદે આવતાં જર્મન અને

ઈટાલિયન જહાજો ફરતાં થઈ ગયાં. સ્પેનિશ આકાશ પર જર્મન ને ઈટાલિયન વિમાનો ઊડતાં થઈ ગયાં. સ્પેનિશ ધરતી પર માણસનું કાચું માંસ કરડી ખાય એવાં અને અત્યાચારી આક્રમણથી સ્પેનિશ સ્ત્રીઓના દેહ રગડી નાખે તેવા મૂરના જથ્થાઓ ફરતા થઈ ગયા. સ્પેનિશ સરકારે એ પરદેશી લશ્કરી દરમ્યાનગીરીના અનેક પુરાવા બતાવ્યા અને બ્રિટન, ફ્રાન્સ અને અમેરિકન જેવી શ્રીમંત સરકારોને ફરિયાદ કરી. પણ પોર્ટુગાલ મારફત પરદેશી દારૂગોળાના ઢગલા સ્પેનની ધરતી પર ફ્રાંકોના વિજય માટે ઊતર્યા જ કર્યા. જર્મન લશ્કર પોર્ટુગાલમાં થઈને ફ્રાંકોને આવીને મળતું જ રહ્યું. ઈટાલિયન લશ્કરે તો મેજોર્કાનો આખો ટાપુ રોકી લીધો.

"મારે પરદેશી લશ્કરો ઉતારવાં જ પડશે કારણકે મારા પક્ષમાં સ્પેનિશ જનતા જોડાતી નથી અને મારે મૂર લોકોને લાવવા જ પડશે કારણકે તે આર્યો છે......"

ફ્રાંકો પાસે એણે લીધેલા પગલા માટે કારણો મોજુદ હતાં.

"અને સ્પેનની સમરભૂમિ પર ફાસીઝમ અને કોમ્યુનિઝમ વચ્ચે સંગ્રામ ખેલાય છે અને તોય અમે ફાસીસ્ટો ન ઊતરી પડીએ અને પશ્ચિમ યુરોપમાં સામ્યવાદને આવવા દઈએ એ બને જ કેમ! રાજકીય અને લડાયક દૃષ્ટિએ બોલશેવિઝમનું નિકંદન કાઢવાની આ તક વારંવાર નથી સાંપડતી હોતી. આથી ફ્રાન્સ નબળું પડે તેમ છે, મોરોક્કો અને પશ્ચિમ ભૂમધ્યમાં અમારી વગ જામે તેમ છે. એ બધું જતું કરી શકાય તેમ નથી." જર્મનીમાંથી હિટલર અને ઈટાલીમાંથી મુસોલિની પોતાનાં કારણો સ્પષ્ટ રજુ કરતા હતા. અને તેથી જ ૧૯૩૭ની વસંત સુધીમાં જર્મનીએ દશ હજાર લશ્કરી હીલચાલના ઉસ્તાદોને સ્પેનમાં મોકલી દીધા હતા અને ત્યાં સુધીમાં જ ઈટાલીએ સિત્તેર હજારનું લશ્કર સ્પેનમાં જમા કરી દીધું હતું.

૨૨

# ઓળખવા જેવા

૧૮૮૦ના જાન્યુઆરીની ૧૦મી તારીખે મેન્યુઅલ આઝાનાનો જન્મ થયો. જે સરવનટીસની જન્મભૂમિ હતી તે જ ભૂમિ એનું પણ જન્મસ્થાન બની. એ પૅરિસની વિદ્યાપીઠમાં ભણ્યા પછી જો સાહિત્યકાર જ થયો હોત અને મુખ્યપ્રધાન ન બન્યો હોત તો જ્યાં જ્યાં સ્પેનિશ વંચાત ત્યાં ત્યાંના બુદ્ધિમાનોમાં માનીતો બની શક્યો હોત. આઝાના ફ્રીમેસન હોવાથી એણે પ્રેમથી સૌથી વધારે પરસેવો પાડીને લખેલું પુસ્તક જ્યોર્જ બોરોના બાઈબલનો અનુવાદ હતો.

આજે આઝાનાને ઓળખતા એવા માણસો ઘણા ઓછા છે. એ આઝાના કમાલ આતા તુર્ક જેવો હોત તો એણે સ્પેનમાં નક્કર પ્રજાતંત્રવાદ જરૂર સાચવ્યો હોત. ક્રાન્તિ પહેલાંના સ્પેન અને તુર્કી વચ્ચે ઘણું સામ્ય છે પણ કમાલે ક્રાન્તિ પછી મજબૂત હાથે કામ લીધું અને આઝાનાએ પાર્લામેન્ટ બોલાવી સરમુખત્યારના લોખંડી હાથને બદલે માટીના હાથથી કામ લેવા માંડ્યું, અને તેથી પરાજય પામ્યો.

અને ડાન–એલેજેન્ડ્રો—લેરેક્ષ યુરોપમાં ઘણો જ ઓછો જાણીતો છતાં આજના જમાનાનું ઓળખવા જેવું પ્રાણી છે. કોરડામાં આવેલા એક રેંગલા ગામમાં ૧૮૬૩ની સાલમાં એ લશ્કરી ઘોડાઓના એક ડોક્ટરને ઘેર જન્મ્યો. એનાં માબાપના દશ બાળકોમાં એનો નંબર છેલ્લો હતો.

જુવાન એલેજેન્ડ્રોએ કારકીર્દિની શરૂઆત લશ્કરથી શરૂ કરી પણ એ કામ પડતું મૂકીને ચામડાની વસ્તુઓ વેચવા માંડી. વેચતાં વેચતાં વળી રસોઈયા વિષે એક પુસ્તક લખી નાખ્યું. એ બધું ઠીક નહિ પડતાં એણે જુગાર રમવાની ગુફાઓમાં જવા માંડયું. પણ એ જ અરસામાં એક છાપાના તંત્રીના અંગરક્ષક તરીકેની નોકરી એને હાથ લાગી ગઈ અને એ નોકરીમાં એ છ જણ સાથે જીવસટોસટની લડાઈઓ લડયો. ફ્રાન્સથી આવી ચડેલો એ દ્વંદ્વ-યુદ્ધ લડનારો છે એવી એની ખ્યાતિ જામી ત્યાં તો એ દક્ષિણ અમેરિકા તરફ રવાના થઈ ગયો.

ત્યાંથી સ્પેન પાછો ફર્યા પછી એણે બાર્સિલોનામાં મુકામ જમાવ્યો. એ રસ્તાના મોકા પર ઊભો રહી પ્રજાસત્તાકવાદ પર ઉશ્કેરણી કરવા લાગ્યો, અને એ એક છાપાનો તંત્રી પણ બન્યો. કેટેલોનિયાના મજૂરો સાથે એણે સાથીદારી કેળવી ને તેમનો સૌથી વધુ માનીતો બન્યો. એ પેરાલેલો જિલ્લાના શહેનશાહ તરીકે ઓળખાવા લાગ્યો.

એની વિચિત્રતાઓમાં ઉમેરો કરે એવો એનો પોતાનો દેખાવ હતો. એ તરેહવાર પહેરવેશ પહેરતો હતો. એની કાળી મૂછો લાંબી થઈને મરડાતી હતી. એની હેટ પર રાતા અને પીળા રંગની બે પટ્ટીઓ વિંટાયેલી હતી.

એણે જનતાને અળવો જગાવતાં જાહેરનામું બહાર પાડયું. એણે જ્યાં ત્યાંથી અજબ વક્તૃત્વકળા વેરવા માંડી. પણ એક વખતે ગુસ્સે થએલાં ટોળાંએ બાર્સિલોનામાં આવેલી એની ઓફિસ તારાજ કરવા આક્રમણ કર્યું અને, "લેરેક્ષ ક્યાં છે? એને બહાર કાઢો" એવી બૂમરાણ મચાવી. એ એકાએક ઝરૂખામાં બહાર આવી ઊભો. એના ખમીસના છાતી પરનાં બટન ખુલ્લાં હતાં. પીઠ ઉઘાડી દેખાય તેટલું એનું ભૂરું ખમીસ ફાટી ગએલું હતું, અને એ બોલ્યો:

"હું આ ઊભો."

૧૯૧૪માં જ્યારે પહેલું જર્મન વિમાન પેરિસ પર ઊડયું ત્યારે એ ત્યાં પેરિસમાં એક કૅફેમાં બેઠો હતો. એ ખુરશી પરથી કૂદ્યો. બહાર જઈને હાથમાંની લાકડી ઊંચકી એણે આકાશમાંના વિમાન તરફ ધરી અને બૂમ પાડી: "ફ્રેંચ લોકો!" કૅફેમાં બેઠેલા બીજા મહેમાનો આ મૂછોવાળા વિચિત્ર માણસને જોવા એકઠાં થયાં. તેમના તરફ ગર્જના કરતો એ બોલી ઊઠયો: "ફ્રેંચ લોકો, ગભરાશો નહિ, કારણકે હું અહીં છું...હું એલેજેન્ડ્રો લેરેક્ષ."

લેરેક્ષે સ્પેનમાં એની આસપાસ પોતાના માણસો જમાવ્યા. એ શરૂઆતમાં પ્રજાતંત્રમાં જોડાયો પણ કોઈને એના પર વિશ્વાસ નહોતો. એનું જોર ધીમેધીમે એટલું જામ્યું કે સરકારને એનાં માણસોને જગાઓ આપવી પડી. ૧૯૩૧ સુધીમાં એના એક અનુયાયીઓ બધા મળીને પ્રધાનો બન્યા.

પણ ૧૯૩૧ની ક્રાન્તિ વખતે એ તદ્દન ઉઘાડો પડી ગયો. ડોમીંગોએ એને પોલિસને મળી જઈને પ્રજાતંત્રવાદીઓને પકડાવી દેનાર દ્રોહી તરીકે ખુલ્લો કર્યો, અને તો ય એ સ્પેનમાં પ્રજાતંત્રવાદી

તરીકે ફરવાની ધૃષ્ટતા અને હિંમત બતાવી શકયો હતો. સ્પેનિશ જનતા એના પેટમાં સાત મહાપાપો ભરેલાં છે એમ માનતી હતી.

એવો એ ડોમીંગો (લોકો એને ડોમીંગો એટલે બોસ કહેતા) અને એના અનુયાયીઓ ફ્રાન્કોના પરમ મિત્રો હતા, તથા લોરેક્ષનો એક લક્ષ્મીપતિ જુઆન માર્ચ નામનો મિત્ર હતો જેણે ફ્રાન્કોને નાણાંની ખૂબ મદદ કરી હતી. વરસો પહેલાં વિશ્વયુદ્ધ વખતે લોરેક્ષ અને જુઆન માર્ચે જર્મન મનવારોને દારૂગોળો વેચી નફાના ઢગલા કર્યા હતા.

પણ લોરેક્ષ કરતાં ય વધારે ભયંકર એવો એક ફ્રાન્કોનો જોડીદાર ઝીલ–રોબલીસ નામનો હતો. રોબલીસ, સાલામેન્કાની વિદ્યાપીઠના એક અધ્યાપકને ત્યાં ૧૯૦૧ની સાલમાં જન્મ્યો. એની ભણવાની કારકીર્દિ ખૂબ ઉજ્જવળ હતી. કેનેરી ટાપુઓમાં એ લા–લાગુના વિદ્યાપીઠમાં તેવીસ વરસની જ ઉંમરમાં કાયદાનો અધ્યાપક નિમાયો, પણ એ નિમણુક પાછી ઠેલીને એ પત્રકારિત્વ શીખવા માદ્રિડમાં આવ્યો.

અને ફ્રાન્સ! અને બ્રિટન! એ બન્નેએ આંતરરાષ્ટ્રીય કાયદો રાષ્ટ્રસંઘના નામમાં જોરથી ઝાલી રાખ્યો હતો તેનું શું? એ બન્નેએ આંતરરાષ્ટ્રીય જગતમાં ન્યાય તોળવાના અનેક અભિનયો કર્યા હતા તે બધાનું શું?

આંતરરાષ્ટ્રીય મૂળભૂત સિદ્ધાંત પ્રમાણે જર્મની અને ઈટાલીને સ્પેનિશ સરકારને ઘેરા ઘાલતાં, એના બહારથી દારૂગોળો ખરીદવા જવાના માર્ગો બંધ કરી દેતાં, એના પર પોતાનાં લશ્કરોથી આક્રમણ કરતાં અટકાવી દેવાં જોઈએ ના!

"હા, પણ......હા પણ... ..અમે વિચાર ચલાવીએ છીએ."

ફ્રેંચ અને બ્રિટિશ સરકારો ઢુંઢવાતી બોલતી હતી, અને સ્પેન પર રેલાતાં લોહીની રેલમછેલ, માંસના કીચડ અને હાડપિંજરોના કરપીણ દેખાવો દેખતી હતી.

ફ્રાંકો જીતે એમ ફ્રેંચ સરકાર ઇચ્છતી નહોતી કારણકે નકશો બોલતો હતો: "જો સ્પેનમાં ફાસીઝમનો વિજય થશે તો ફ્રાન્સે વિશ્વયુદ્ધ વખતે એને બદલે ત્રણ સરહદો પર પોતાનું રક્ષણ કરવું પડશે અને તે વખતે ફાસીસ્ટ સત્તાઓ ફ્રાંસના આફ્રિકન સંસ્થાનોમાંથી આવતી મદદ મોરોક્કો આગળ જ અટકાવી શકશે." અને તોય ફ્રાન્સના શ્રીમંતોના જમાત વર્ગીય હિતોનાં કારણોને લીધે સ્પેનમાં સામ્યવાદનો વિજય પણ ઇચ્છતી નહોતી અને ફ્રાન્સની સરકાર ફ્રાન્સની શ્રીમંતશાહી હતી.

બ્રિટનની વાત પણ એટલી જ સરળ અને સ્પષ્ટ હતી. જો ફ્રાંકો જીતે તો જિબ્રાલ્ટર ભયમાં આવી પડે અને પશ્ચિમ ભૂમધ્યમાં જર્મની અને ઇટાલીની શિરજોરી થાય. પણ મિલકત, મિલકતના ખાસ હક્કો અને અંગત મૂડીનાં હિતો એ બધી વાતો અંગ્રેજ શ્રીમંતશાહીને સામ્યવાદના વિજયના નામમાં આંચકો આપતાં હતાં. "ફ્રાંકો ભલે જીતે......!' ઇંગ્લેંડની શાસક જમાતનો અંતરનાદ બોલતો હતો. શ્રીમંતશાહીને શાહીવાદ ગમતો હતો પણ મૂડીવાદ સૌ કરતાં વધારે ગમતો હતો. એને પીરેનીઝનાં શિખરો પર સામ્યવાદ ફરકે કે સ્પેનમાં બોલ્શેવિઝમ આવે તે વાત પસંદ નહોતી.

એટલે બન્નેએ નાટારંભ માંડયો. બિનદરમ્યાનગીરીનો ઠમકો ફ્રાન્સે કર્યો અને ઇંગ્લેંડે તાલ દીધો. ફ્રાન્સ અને ઇંગ્લેંડે આંખ આડા કાન કર્યા અને જર્મની અને ઇટાલીની દરમ્યાનગીરી અટકાવવાનું પગલું ભર્યા વિના બિનદરમ્યાનગીરીની ધૂન ધીકે રાખી.

જર્મનીએ અને ઈટાલીએ ધરતી પરથી, પાણી પરથી અને આકાશમાંથી દરમ્યાગીરીનો ખેલ ભજવ્યા કર્યો.

દુનિયાના દેશદેશનો સામ્યવાદી અને પ્રજાતંત્રવાદી વિચાર ખળભળી ઊઠ્યો. સ્પેનને ચારે બાજુથી ઘેરીને તેના પર તૂટી પડેલા ખૂની મૂડીવાદના નફ્ફટ તાંડવ તરફ અને સ્પેન પર આઠે પહોર ખેલાતાં જનતાનાં બેધડક ખૂન તરફ માનવતાની લાગણી દુઃખથી સળગી ઊઠી. ઉદારમતવાદીઓ, ફાસીઝમ વિરોધીઓ, સામ્યવાદીઓ અને સમાજવાદીઓની ટુકડીઓ દેશદેશથી સ્પેન જવા ઊપડવા લાગી. દુનિયામાં એવી ટુકડીઓ ઇતિહાસમાં પહેલી જ વાર ઊઠતી હતી અને માનવતાનો વિકાસ પુરવાર કરતી હતી. પોલ, બેલ્જિયન, ઝેક, અમેરિકન, ઇંગ્લિશ અને ફ્રેંચ તથા ઈટાલિયન અને જર્મન ટુકડીઓ સ્પેન પહોંચવા નીકળી પડી. એ ટુકડીઓમાં લશ્કરી સિપાઈઓ નહોતા, માનવતાને જીવાડવાના, ઇતિહાસના ન્યાયને ઓળખનારા અને આત્માને એ ન્યાયમાં ખપી જવાનાં કોડવાળા મૃત્યુના શણગાર સજીને પટિયાં પાડીને, માબાપનાં વહાલ ત્યજીને અને પ્રિયતમાના પ્રેમ રોકીને મરણમાં મહાલવા દોડી આવેલા આંતરરાષ્ટ્રીય જુવાનો હતા. ઇતિહાસે લાખો વરસ પછી માનવતાનો એ અણમોલ ફાલ ઉતાર્યો હતો. 'જીવો અને જીવવા દો'ની નવી નીતિનો એ પ્રાણવાન નિચોડ હતો. મનુષ્યની ન્યાયી બુદ્ધિનું એ પ્રાણપ્રેરક આંદોલન હતું, મનુષ્યત્વની નૈતિક શક્તિનો એ સહૃદય થડકાર હતો. એ સૌ માડ્રિડમાં આવીને ભેગાં થયાં. જગતમાં પહેલી વાર સાચી માનવતાનો સમારંભ કરવાનું માન માડ્રિડને મળ્યું. માડ્રિડમાં એ સૌની ઇન્ટરનેશનલ બ્રીગેડ બની.

જોતજોતામાં માડ્રિડ પર આવતા આર્ય મૂરલોકોનો ભયંકર હલ્લો ખાળવા એવાં વીશ હજારની ઇન્ટરનેશનલ બ્રીગેડ માડ્રિડમાં જમા થઈ ગઈ.

“એનું આક્રમણ અમે ઝીલશું.” ઇન્ટરનેશનલ બ્રીગેડે નિરધાર કર્યો.

શ્રીમંતશાહીના પાશવી બળનો પહેલો ઘા ઝીલવાનું માન સ્પેનિશ સરકારનું લશ્કર બનેલી જનતાએ ઇન્ટરનેશનલ બ્રીગેડને લેવા દીધું. સ્પેનિશ લશ્કર બીજી હરોળમાં ગોઠવાયું.

ભૂમધ્યમાં માનવપશુતાના અકરાંતિયાં ઘોડાપૂર ઉભરાતાં હોય તેમ માડ્રિડ પર ફ્રાંકોએ ખરીદેલી મૂરલોકોની સો હજારની ભયંકર સેના ધસી આવતી હતી. હલ્લો ભયાનક હિલોળા લેતો ઊછળતો આવતો હતો.

## ૨૩

# ધીખતી ચૂલમાં

૧૯૩૬ના ફેબ્રુઆરીથી જુલાઈ સુધી 'પોપ્યુલર ફ્રન્ટ' સરકાર જેમ તેમ ટકી રહી. પણ એની હસ્તીને જોખમમાં નાખી દે તેવી ઉથલપાથલથી દેશ આખો હચમચી ઊઠયો હતો. જાણે ઉદ્દામ અને મવાળ વર્ગો વચ્ચેનો વરસોજૂનો દબાવેલો દ્રોહ ફાટી ઊઠયો હતો. સંહાર અનિવાર્ય દેખાતો હતો. ફાસીસ્ટોએ અંધેર ઉતારવા આક્રમણ શરૂ કર્યું. ઉદ્દામોએ તેનો જવાબ આપવાની તૈયારી બતાવી. મવાલો તરફથી ઉદ્દામ અમલદાર કાસ્ટીલોનું ખૂન કરવામાં આવ્યું અને એના જવાબમાં મવાલ નેતા સોટેલોને મારી નાખવામાં આવ્યો. ખૂન સામે ખૂનના વેગ ઊછળી ઊઠયા. જાણે આ બે ખૂનોએ બે જવાલાઓ જલાવી અને સ્પેન આખું ચિત્કાર કરતું સળગી ઊઠયું. સ્પેનની ધરતી પર આખી દુનિયામાં ધીખતો હતો તે વર્ગવિગ્રહ ફાટી નીકળ્યો. શોષકો અને શોષિતો સામસામા આવી ગયા. મૂડી અને મજૂરી વચ્ચે ઐતિહાસિક ન્યાય તુલા ધરી રહ્યો. સ્પેન પર આંતરવિગ્રહ ઊતરી ચૂક્યો. માડ્રિડ આઘાત સાથે પાયામાંથી હાલી ઊઠયું. સ્પેનની ધરતીના કણેકણ ઘા નાખતા ઊછળી ઊઠયા. સ્પેનનું હવામાન ખૂન પોકારી રહ્યું.

ગરીબો શ્રીમંતો સાથે થયા, શ્રમજીવીઓ શ્રીમંતોના લશ્કર સામે ઊઠયા, ધર્મના નોકર ચાકરો આચાર્યો સામે ઊભા, સ્વયંસેવકો ભાડૂતો સામે ખડા થઈ ગયા, ખેડૂતો જમીનદારો સામે ગોઠવાઈ ગયા, પ્રજાતંત્રે ફાસીઝમ સામે મોરચો માંડયો. જાણે દુનિયાભરનો સંગ્રામ સ્પેનમાં સમરાંગણુ રચી રહ્યો. સ્પેનની સમરભૂમિ પર માનવતા ને માલિકોના વ્યૂહ મંડાયા.

જુલાઈની ૧૮મી તારીખેં સ્પેનના ઘણાખરા પ્રદેશ પરની લશ્કરી ટુકડીઓએ બળવો પુકાર્યો. સાલામાંકા, સેવિલ અને ડોલેડો જેવાં કેટલાંક શહેરોમાં બળવો સફળ દેખાયો. પણ બીજાં વધારે મોટાં મોટાં અને વધારે અગત્યનાં એવાં માડ્રિડ, બાર્સિલોના, વેલેન્શિયા, મલાગા, બીલબાઓ જેવાં સ્થળોએ બળવાખોરો ગુસ્સે થએલી જનતાની એડ નીચે અટવાઈ પડયા. બળવાખોરોએ એક રાતમાં સત્તા હાથ કરી લેવાની ઉમેદ સેવી હતી પણ તે બર ન આવી.

ચોવીસ કલાકમાં ચાર પ્રધાનમંડળો આવ્યાં અને ગયાં. છેવટે ઉદ્દામ રીપબ્લિકને એને સપ્ટેંબર સુધી સાચવી રાખ્યું. સપ્ટેંબરની ૬ઠ્ઠી તારીખે લારગો કેબેલરોએ સરકાર બનાવી જેમાં પોતા સિવાયના બીજા પાંચ સમાજવાદીઓ હતા. ડેલવાયો પરદેશખાતાનો પ્રધાન બન્યો, પ્રીએટો નૌકાખાતાનો પ્રધાન થયો, પ્રધાનમંડળમાં બે સામ્યવાદીઓ પણ ઉમેરાયા. અને તે ઉપરાંત એક બાસ્ક રાષ્ટ્રવાદી, એક કેટલેન અને બે પ્રજાસત્તાકવાદીઓને તેમાં સ્થાન મળ્યું.

પણ કેનેરી ટાપુઓનો ગવર્નર ફ્રાન્સિસ્કો ફ્રાન્કો ઊડીને મોરોક્કો પહોંચ્યો અને પછી ઈટાલિયન વિમાનોની મદદથી જિબ્રા-લ્ટર આગળની કિલ્લેબંધી તોડવાને ફતેહમંદ નીવડયો. પછી

ફ્રાંકોએ ત્યાંથી સ્પેનની વસ્તી પર પરદેશી ટુકડીઓ અને મૂર લોકોના કાફલા ઉતારવા માંડયા. સ્પેનની ધરતી મૂર ટુકડીઓથી ઉભરાવા લાગી. આજ સુધી સ્પેને મૂર લોકો પર આક્રમણ કર્યું હતું. આજે ફ્રાન્કો મૂર લોકોને સ્પેનની ધરતી ખૂંદવા, સ્પેનનાં ઘરબાર લૂંટવા, સ્પેનની વસ્તીની કત્લેઆમ કરવા અને સ્પેનિશ સ્ત્રીઓ પર અત્યાચાર ગુજારવા સ્પેન પર ઉતારતો હતો. ઇતિહાસમાં અનેકવાર એવા કપટી કટાક્ષો નજરે ચડતા હોય છે.

લારગો કેબેલેરોએ વસંત સુધી પદ જાળવી રાખ્યું. એની ક્રિયાશક્તિ અદ્‌ભુત હતી, એની પ્રતિષ્ઠા મહાન હતી, એની ધીરજ અડગ હતી. પણ તો ય એ નિષ્ફળ નીવડતો હતો. એ જીતતો ન હતો. વાત એમ હતી કે આવા કામ માટે એ ઘણો ઘરડો હતો. સડસેઠ વરસની ઉંમરે એની તબિયત લથડી ચૂકી હતી. એણે જુવાનીમાં કારખાનામાં મજૂરી કરીને શરીર ઘસી નાખ્યું હતું. એ સાત સાત વાર જેલમાં સડીને તાકાત ગુમાવી બેઠો હતો.

અને તેને રોકવા નાજુક વીશ હજાર છોકરાંઓ ? એમનાં દિલમાં માનવતાના ન્યાય માટે મરી ફીટવાની તમન્ના વિના બીજું શું વધારે હતું ? પણ એ વિનાનું બીજું બધું ઓછું પડયું.

નવેંબરના ૮મા અને ૯મા દિવસે ઇતિહાસે ચમત્કાર બતાવ્યો. વીશ હજારની સેનાએ એક લાખને ખાળી દીધા.

વીશ હજારનાં મડદાં દફનાવાની ના પાડતાં હતાં, વીશ હજારનાં હાડપિંજર ભયંકર ઘા નાખતાં હતાં.

"અબ રૂક જાઓ," શ્રીમંતશાહીના માનવ પશુને માનવતાનો એ આદેશ હતો.

અને માનવતાનો કચ્ચરઘાણ બોલવા મૂઠીવાળે ધારીદેલા મૂર મારાઓ થંભી ગયા. માડ્રિડનો વિજય થયો.

પણ એક પછી બીજા હલ્લાઓ ચાલ્યા આવતા હતા. માડ્રિડ પાયામાંથી હચમચી ઊઠયું હતું. સોવિયેટ સરકારે ટેંકો મોકલી, વિમાનો મોકલ્યાં, ખોરાક મોકલ્યા, પણ રશિયાથી લશ્કર આવ્યું નહિ. અને એમને એમ વિગ્રહ ખેંચાતો રહ્યો.

દુનિયાનાં છાપાંઓમાં દારુણ દમનની ભયંકર વાતો ચીતરાઈ. ફાસીસ્ટ બળવાખોરોએ થોડાંક અગત્યનાં મથકો કબજે કર્યાં. ફેબ્રુઆરીની ૭મીએ મલાગા અને જુનની ૧૯મીએ બીલબાઓ ફ્રાંકોના હાથમાં પડયાં, અને તોય માડ્રિડ હજુ જેવું ને તેવું અણુનમ ને અણજિતાયેલું ઊભું હતું, તથા બળવાખોરોને બાર્સિલોના અને વેલેન્શિયાથી પણ દૂર જ રાખતું હતું. માર્ચ માસમાં સરકારને ગુડાલાજરાનો મોટો વિજય મળ્યો. બ્રીહેગા આગળ એક ઈટાલિયન લશ્કરને કાપી નાખવામાં આવ્યું. એ એક જ યુદ્ધમાં ઈટાલિયનોના એટલાં બધાં મડદાં ખડકાયાં કે યુથોપિયાના આખા વિગ્રહમાં એનાં એટલાં બધાં માણસો મર્યાં નહિ હોય.

એમ વિગ્રહ વધતો જતો હતો. એક એકને વટી જાય એવી ભયંકરતા એક બીજા પર ગોઠવાતી જતી હતી. દુનિયાનું તાળવું સ્પેનના હત્યાકાંડો વાંચીને ઠરી ગયું હતું. ફ્રાંકોએ બાસ્કપ્રદેશમાં કૂચ કરી. જર્મન વિમાનીઓએ બાસ્ક લોકના પવિત્ર ગુરનિકાને માટીમાં મેળવી નાખ્યું. આખા શહેરનો સંપૂર્ણપણે થએલી તારાજીનો ઇતિહાસમાં એ પહેલો દાખલો નોંધાયો. ગુરનિકાની ઈમારતો, ગુરનિકાનાં ઘરબાર, ઢોરઢાંખર, ગુરનિકાની બિલાડીઓ ને કૂતરાં, ગુરનિકાનાં કલ્લોલતાં બાળકો, જુવાનો ને નરનારીઓ બધાં એક દબાયેલી ચીસ પાડી, એક ભયંકર ચિત્કાર કરતાં, હતાં નહતાં થઈ ગયાં.

'ટાઈમ્સ'નો ખબરપત્રી જી. એલ. સ્ટીઅર એ ગજબનાક હત્યાકાંડ વિષે લખતાં કહે છે કે "એ શહેરની દશ હજારની વસ્તીને ધીમેધીમે પણ સંપૂર્ણરીતે કચ્ચરઘાણ કરી નાખવામાં આવી. આસપાસ પાંચ માઈલ સુધીનાં ખેડૂતોનાં છાપરાંમાંથી એક પણ કોટડું સલામત ન રહી શક્યું. આસપાસનાં બધાં ગામો પર પણ છુટાછવાયા બોંબ પડ્યા. પછી વિમાનોમાંથી એકધારો તોપમારો શરૂ થયો. પછી એકએક વસ્તુને સળગાવી નાખનારા ભારે બોંબ વરસી ઊઠયા...એ પડેલા બોંબ પૈકી જે ફૂટયા વિનાના રહી ગયા તે બોંબ પર મેં સગી આંખે વાંચ્યું કે "રીનફોર્ડ ફેક્ટરી, ૧૯૩૬."

ત્યારે જે. એલન સાથેની ફ્રાંકોની મુલાકાતમાં બળવાખોરાના સરદાર ફ્રાન્સિસ્કો ફ્રાન્કોએ નીચેના શબ્દો ઉચ્ચાર્યાં હતાઃ

"હવે આ હત્યાકાંડ કેટલોક લંબાવાનો ?"

"અમારી વચમાં કોઈપણ જાતની સમજૂતી કે સલાહ શક્ય નથી," ફ્રાંકો બોલ્યો.

"એટલે એમ કે તમારે અરધા સ્પેનને વિંધી નાખવું પડશે !"

"ગમે તે જોખમે."

"તમે જીતશો પછી તમારી સરકાર શું કરશે ?"

"લશ્કરી સરમુખત્યારી સ્થાપશો."

લશ્કરી સરમુખત્યારીને રસ્તે ટચુકડો ફ્રાંકો, વિગ્રહની શરૂઆત પહેલાં ત્રણ દિવસ પર મરણ પામેલા જનરલ સાન્જુરજો તથા કાલવો સોટેલોના જોડામાં પગ ઘાલી દોડતો હતો. એનાં પગલાંમાં લશ્કરી સરમુખત્યારી માટે દોડતો બીજો જનરલ ડોન–ગોંઝાલો–ક્વીપો–ડી–લાનો હતો. ઓગસ્ટની ૨૭મીએ પોતાના મરાયેલા

દરેક માણુસના બદલામાં પાંચ સામ્યવાદીઓની કતલ કરી નાખવાનો તેણે હુકમ કાઢયો હતો તથા પોતાના ભૂખ્યા વરૂ જેવા મૂર લોકોને તે વીસ જણની વચમાં એક સામ્યવાદી છોકરી ભીષણુ અત્યાચાર ગુજારવા આપતો હતો. એ અંગ્રેજોની વાત આવે ત્યારે તેમને કાચબા કહી તિરસ્કારથી હસતો હતો તથા બ્રિટિશ સામ્રાજ્યનો વિનાશ ભાખતો હતો. લાનો સૌથી પ્રથમ રાજા પાસે હતો. રાજાએ એનું અપમાન કર્યું અને એ પ્રજાતંત્રવાદી બન્યો. પ્રજાતંત્રવાદમાં મળેલી નોકરી પડાવી લેવાઈ કે તરત જ લાનો બળવાખોર બની ફ્રાંકોની ટોળકીમાં ભરાયો.

મનુષ્યની કલ્પનાશક્તિને હચમચાવી મૂકે તેવી કત્લેઆમો, તેવા હત્યાકાંડો, તેવા અત્યાચારો, લૂંટ અને અગ્નિની વાતો ફ્રાંકોની લશ્કરી હીલચાલે જીવતી કરી દીધી. એ બધાંનો જવાબ આપવા એનાર્કિસ્ટો પણ ભયંકર યુદ્ધઉન્માદમાં ભમતા હતા. દેવળો લૂંટાતાં હતાં, પાદરીઓનાં શબ પથરાતાં હતાં, ફાસીસ્ટોની એકધારી કતલ ચાલતી હતી. આગળ વધતા આવતા ફ્રાંકોની ભયાનકતાથી લોકજનતા ભયથી અને ગુસ્સાથી કંપી ઊઠતી હતી. સમાજનું નિયમન તૂટી જતું હતું. દરરોજની વ્યવસ્થાનો અંત આવતો હતો, છતાં સરકાર પક્ષથી એ બધી વિકરાળ નિરંકુશતાઓને કાબુમાં લાવવાનો પ્રયત્ન થયા જ કરતો હતો.

પણ બળવાખોરોએ છૂટી મૂકેલી ભયાનકતા ઇતિહાસમાં અજોડ જેવી હતી. લશ્કરના નાયકો અને અમલદારો જ લૂંટફાટ, અત્યાચાર અને કતલ માટે વસ્તી પર મૂર વરૂઓ છૂટા મૂકતા હતા. કોઈપણ નવું શહેર કબજે કર્યા પછી એમાંથી સરકાર પક્ષના એકેએક માણુસને વિંધી નાખવામાં આવતું હતું. જે કોઈ મજૂર પાસે ટ્રેડ યુનિયન કાર્ડ જડે, જે કોઈ ફ્રીમેસન માલમ પડે, જે કોઈએ ભૂતકાળમાં પૉપ્યુલર મોરચા માટે મત આપ્યો હતો તેવી

માહિતી મળે તે સૌને એક સાથે ચીરી નાખવામાં કે વિંધી નાખવામાં આવતાં. જીતાતા કોઈ પણ નાનામાં નાના ગામમાં પણ એવા હત્યાકાંડ થતા હતા. વિજય પછી કારડાબામાં બે હજારનો, સારાગોસામાં અઢાર સોનો, સેવિલીમાં નવ હજારનો, ગ્રાનાડામાં છ હજારનો ને પેંપલોનામાં ત્રણ હજારનો નરમેધ બળવાખોરોએ જીત પછીના કાર્યક્રમ તરીકે ઉજવ્યો હતો. એ હત્યાકાંડ માડ્રિડની જીત પછી પણ ભયંકર ઉજવાવાનો હતો. રોજ મરણના ઢગલા ઉલેચાતા. સ્પેનના પાટનગર પર જીત પછીના માનવસંહારને બોલતી અનેક પત્રિકાઓ રોજ ફેંકાતી હતી કે,

"રાષ્ટ્રીય લશ્કર હવે થોડા જ સમયમાં માડ્રિડનો કબજો લેશે અને તમને સૌને ચેતવણી આપવામાં આવે છે કે ત્યારે બળવાખોર પક્ષના એકના મરણ માટે તમારામાંથી દશનું ખૂન કરવામાં આવશે. અમારી પાસે તમારા લાલ લશ્કરમાંથી પકડાયેલા એક હજાર કેદીઓ છે, તેમનું પણ તે જ થશે..."

જ્યારે બળવાખોરોએ મલાગા લીધું ત્યારે નગરનાં વતનીઓને પછી શું થશે તેની ખબર હતી જ. એ નગરમાં ફાસીસ્ટ બળવાખોરો પેઠા તે પહેલાં ત્રીજા ભાગની વસતી ઘરબાર છોડીને શરીર પર લેવાય તે લઈને નાસતી હતી. એ નાસનારાંઓમાં સ્ત્રીઓ, પુરુષો અને બાળકો મળીને કુલ દોઢ લાખ જેટલાં હતાં. એમની પાછળ એમના શિકારીઓ હતા. બીલબાઓમાં પણ એવી જ મોટી સંખ્યા ભાગતી હતી.

હવે ધીમેધીમે બિનદરમ્યાનગીરીના નાટકી આચાર મૂકી દેવામાં આવ્યા હતા. ફ્રાંકોનું લશ્કર જર્મન અને ઈટાલીની સ્પેન પર ચડાઈ હોય તેવું દેખાતું હતું. જ્યારે ફ્રાંકોએ સંતાનદેર લીધું ત્યારે મુસોલિનીની સરકારે ઈટાલીમાં ખુશાલીનો ઉત્સવ ઊજવ્યો.

૨૪

# મુસ્તફા કમાલ આતાતુર્ક

ભૂરી આંખોનાં અજવાળાંમાં મસ્તીખોર કુંડાળા રચતો સ્વદેશભક્ત અને માનસવિષમધારી પોતાનાં સાત સાત નામો પર કોલોસસ જેવું પ્રચંડ વ્યક્તિત્વ ધરતો આખા ટર્કીને વૈતાલી ઓળાથી આવરી લેતો કમાલ જાણે આજે ય ઊભો છે.

સાલોનિકામાં માબાપ એને મુસ્તફા કહીને બૂમ પાડતાં. નિશાળમાં એના માસ્તરો એને મુસ્તફા કહીને યશ વર્તાવવાનો પ્રયત્ન કરતા. એકવાર એક માસ્તર એના ગણિતના જ્ઞાન પર મલકાઈ પડયા ને બરડો થાબડતાં બોલ્યાઃ " કમાલ ! " પછી મુસ્તફા કમાલ બન્યો.

ડારડેનલ્સની લડાઇ પછી એ મુસ્તફા કમાલ પાશા (સેનાપતિ) બન્યો. ૧૯૨૧માં એણે ગ્રીકોને કચડી નાખ્યા પછી પાછું એના નામની આગળ ગાઝી (નાશ કરનાર) ગોઠવાયું. મુસ્તફા ગાઝી મુસ્તફા કમાલ પાશા બન્યો. પણ દશ વરસ પછી જ્યારે એણે લશ્કરી ઇલ્કાબો ભૂસી નાખ્યા ત્યારે એ પોતે પણ ગાઝી મુસ્તફા

કમાલ બની રહ્યો. ૧૯૩૪માં એણે આતા તુર્ક (તુર્કોનો પિતા) નામ ધારણ કર્યું. આ બધી નામાવલિનો છેલ્લો આંક એણે કમાલ આતાતુર્ક નામ ધારણ કરીને કાઢયો.

એણે ધર્મને પદભ્રષ્ટ કયો, ધર્માચાર્યોને કામ કરતા બનાવી દીધા, અને પછી જાણે એના વિજયોની વિશાળતાને દુનિયાં ટૂંકી પડતી હોય તેમ મોટો ભવ્ય અને ભયાનક એક હાથમાં તરવાર, આંખમાં જોહુકમી અને માથા પર રાષ્ટ્રહુતાશનની ધીખતી શગડી રાખી સુધારા કરવા અને નૂતન તુર્કી સર્જવા એ નીકળી પડયો. એણે પડદા ચીરી નાખ્યા, ઘૂમટા તોડી નાખ્યા, મસ્જિદોમાં અનાજના કોઠારો ભર્યા, ભાષાને લેટિનમય બનાવી, બહુપત્નીત્વનો અંત આણ્યો, નૂતન રચનાના નવા કાનૂનો ઘડયા, ઈસ્તંબુલનાં બધાં રહેઠાણોને ફરજિયાત રીતે નિરોગી બનાવ્યાં અને તુર્કીના ઈતિહાસમાં પહેલી વસ્તીગણતરી કરી. એ ઉપરાંત એણે રાજકીય રજાના દિવસો વરસના ત્રણ જેટલા જ રાખ્યા, પરણનારાંઓની શારીરિક તપાસ ફરજિયાત બનાવી, અંકારામાં નવું પાટનગર નિરમ્યું. જાદુનાં પુસ્તકોને ખતમ કરાવ્યાં, સ્ત્રીઓને આગળ આણી દીધી અને બધી સંસ્કૃતિ ને સંસ્કારનું કેન્દ્ર તુર્કી છે એમ પુરવાર કરતો જગતનો ઇતિહાસ લખાવવા માંડયો.

અને એ... ! એના ચરિત્રવિધાનની વાત કરશો મા. એના અંગત જીવનની ઘટનામાં ડોકાશો તો આંખો ઝંખવાઈ જશે. સરમુખત્યારીનું વ્યક્તિત્વ કમાલમાં પરિસીમાએ પહોંચેલું દેખાશે. એ આખો મહાન પીટર જેવો માલમ પડશે. એની સાથે સરખાવશો તો હિટલર ઢીંચકો (milksop) દેખાશે, માંધાતા મુસોલિની ખુશબોદાર લંબૂશ માલમ પડશે અને ગોંબોઝ રામા જેવો જણાશે. કમાલે એક વખતે ઇજિપ્શિયન પ્રધાનને જાહેરમાં થપાટ લગાવી

દીધેલી. કારણકે તે પ્રધાને તુર્કીમાં નિષેધાયેલી 'ફેઝ' ટોપી પહેરી હતી.

સ્વદેશભકિતના જ પોતાના ખ્યાલને લીધે એણે જેટલા ઉપરીઓને છેહ દીધો છે તેટલાને કોઈએ નહિ દીધો હોય. ૧૯૧૮માં એને રાજકુમાર વાહીઉદ્દીન સાથે બર્લિન મોકલવામાં આવ્યો. ત્યાં વાહીઉદ્દીનને એણે હિંડનબર્ગ સાથેની મસલતોમાં મદદ કરવાની હતી. છ વરસ પછી એ જ શેઠને—સુલતાન મહમદ છઠ્ઠાને તુર્કીમાંથી તુર્કીની બહાર બૂટની એડ પર ઉછાળીને ફેંકી દીધો.

કુરદીસ્તાનમાં રાષ્ટ્રીય બળવો થયો. ત્યાં એને સુલતાન તરફથી ઈન્સ્પેકટર જનરલ તરીકે બળવાને શાંત પાડવા અને બળવાખોરોને દાબી દેવા મોકલેવામાં આવ્યો. ત્યાં જઈને એને બળવો યોગ્ય દેખાયો અને બળવાખોરો સ્વદેશભક્તો દેખાયા. એણે બળવાને દાબી દેવાને બદલે બળવાની આગેવાની લીધી. એના ઉપરીઓએ જે બળવો દાબી દેવા એને મોકલ્યો હતો તે બળવાના સરદાર તરીકે બે જ વરસમાં એણે આખા તુર્કી માટે વિજય મેળવ્યો અને બધા ઉપરીઓનો ઉપરી બન્યો.

૧૯૨૬માં એને મારી નાખવાનું કાવતરું થયું. એણે વિરોધ-પક્ષના બધા નેતાઓને એક સાથે હારદોર ફાંસીને માચડે લટકાવી દીધા. એ ટીંગાઈ ગએલાઓમાં એનો દરરોજનો સાથીદાર કર્નલ એરીફ અને તુર્કીના નાણાંવિષયક ઉસ્તાદ જેવીડ—એનાં શબ પણ લટકતાં હતાં. એ હત્યાકાંડની સવાર પહેલાંની આગલી રાતે એણે પોતાના આવાસ પર એ ફાંસીદિનની ઉજવણીમાં બધા દરબારીઓને મિજબાનીમાં બોલાવ્યા હતા. મિજબાની માણીને વહેલી સવારે ઘેર જતા દરબારીઓ નગરના ચોકમાં લટકતાં શબ દેખતા હતા !

એના જીવનવેગનાં એવાં ઝરણાં પાછળ કહે છે કે એના મનમાં બે અસરો હતી: એક એની મા, અને બીજી એની માંદગી. એની માને એ ખૂબ જ ચાહતો હતો. જો કોઈ સ્ત્રી તરફ એણે વફાદારી દાખવી હોય તો તે એની મા હતી. બાલ્કન યુદ્ધ વખતે સાલોનિકામાં એની માતા સપડાઈ હતી, અને પછી અસહ્ય પીડનોને વશ બનેલી ગ્રીક કારાગારમાં સડતી હતી. કમાલે એને ત્યાંથી છોડવી પોતાની પાસે રાખી હતી અને પછી તે કમાલના પોતાના ઘરમાં મરણ પામી હતી.

૧૯૧૭માં કમાલ માંદગીને બિછાને પડયો હતો. એક પ્રખ્યાત વીએનિઝ ડૉકટરે એને કાર્લ્સબાદમાં તપાસ્યો અને કહ્યું કે જો તે પીવાનું છોડશે નહિ તો એક વરસમાં મરણ પામશે. બિમારીની પરવા કર્યા વિના જીવનવેગથી ઊછળતો કમાલ લડાઈના મોરચા પર પહોંચી ગયો. પેલો વીએનિઝ ડૉકટર મરણ પામતો હતો. કમાલ સાજો થતો હતો અને એની સ્વચ્છંદી ટેવોમાં નિરંકુશ ધસતો હતો. પોતાના લોહીને શુદ્ધ કરવાને બદલે એ આખા તુર્કીની ઓલાદને નવજીવન આપવા મચી પડયો હતો, પોતાની જાતને શિક્ષા કરવાને બદલે એ આખા તુર્કસ્તાન પર નાનામાં નાનો ગુનો દંડવા ફરી વળ્યો હતો.

કમાલ ૧૮૮૧માં જન્મ્યો. એનો બાપ અલી-રસા હિટલરના બાપની જેમ નાનો કસ્ટમ અમલદાર હતો, પણ એની માતા ઝુબેદા પીલસુદસ્કી, મુસોલિની અને મસારિકની માતાની જેમ સામાન્ય સ્ત્રીથી ચડિયાતી હતી. માતાને મન હતું કે દીકરો ભણીગણીને ધર્માચાર્ય બને. સ્ટૅલિનની માએ પણ એ જ મુરાદ સેવીને દીકરાને ટીફલીસની ધાર્મિક શાળામાં ધકેલ્યો હતો. કમાલની માએ અલી-રસાના મરણ પછી તરત જ બીજી વાર લગ્ન કર્યું અને કમાલે ઘરમાં ઘૂસી જનાર આ નવા બાપને ખૂબ જ ધિક્કાર્યો હતો.

કમાલે એક બળવાખોર તરીકે જીવનની શરૂઆત કરી. એ ક્રાન્તિની પત્રિકાઓ લખતો અને બળવાની કવિતાઓ બનાવતો. કોન્સ્ટેન્ટીનોપલના કારાગારમાં એને પૂરવામાં આવ્યો હતો પણ લશ્કરી અમલદાર તરીકેની એની લાયકાતે એનો કેદખાનેથી છૂટકારો કરાવ્યો.

કમાલનું કામ બીજાઓ કરતાં વધારે અઘરું હતું. સૈકાજૂના સામાજિક સડામાં ગરકાવ થઈ ગએલા રાષ્ટ્રને એણે કાદવમાંથી ખેંચી કાઢ્યું, સાફ કર્યું અને તેને પગથી માથા સુધી નવું સરજી જગત સામે મગરૂર બનાવ્યું. ૧૯૧૯માં ટર્કી એવો તો કચડાઈ ગએલો અને ભાંગી ગએલો હતો કે તે બ્રિટિશ હકુમત સ્વીકારવા તૈયાર હતો પણ કમાલનો હાથ અડયા પછી એ બ્રિટનનો દુશ્મન બનીને પોતાના બળ પર શાંતિની શરતોનું સ્વસ્થાપન કરવા લાગ્યો.

એ ત્રણ જ વરસમાં કમાલે સુલતાનને હાંકી કાઢયો. ખલીફાતને રદ કરી, ગ્રીકો સામે યુદ્ધ ખેડયું અને તેમને હરાવી નસાડયા. ગ્રેટબ્રિટનને ચાનક આગળ ચમકાવીને ભિડાવી દીધું. લુસાંની પરિષદમાં પરદેશી હકુમતોને હડધૂત કરી હાંકી કાઢી ટર્કીનું સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે નિર્માણ કર્યું. ટર્કીશ પ્રજાતંત્ર ઘડી કાઢ્યું અને નવા પાટનગરમાં નવી પાર્લામેન્ટ બોલાવી. કમાલ તુર્કીનો પહેલો પ્રમુખ બન્યો.

કમાલે અંગોરામાં પાટનગરની પાસે ઘર બાંધ્યું અને ત્યાં રહેવા લાગ્યો. ૧૯૨૩માં એ લતીફા નામની સ્ત્રી સાથે પરણ્યો પણ થોડા જ વરસમાં, તેની સાથે છુટાછેડા કર્યા અને એકલો રહેવા લાગ્યો. એણે ઈટાલી અને રશિયા બન્ને સાથે ભાઈબંધી વેરવા માંડી. પૂર્વ ભૂમધ્યમાં ટેકા માટે ઈટાલી એને મુજરો કરતું હતું

અને ડાર્ડેનલ્સમાં નીકળવાનું રશિયાનું ગરમ સાગરનું એક જ સ્થાન હોઈ રશિયા પણ એની સાથે મુખ મલકાવતું હતું. કમાલ બન્ને સાથે રમવા લાગ્યો. પણ એબિસીનિયા પરનું ઈટાલીનું આક્રમણ એને રુચ્યું નહિ. એની ઈટાલી સાથે ગાંઠ ઢીલી પડવા લાગી અને રશિયાની ભાઈબંધી વધવા લાગી.

આ નવાં આંદોલનો પાછળ રશિયન પરદેશમંત્રી લિટવિનોવનો અંદરખાનેથી હાથ હોવાની વાતો પણ બહાર આવી.

૨૫

# સોવિયેટ રશિયાનો સરમુખત્યાર

"નેતૃત્વની કળા એક ગંભીર બાબત છે. નેતા ચળવળની પાછળ ન પડી શકે. કારણકે એમ કરવું એટલે જનતાથી અળગા પડી જવું. પણ નેતાએ આંખો મીચીને આગેદોડના આંધળિયા પણ ન કરવાં જોઇએ; કારણકે એથી એ જનસમૂહનો સંપર્ક ગુમાવી બેસે છે. જે એક હિલચાલની આગેવાની લેવા માગે છે એને બે મોરચે લડાઈ લડવી પડે છે—એક તો જે ઢીલપગા પાછળ પડી જાય છે એમની સામે અને બીજા જે આગળ ધસ્યે જતા હોય એવા દોડપગાઓ સામે."

—જોસેફ સ્ટેલિન

એનું ખરું નામ તો યોસિફ વિસારિયો નોવિચ છે. ૧૮૭૯માં ટીફ્લીસ પાસે ગોરા શહેરમાં યોસિફ એની માતાને સાંપડયો ત્યારે એનો બાપ રસ્તા પર બેસીને જોડા શીવતો હતો, અને ટાંકા મારતો પોતાના ખેડૂ જીવનને યાદ કરતો હતો.

"ઠીક થયું, હવે છોકરો જામતો જાય છે તો જલદી કામે લાગશે..." યોસિફનો બાપ આરામ શોધતો બોલતો હતો.



સ્ટૅલિન : એક ઉઝ્બેક બાળિકા સાથે

"મારો...યોસિફ !" માતાની આંખો યોસિફ પર ઠરી રહી. એના હોઠ મક્કમ નિર્ણયમાં બોલી ઊઠયા, "મારો યોસિફ નિશાળે જશે,...ભણશે ગણશે ને પાદરી થશે."

માતા મક્કમ હતી. એણે એનો યોસિફ ભણશે ગણશે ને મંદિર માંડશે એમ માનીને પંદર વરસ સુધી ધૂળમાં લીટા દોરતા દીકરાને ટીફ્લીસની ધાર્મિક શાળામાં ભણવા મૂકયો. યોસિફ પંદરથી ઓગણીસ વરસની ઉંમર સુધી ભણ્યો. પછી એક દિવસે ધાર્મિક શાળાએ એને વળાવી દીધો કારણકે એ ક્રાન્તિકારી હિલચાલમાં રસ લેતો હતો યોસિફ ઘેર આવ્યો. એની આંખમાં ધાર્મિક શાળા ખૂંચતી હતી, પાદરીઓનો મતાગ્રહ એની અંદર બળવો જગવતો હતો. એ ભૂખમરો જોઈ રહ્યો. એને અંદરથી ક્રાન્તિનો પહેલો હુતાશ ધુંધવાતો લાગ્યો. એણે માર્ક્સવાદીઓની ભાઈબંધી બાંધી. યોસિફ ક્રાન્તિના પહેલા પાઠ ભણી રહ્યો.

એ ઓગણીસ વરસનો કાળ યોસિફની ધીરજને તાવતો વહેતો હતો. ૧૮૯૦થી યોસિફ એકતાન બની ક્રાન્તિની હિલચાલની વિગતો ગૂંથતો મચી પડયો હતો. એકધારી ધીરજના, તનતોડ મહેનતના, ભયંકર ભૂખમરાના, ભલભલાને ભૂલાવી દે તેવી મુશ્કેલીઓના દિવસો વહેતા જતા હતા.

૧૯૦૫નું યાદગાર વરસ આવ્યું અને પસાર થયું. ૧૯૦૫ની ક્રાન્તિ થઈ અને શમી ગઈ. રશિયાની ધરતી પર દારુણ દમનો, અંગવિચ્છેદ, દેહાંતદંડ પથરાઈ રહ્યાં. કારાગારો ઉભરાયાં. આઠે પહોર ગિરફતારી ગૂંજી રહી. જુવાનો ઝબ્બે થયાં ને દેશનિકાલમાં જકડાઈ ગયાં. થોડાંક વેશપલટા કરી, નામપલટા કરી છૂપાઈ ગયાં અને ક્રાન્તિને આગળ ધપાવી રહ્યાં. લેનિન અને બીજા કોઈ પુસ્તકાલયોમાં તો કોઈ હોટેલોમાં ભરાઈ બેઠા. યોસિફ એકલો એક

શ્રીમંતને ઘેર ઝાડુ વાળવા રહ્યો. એ ઝાડુવાળો ભીતરમાં બળવાખોર પક્ષ જમાવી રહ્યો. ફરી પાછી ક્રાન્તિની જાળ રશિયા પર પથરાવા લાગી.

"આ તો સ્ટૅલિન છે, સ્ટૅલિન ( સ્ટીલ–લોખંડ )" લોખંડી ઝાડુવાળા યોસિફને જોઈને બળવાનો લેનિન બોલતો હતો.

યોસિફ ત્યારથી સ્ટૅલિન કહેવાયો.

મુસોલિની અને હિટલર બન્નેએ કારાગારનાં ભયાનક ભીતર જોયાં છે પણ સ્ટૅલિન જેવું કોઈ સરમુખત્યારે સહન નથી કર્યું. સ્ટૅલિન સાચે જ પિંજરનું પંખી બની રહ્યો. ઝારની પોલીસે એને પાંચ વાર ગિરફતાર કર્યો અને પાંચ વાર કાળાપાણીએ કાઢ્યો. ચાર વાર એ કારાગારમાંથી સરકી નાઠો.

ટીફ્લીસ પાર્ટીની સમિતિમાં એ સભ્ય હતો. પાર્ટીનું કામકાજ આગળ ચલાવવામાં નાણાંની ખૂબ જ જરૂર હતી. લૂંટફાટ કરીને નાણાં મેળવવાની નીતિ સ્વીકારાઈ. બૅંકો પર ધાડ પડી. બૉંબ નંખાયા, માણસો મરાયાં. સ્ટૅલિને આ કામમાં સરદારી લીધી અને પંદર હજાર પૌંડ એક ધાડમાંથી પડાવ્યા પણ તેમાં પાર્ટીના વીસ સાથીદારો કપાઈ ગયા. લેનિને ભયંકર બનતા જતા સ્ટૅલિનને થોડો સમય પાર્ટીમાંથી બરતરફ કર્યો, પણ તરત જ પાછો એને લેવામાં આવ્યો.

દેશનિકાલ અને કારાગારની સજાઓ વચ્ચે સ્ટૅલિન હવે ધાડો પાડવાની પ્રવૃત્તિ છોડી, બ્રુક પહોંચી ગયો અને ત્યાં છૂપા નામથી 'રેમિયા' નામનું એક બોલ્શેવિક છાપું ચલાવવા લાગ્યો. પછી એણે સ્ટોકહોમ, ક્રેકો અને પ્રાગની પરિષદોમાં હાજરી આપી. ૧૯૧૨માં એણે સમાજવાદ અને રાષ્ટ્રીય સવાલ નામનું પુસ્તક

લખ્યું. પછી ૧૯૧૩માં એ ડયુમાની અંદરના સોશ્યલ ડેમોક્રેટિક પક્ષનો નેતા બન્યો, સામ્યવાદી સંઘના મુખપત્ર ' પ્રવદા 'નો તંત્રી થયો. ૧૯૧૩ના અંતમાં એ ફરીવાર પકડાયો અને આ વખતે આર્કટીક સરકલ પરના બરફના પ્રદેશમાં ભયંકર શિક્ષા સહન કરવા મોકલી દેવામાં આવ્યો. પણ ૧૯૧૭ની ક્રાન્તિએ એને છોડાવ્યો.

૧૯૧૭ની ક્રાન્તિએ સામ્યવાદી બળવાખોરોના હાથમાં સત્તા મૂકી. પોલીટબુરોનો એ શરૂઆતથી જ સભ્ય થયો. લેનિન ઉપરાંત એના સિવાયના બીજા સભ્યોમાં . ટ્રાટ્સ્કી, ઝીનોલીવ, કેમેનેવ, સોકોલનિકોવ તથા બુબનોવ હતા. બોલ્શેવિકોએ સરકાર સ્થાપી તેમાં એણે કામદારો અને કિસાનોનો પ્રધાન તથા નેશનાલિઝમનો પ્રધાન બની એક સાથે બે જગાઓ સંભાળી.

આંતરવિગ્રહ વખતે એ સંગ્રામસમિતિનો સભ્ય હતો પણ ટ્રાટ્સ્કી જેટલો સક્રિય નહોતો. પણ ૧૯૨૧માં લેનિને એને આખા પક્ષનું સામાન્ય મંત્રીપદ આપ્યું. આ વખતે રશિયામાં જુદી જુદી ભાષાઓ બોલતી સો પ્રજાઓ હતી. સ્ટૅલિને એ સૌને એક કરવાની તરકીબ શોધી કાઢી. એ બધાં સ્વતંત્ર રાજ્યો મળીને યુ. એસ. એસ. આર.ની યોજના થઈ. મોસ્કો રશિયાનું પાટનગર બન્યું. ત્યાં બેઠેલી બોલ્શેવિક સરકાર સોવિયેટ યુનિયનની સત્તાનું કેન્દ્ર બની.

પણ ટ્રાટ્સ્કી આ સમયે પૂરજોશમાં હતો. લાલ લશ્કરનો એ મહા સેનાની હતો અને સ્ટૅલિન અને તે બન્ને એક બીજાના પ્રથમથી જ પ્રતિસ્પર્ધીઓ હતા, અને એક બીજાના ઘર્ષણમાં આવી ચૂકયા હતા. સ્ટૅલિન પણ તે સમયે લડાઈના મોરચા પર એક સરદાર હતો. એણે શિસ્તભંગ માટે પોતાની જવાબદારી પર

અમલદારોની એક ટોળીને વિંધી નંખાવી. મહાસેનાની ટ્રૉટ્સ્કીનો વાંધો ઉઠાવતો હુકમ છૂટયો, અને સ્ટૅલિનનો જવાબ માગતો તાર આવ્યોઃ

"એના તરફ ધ્યાન આપ્યા વિના કામ આગળ ચલાવો." સ્ટૅલિને ઉઘાડો અનાદર કર્યો.

સ્ટૅલિનનો એક બીજો રમૂજી બનાવ એ જ અરસામાં બનેલો. પેટ્રોગ્રેડ પાસે સ્ટૅલિન ટુકડીઓની તપાસ લેતો હતો ત્યારે એને એક ચિડાઈ ગએલા બોલ્શેવિક સૈનિકે સલામ કરવાની ના પાડી. સ્ટૅલિને તેને આ શિસ્તભંગનું કારણ પૂછ્યું. સૈનિકે પોતાના ચિંથરાથી વિંટેલા પગ બતાવ્યા અને પછી સરદારને અનુકૂળ એવા લશ્કરી બૂટમાં લપેટાયેલા એના પગ તરફ હાથ લંબાવ્યો. એક પણ શબ્દ બોલ્યા વિના સાથીદારીના ઉમળકાથી સ્ટૅલિને એનો હાથ હલાવ્યો અને ત્યાં ને ત્યાં જ પોતાના બૂટ કાઢી આપી એ સૈનિકને પગે વિંટેલાં ચીંથરાં પોતાના પગ પર વીંટી લીધાં.

"આ જયોર્જિયન લોખંડી જ બધું સહન કરી શકશે." લેનિને સ્ટૅલિન વિષે મત બાંધી રાખ્યો તથા પોતા પછી પોતાના પદ પર આવનાર તરીકે એને નક્કી કરી રાખ્યો. તે સમયે લોકવાયકા બોલતી હતીઃ "લેનિન સ્ટૅલિનમાં વિશ્વાસ રાખે છે પણ સ્ટૅલિનને કોઈનામાં વિશ્વાસ નથી."

પછી લેનિન ઘવાયો અને એને એનો કાળ નજીક આવેલો લાગ્યો. ત્યારે સ્ટૅલિને એની જગા પર આવવાની ખાનગી હિલચાલ શરૂ કરી દીધી. કહે છે કે લેનિન એના તરફ ભયની નજરથી જોતો ત્યારે બોલ્યો હતો કે "This cook will make too hot a stew."

પછી લેનિનના મરણ સાથે જ એ જ્યોર્જિયને પોતાના પાસા નાખવા માંડયા. ૧૯૨૪માં લેનિનની ઠાઠડીનો એક છેડો સ્ટૅલિનના ખભા પર હતો; બીજો ઝીનોવની ખાંધ પર હતો. અને તોય પછીનાં પાંચ જ વરસમાં એ જ્યોર્જિયન સ્ટૅલિને એક વખતના ખભેખભા અડાડનાર વ્યક્તિઓને પણ વિરોધી બનતાં પોતાના માર્ગમાંથી ફેંકી દીધી. સ્ટૅલિન સોવિયેટ યુનિયનનો સમર્થ સરમુખત્યાર બન્યો, અને ટ્રોટ્સ્કી ઈતરાજીના અંગારમાં સળગતો સમસમી રહ્યો.

એ બન્ને વચ્ચે અંતર તો શરૂઆતથી જ હતું જ. ક્રાન્તિના સમયમાં પણ જ્યારે સ્ટૅલિન બોલતો હોય ત્યારે કેવળ એના તરફની બેદરકારી બતાવવા ટ્રોટ્સ્કી છાપું વાંચવા માંડતો, પણ હવે તો એ અંગત ઈતરાજી સ્પષ્ટ દુશ્મનાવટમાં ફેરવાઈ ગઈ. સ્ટૅલિનને ઉખેડી નાખવા ટ્રોટ્સ્કી શું ન કરે તે કોઈ કલ્પી શક્યું નહિ. સ્ટૅલિન શરૂઆતથી જ આવેગવાળો ઉગ્ર રાજકારણી પુરુષ હતો અને જ્યારે ને ત્યારે આગળ પડતા વિધાયક જેવો સમિતિઓનાં કામકાજોમાં મશગુલ માલમ પડતો હતો. ટ્રોટ્સ્કી શરૂઆતથી જ એકલા વરૂ જેવો ઘૂરકતો ને ઉશ્કેરાતો કટ્ટર વ્યક્તિવાદી હતો અને પોતાના વ્યક્તિવાદને લીધે વીસ વરસથી બોલ્શેવિક અને મેન્શેવિક પક્ષ સાથે ઝઘડતો છતાં તેની સાથેનું પોતાનું જોડાણ જાળવી રહ્યો હતો. સ્ટૅલિન પથ્થરની પ્રતિમા જેવો નિશ્ચલ દેખાતો, ટ્રોટ્સ્કી મીણના પૂતળા જેવો પીગળતો લાગતો, સ્ટૅલિન ઠંડા લોહીનો અને ગણતરીબાજ રહેતો ત્યારે ટ્રોટ્સ્કી હંમેશાં ઊછળતો, નિખાલસ અને વાતોડીઓ માલમ પડતો, અને તેથી જ સ્ટૅલિન ધારે ત્યારે બોંબ નાખી શકતો અને ટ્રોટ્સ્કી બોંબના અવાજ કરતાં મોટેથી તડૂકતો છતાં હિંસાથી કંપી ઊઠતો હતો. લોખંડી માથાવાળો સ્ટૅલિન વ્યવહારુ હતો. નિરપેક્ષતાઓના આદર્શો રચતો; ટ્રોટ્સ્કી કઠોર વાસ્તવિકતામાં તરંગી

બનતો હતો. સ્ટૅલિન નિયામક અને વ્યવસ્થાપક હતો, ટ્રૉટ્સ્કી કોઈની પણ સાથે હાથ ન મિલાવે તેવો પોતાના વ્યક્તિત્વમાં અક્કડ હતો. સ્ટૅલિન વાઘ જેવું ઘૂરકતો હોય તેમ હસતો હતો, ટ્રૉટ્સ્કી બાળકની જેમ ખુશનુમા હસતો હતો. સાઇબીરિયાના કારાગારમાં બન્ને સાથે સડતા હતા અને બન્ને એક પછી એક નાઠા હતા. સ્ટૅલિન હરણ પર તરાપ મારતા વાઘની જેમ ચૂપચાપ ભાગ્યો હતો, ટ્રૉટ્સ્કી શૂરાતનને શોભે તેમ ધડાકા ને ભડાકા કરતો નાઠો હતો.

ટ્રૉટસ્કીનો ઉદ્દામ બાજુનો વિરોધ સતત ક્રાન્તિની વિચારણાથી શરૂ થયો. એણે કોઈ એક દેશમાં સમાજવાદી રચનાનો વિજય શક્ય નથી એમ જાહેર કર્યું. એણે માન્યું કે બહારની દુનિયામાં સતત સામાજિક ક્રાન્તિ થતી રહે તો જ રશિયામાં સોવિયેટ સરકાર ટકી શકે.

સ્ટૅલિને અખત્યાર કરેલી નવી રીત તરફ ટ્રૉટસ્કીવાદીઓ ચોંકી ઊઠ્યા. તેમને લાગ્યું કે સોવિયેટ રશિયાનું સામાજિકરણ ખૂબ મંદગતિથી ચાલી રહ્યું છે. તેમને દેખાયું કે આસપાસના મૂડીવાદી દેશો સાથે સહકાર સાધવાની લેનિને અખત્યાર કરેલી નવી આર્થિક રીત ખૂબ લંબાવા માંડી છે.

સ્ટૅલિનનો મત એથી જુદો હતો. એણે સંભળાવી દીધું કે, "તમે બહારનાં ગરમ છોકરાંઓ, તમારી લગામો થોડાક દશકા ખેંચી રાખો; અમે તમારી આસપાસ આવી લાગીશું." ટ્રૉટસ્કીએ બહારના બળવાઓમાં ઘૂસી જવાની હાકલ કરી, સ્ટૅલિને એથી વિરોધી, "પહેલું રશિયા અને પછી બહારના દેશો," એવી બૂમ પાડી અને મજાકમાં ઉમેર્યું, "લગ્નની મધુરાત્રિનો હવે અંત આવી ગયો છે અને સમાજવાદી રચના રશિયા માટે શરૂ થાય છે; ટ્રૉટસ્કીને રચના નથી જોઈતી, સતત 'હનિમૂન'માં મહાલવું છે."

સ્ટૅલિન એકલો સાચો હતો. સ્ટૅલિનની સમાજવાદી રચનાની પંચવાર્ષિક યોજનાએ તે દુનિયા આખીને બતાવી આપ્યું છે. યોજના પહેલાં ટ્રોટ્સ્કીને હાંકી કાઢવામાં આવ્યો ત્યારે સ્ટૅલિનની આ આર્ષદૃષ્ટિનો ખ્યાલ ઘણાં ઓછાંને હતો, આજે દુનિયા આખીની પ્રયોજકપ્રજ્ઞા સ્ટૅલિનના માનમાં નમે છે.

સ્ટૅલિને પોતાનો માર્ગ સરળ કરવા રશિયાના મવાળોને તથા ટ્રોટ્સ્કી જેવા અતિ ઉદ્દામોને એક હાથે હાંકી મૂકયા. સ્ટૅલિને સામ્યવાદી પક્ષનું તંત્ર પોતાના હાથમાં લીધું. લેનિનવાદને પોતાની ગંજાવર યોજનામાં સાર્થક બનાવ્યો ને સ્પષ્ટ કર્યો. એ અર્થ સાથે જે અસંમત થયા તે નાસ્તિકો લેખાયા અને નાસ્તિકો નિર્દય રીતે દંડાયા.

એ વિરોધીઓમાં વિષમ રીતે વકરેલો ટ્રોટ્સ્કી રશિયાભરમાંથી ઊખડી ગયો. રશિયાના ગ્રન્થોમાંથી ટ્રોટસ્કીનું નામ રદ કરવામાં આવ્યું. રશિયાની નિશાળોનાં પુરાણાં પત્રકોએ પણ એના નામ પર છેકો માર્યો. આવતી કાલની અને આજની નવી રશિયન પ્રજા માટે ટ્રોટ્સ્કીનું નામ પણ નકારાયું. અને તોય સ્ટેલિને લખેલા 'ઓકટોબર રેવોલ્યુશન' નામના પુસ્તકમાં સ્ટેલિન પોતાના દુશ્મનનો નીચેના શબ્દોનાં ઉલ્લેખ કરે છેઃ "આપણે કબૂલ કરવું જ પડશે, ......એ નકારવું અશકય છે કે બિરાદર ટ્રાટ્સ્કી ઓકટોબરની ક્રાન્તિમાં સર્વોત્તમ રીતે લડયો હતો."

સ્ટેલિને ટ્રોટ્સ્કીને ધિક્કાર્યો છે, જ્યાંસુધી મર્યાદિત મનુષ્યોના ધિક્કારને પ્રેમની સંકલિત ગ્રન્થિઓ લઈ જાય ત્યાં સુધી. અને તોય પોતાને ટ્રોટ્સ્કીનો દેવાદાર જરૂર માને છે. પાંચ વરસના આયોજન જેવી જ યોજના ટ્રોટ્સ્કીએ ૧૯૨૧માં જાહેર કરી હતી. ટ્રોટ્સ્કીને

ધીરજ નહોતી. સ્ટેલિને ૧૯૨૫ સુધી એનો સમય માપ્યા કર્યો અને જેનું ટ્રોટ્સ્કીને સ્વપ્ન આવ્યું હતું તે પૃથ્વી પર ઉતારી બતાવ્યું.

માનવતાની મિશ્ર લાગણીઓના રંગની કેવી બહુરંગી રેખાઓ સ્ટેલિનની મનોમય ભૂમિકા પર રચાતી હશે તેની શી ખબર પડે ?

એક વાત ચોક્કસ છે, સામાન્ય માનવીના માથામાં પ્રેમ ને ધિક્કારના વેગ જેવા જ વેગ રશિયાના આ બન્ને પુરુષોમાં પણ હશે જ.

સ્ટેલિન માનવી છે, ટ્રોટ્સ્કી પણ માનવી છે. નિયોજનના નિયામક સ્ટેલિનને વિજય વર્યો છે, નિરંકુશ વ્યક્તિવાદે ટ્રોટ્સ્કીને ઇતિહાસની કિનારી પર ઊંડી ગર્તામાં ધકેલી દીધો છે.

સ્ટેલિનની માતાને ભલીભોળી જનતાની જેમ આ ઝીણવટની કશી જ ખબર નથી. એ તો ટીફ્લીસમાં જ એક ઘરમાં આજે ય જીવે છે. સ્ટેલિનને જન્મ આપનાર એ ડોસીમાને રશિયન ભાષાનો એક શબ્દ બોલતાં પણ આવડતો નથી.

કાળ પુરુષ જેવો સ્ટેલિન એ મરણની કિનારી પર ઊભેલી ઈકટેરીના નામે ઓળખાતી વૃદ્ધ સ્ત્રીને મન નાનકડો કીકો જ છે. ત્યાંના લોક જ્યારે સ્ટેલિનની અસાધારણ વાતો એ ઘરડાં માજીને કરે છે ત્યારે તે ખખડી ગએલું વૃદ્ધ માથું હલાવતી બોલે છે, "સોસો *......! હું નોં માનું."

થોડાં વરસો પહેલાં સ્ટેલિન વૃદ્ધ માતાને માસ્કો લઈ આવ્યો. ક્રેમલિનમાં એણે એક માસ મહા દુઃખે કાઢયો અને એનું જમાના પહેલાંનું માથું ગૂંચવાઈ ગયું. એણે આવું કોઈ દિવસ દીઠું નહોતું.

---

* સ્ટેલિનનું નાનપણનું નામ સોસો હતું.

એને સ્ટેલિનનો બાપ ફાટેલા જોડા શીવીને માંડ માંડ પેટ ભરવા જેટલું કમાતો તે દિવસ યાદ આવ્યા. અને તે દિવસોમાં બાપા પાસે બેસીને ટેભા મારતો સોસો સાંભર્યો. એ આંખ પલાળી સ્ટેલિનના માથા પર હાથ ફેરવતી ગૂંચવાતી બોલતી હતી: " પણ દીકરા! તું તારા ખરચ માટે શું કરીને કમાય છે તે તો કંઈ જ સમજાયું નહિ."

પછી એ ડોસી દીકરાને સાજો તાજો જોઈ ને પાછી પોતાના વતન ટીફ્લીસમાં રહેવા ચાલી ગઈ.

## ૨૬

# કાળ પુરુષ

અલબત્ત, ત્યારે દુકાળ પડયો હતો. સોવિયેટ યુનિયનના અનાજના ઢગલા પકવતા ઉત્તર કોકેશસ અને યુક્રેનના પ્રદેશોમાં ૧૯૩૩ની વસંતમાં દુકાળ હતો તે વાત કોઈ નકારી શકે તેમ નથી.

એ દુકાળની વાત એવી નથી કે તેમાં લાખો માણસો મરી ગયાં. ચેંબરલેઈને મારેલી ધાપ પ્રમાણે તો ત્યારે પચાસથી સાઠ લાખ જેટલાં માણસો મરણ પામ્યાં. પણ એ વાત બીજાં પ્રમાણોએ જૂઠાણા તરીકે પુરવાર કરી દીધેલી છે.

વાત એમ હતી કે સોવિયેટ સરકાર તે અરસામાં જમીનનું સમાજિકરણ કરવામાં ગુંથાએલી હતી. નાના નના જમીનદાર ખેડૂતોએ તે વાત સ્વીકારી નહિ. એમને સંઘખેતી જોઈતી નહોતી. જમીનને સામાજિક બનાવવી નહોતી, ખેડૂતોએ મોસમ પકવવાની ના પાડી દીધી, એટલે દાણો પાકયો નહિ ને સંઘરાયો નહિ તેથી તેમની પાસે પૂરતું ખાવાનું રહ્યું નહિ અને તેઓ મરણ પામ્યા.

એ દુકાળની અંદરની વાત એવી છે કે સોવિયેટ સરકારે પાંચ વરસની યોજના ઘડી. એ યોજનાનો એક મુખ્ય કાર્યક્રમ સંઘખેતીનો હતો. રશિયા ખેતીપ્રધાન દેશ હોવાથી ૧૯૨૭માં તેમાં અઢી કરોડ નાના ખાતેદારો હતા. સ્ટેલિનની યોજના એ સૌને સંઘખેતીમાં જોડી દેવાની હતી, અને તેમનાં ખેતરોને સંઘ કૃષિમાં સામાજિક બનાવવાની હતી. એવી ખેતી કરવા સરકાર ખેડૂતોનાં મંડળો બનાવી તેમને ટ્રેકટરો તથા બીજાં યાંત્રિક સાધનો પૂરાં પાડવાની હતી. સોવિયેટ સરકારના પંચ-વર્ષીય આયોજનોનો આ ખ્યાલ હતો. એના પર સોવિયેટ રશિયામાં સમાજવાદનું ભાવિ જોખાતું હતું.

પછી વાત એમ બની કે આ નવીનતા તરફ રોષે ભરાયેલા ખેડૂતોએ સંઘખેતીનો સામનો કર્યો. તેમણે પોતાનાં ઢોરની કતલ કરી અને સરકારને સોંપવાને બદલે મારી ખાધાં. સમાજવાદની સ્થાપનામાં આ બનાવ કરુણ હતો પણ પછીના મનુષ્ય પર ઊતરેલા મરણ કરતાં ઓછો કરુણ હતો. કિંમતી ડુક્કરો, બકરાં, ઘેટાં અને બીજાં પશુઓનો એક સાથે સંહાર થયો.

નવીનતાનો આ સામનો ભયંકર હતો. સોવિયેટ યુનિયનને ૧૯૪૦ સુધીમાં પણ સરભર ન કરી શકાય તેવો આઘાત થયો. પચાસ ટકા જેટલાં પ્રાણીઓની કતલ થઈ ગઈ. ખેડૂતો પોતે પણ આ બનાવથી ચોંકી ઊઠ્યા. સ્ટેલિન પાસે સરકારે આંકડા રજુ કર્યાં.

"આયોજન આગળ ધપાવવું જ છે તો આ મુશ્કેલીને ટપી જવા આપણો વેગ વધારી મૂકવો જોઈશે." એ કઠોર બનેલી પરિસ્થિતિને ડારવાની ગણતરી કરી રહ્યા. અને આયોજન આગળ ચાલ્યું. ૧૯૩૦માં સાઠ ટકા જેટલી જમીન સંઘખેતીમાં આવી ગઈ.

૧૯૩૨માં ફરીવાર ખેડૂતોએ આ સંઘખેતી સામે બળવો કર્યો. કૉકેશસ અને યુક્રેઈનના ખેડૂતોએ પૂરી મોસમ લીધી જ નહિ. એક શિયાળો નભે એટલો ખોરાક ઘરમાં ભરી બીજા બધા અનાજનો નાશ કર્યો.

આ ભયંકર બળવો હતો, સ્ટેલિનને પડકાર હતો અને રશિયાને ભૂખે મારવાનો અને સંઘખેતીનો સામનો કરવાનો ભયંકર માર્ગ હતો. સોવિયેટ સરકારને રશિયાના ઔદ્યોગિક પ્રદેશો પર અનાજ પહોંચાડવાની જરૂર હતી.

પણ અનાજ પહોંચ્યું નહિ. સરકાર પર સંદેશો આવ્યો કે પાકનો નાશ થયો છે. સ્ટેલિન એક મોટી કટોકટીની ધાર પર ઊભો રહ્યો.

"હવે શું......?" અમેરિકાના એક મહાવિદ્વાને એની મુલાકાત લેતાં પૂછ્યું.

"વર્ગો એની મેળે ભૂસાઈ જતા નથી, તેમને ભૂંસવા હાથ ઊંચકવો પડે છે." એની આંખમાં ભયંકર છાયા રમી રહી અને એણે હાથ ઊંચક્યો.

સરકારી અમલદારો કૉકેસસનાં અને યુક્રેઈનનાં ખેતરો પર, ખેડૂતોના આવાસ પર ફરી વળ્યા, અને સરકારનો કર ઉઘરાવી રહ્યા. ખેડૂતોએ પોતાને ચાલે એટલું જ અનાજ પકવ્યું હતું તેનું શું ? તેનું કંઈ નહિં. સરકારી અમલદારોએ એકે વાત સાંભળી નહિ. એમની પાસે એક જ જવાબ હતોઃ 'સરકાર સખત થઈ છે.'

સરકાર સખત થઈ હતી. સરકારી વડો સ્ટેલિન સખત થયો હતો. સ્ટેલિનકાકાની વર્ગો ભૂસવાની ભયંકર ઈચ્છા દારુણ બની હતી. એની મુદ્રા ભીષણતા ભાખતી હતી, "વર્ગો...આપ મેળે ભૂંસાતા નથી, ભૂંસવા હાથ ઊંચકવો પડે છે." અને એનો હાથ ઊંચકાયો હતો.

શિયાળો આવ્યો ને વસંત આવવાની હતી. ખેડૂતોનાં ઘરમાં ખાલી હાંલ્લાં ખખડતાં હતાં. ભૂખમરો ભયંકર ફેલાતો હતો.

" ખેડૂતોએ સમાજવાદ સામે બળવો કર્યો છે. એમણે...કોઈએ પણ સમાજવાદી ક્રાન્તિની રૂકાવટ કરવા માટે શિક્ષા ભોગવવી પડે છે." સ્ટેલિન બોલતો હતો.

" ખેડૂતો ભૂખમરામાં મરવા લાગ્યા." પત્થરમાં ચમકી ઊઠી હોય તેવી અનિમિશ આંખોએ સ્ટેલિન સૂનકાર દેખતો હતો.

દુકાળ એમ આવ્યો, અને ક્રાન્તિ વિરોધી કુલાકોનો એ ધ્વંસ કરતો ગયો. દુકાળ પછી પાછું સંઘખેતીનું આયોજન આગળ વધ્યું. રશિયાની ખેતીપ્રધાન ભૂમિ બસો ને પચાસ હજાર ખેતરોમાં વહેંચાઈ ગઈ. ખેડૂતોએ નહિ કલ્પેલાં એવાં ઓજારો આવ્યાં. ખેડૂતોએ નહિ ધારેલાં તેવાં રાક્ષસી યંત્રો ધરતીને ઉપર તળે કરી રહ્યાં. ઠેર ઠેર ખેડૂત મંડળો સ્થપાયાં અને પાંચ વરસની યોજનાનો ન ચળે તેવો પાયો નંખાયો.

પાયામાં ધરતીને ખેડતી માનવતાનાં ખાતર પૂરાઈ ગયાં. ક્રાન્તિ સામેનો બળવો ઊઠયો પણ સ્ટેલિનની લોખંડી ઇચ્છાશક્તિ આગળ શમી ગયો. ખેડૂતોએ પોતાનાં ધાન કાપી નાખ્યાં, પોતાનાં પશુઓને વધેરી નાખ્યાં, પછી ક્રાન્તિને ખાતર, સમાજવાદની સ્થાપનાને ખાતર તેમને પોતાના પ્રાણ પાથરી દેવા પડયા.

૨૭

# લાલ ઇનસાફ

૧૯૩૬ના ઓગસ્ટમાં સોવિયેટ રશિયામાં રાજદ્રોહી મુકર્દમાની હારમાળા શરૂ થઈ, જેણે પાશ્ચાત્ય જગતને પગથી માથા સુધી કંપ આપ્યો. ઝીનોવીવ અને કેમેનેવ જેવા જૂના બોલ્શેવિકો તથા પિયાટાકોવ જેવા પ્રધાનો ઉપરાંત તુખાશેવસ્કી જેવા સોવિયેટ યુનિયનના અનન્ય સરદારોનો ઈનસાફ તોળાયો અને તેમને વીંધી નાખવામાં આવ્યા.

ચકચાર જગવતી વિગતો બહાર આવી કે ટ્રોટ્સ્કી હિટલર સાથે હાથ મિલાવતો હતો, રેડેક અને સોકોલનિકોવ સ્ટેલિનની સરકારને ઉથલાવી પાડવા કાવતરું કરતા હતા. જે સરદારોએ લાલ લશ્કરને જીવન દીધાં હતાં તે જ જર્મની અને જાપાનને વેચાઈ ગયા હતા, વગેરે.

એમાંથી બે વસ્તુઓ તરી આવી. એક એ કે સ્ટેલિન સામેનો વિરોધ ધારવા કરતાં વધુ ગંભીર હતો અને લશ્કરની ભીતરમાં

પહોંચી ચૂકયો હતો; અને બીજી વાત એ હતી કે સ્ટેલિન કોઈ એવો જાજરમાન ખૂની હતો જે ટ્રોટસ્કીના અનુયાયીઓ તથા બીજા વિરોધીઓને ન્યાયની ઘટનામાં ઘટાવી વિંધતો જતો હતો.

અને વાહ ન્યાય! દેશેદેશની શ્રીમંતશાહીએ અનેક જૂઠાણાં ઉદાર હાથે તરતાં મૂકી દીધાં હતાં કે, સ્ટેલિન ગંભીર બિમાર છે અને તેથી મરતાં પહેલાં સોવિયેટ યુનિયન સામેના વિરોધની ઝીણામાં ઝીણી યાદ પણ ભૂસી નાખવા માગે છે...કે સ્ટેલિન એકાએક ઉન્મત્ત થઈ ગયો છે અને બંદૂક લઈને તૂટી પડયો છે... કે કેદીઓને ખૂબ રીબવામાં આવે છે, હિપ્નોટાઈઝ કરવામાં આવે છે, માદક પદાર્થો આપવામાં આવે છે, અને પછી તેમની પાસે અદાલતમાં મનમાન્યું બોલાવવામાં આવે છે, વગેરે વગેરે.

પણ અદાલત જેવી અદાલત બેઠી, અદાલતમાં વિદ્વાનો બેઠા, છાપાંના પ્રતિનિધિઓ બેઠા.

કાયદાબાજો ગોઠવાયા અને બન્ને પક્ષના સેંકડો સાક્ષીઓ પણ હાજર થયા.

પછી ન્યાય જોખાયો.

અને હકીકતોએ ન્યાયની રાતી રચના કરી.

કેદીઓએ જાતે કબૂલ કર્યું કે આ બધા વખત દરમ્યાન તેમના તરફની અમલદારી વર્તણૂક માનભરી હતી.

અને રેડેક પોતે બોલ્યો કે એણે સરકારી વકીલને મહીનાના મહીનાઓ સુધી કબૂલાતને પાછી ને પાછી હડસેલીને ગૂંચવી ગૂંચવીને મુંઝાવ્યો હતો.

અને સૌએ કબૂલ કર્યું હતું કે પોલીસચોકી પરથી અવારનવાર તેમના પર દબાણ થતું હતું પણ જે બીજે અનિવાર્ય રીતે હોય છે તેવું પોલીસ દમન કે રિબામણી નહોતી થતી.

અને તો ય ટ્રોટ્સ્કીસ્ટો કહે છે કે કેદીઓને માફ કરવાનાં વચન આપીને લલચાવી તેમની પાસે કબૂલાત કરાવવામાં આવતી હતી પણ અદાલતમાં થએલા પુરાવાની પિછાન પછી સ્પષ્ટ દેખી શકાય તેમ છે કે જો માફ કરવાનાં વચનોથી જ બધી કબૂલાતો થઈ હોય તો ગુનેગારોના પહેલા જથ્થાને એવાં વચનો છતાં વિંધી નંખાતો દેખીને પણ બીજો જથ્થો એવી લાલચમાં ન પડે અને ખોટી કબૂલાત ન કરે અને જો ગુનેગારોને ન્યાયની ઘટનામાં જ જકડી લઈ ઝબ્બે કરવામાં આવતા હોય તો ખુલ્લી અદાલતમાં બધા નિર્દોષો (!) માંથી કોઈ એક તો જરૂર પોતાની સત્ય હકીકત બૂમરાણ કરતો બોલી ઊઠે અને તેને છાપાના ડઝનબંધી પ્રતિનિધિઓ જરૂર સાંભળી શકે, અને એવા કોઈ પણ કથન માટે તેઓ લડત ચલાવે.

અને કેવળ સ્ટેલિનસરકારના સ્વાર્થની દૃષ્ટિએ જોઈએ તોપણ આવા મુકદ્દમા ઊભા કરવા જેટલો અને દુનિયા આખીમાં વગર કારણે ચકચાર ફેલાવવા જેટલો, પોતાની સામે માલિક લોકની વગોવણીને અવકાશ આપવા જેટલો તથા તે રીતે રશિયાની પ્રતિષ્ઠા પર મિથ્યા કલંક પહોંચાડવા જેટલો અને એ બધી રીતે સોવિયેટ યુનિયનને નબળું પાડવાનો ઉપદ્રવ ઊભો કરવા જેટલો સ્ટેલિન મૂરખ નથી જ નથી.

સ્ટેલિન સરકારને ઉથલાવી પાડનારા આ ભયંકર કાવતરાં અસ્તિત્વમાં આવ્યાં તે સાથે જ રાજદ્રોહનો ઉચ્છેદ કરવાની ફરજ પણ સ્ટેલિન ઇચ્છે કે ન ઇચ્છે તેની પરવા કર્યા વિના એના પર આવી પડી અને પછી ઇતિહાસી ઇનસાફ અનિવાર્ય બન્યો, અને ભયાનક મૃત્યુઘંટ બજાવતા કરાલ કાળે આ લાલ ઇનસાફની અચૂક રચનાનું નિર્માણ કર્યું.

સરકારી વકીલ વિશીંસ્કી મુકદ્દમાને અંતે વિકરાળ બોલતો હતો પણ મુકદ્દમો ચલાવતી વેળાની એની વર્તણુક બચાવપક્ષને માટે ખરેખર વિનમ્ર હતી જ. એનો એક જ દાખલો બસ થશે.

"પ્યાટાકોવ! કદાચ તમે થાકી ગયા હશો!"

"ના રે, હું હજુ લંબાવી શકું તેમ છે."

"તો હું ત્રણ વાગ્યા સુધી ચલાવવાની સૂચના કરું છું," પ્રમુખે વચમાં કહ્યું.

"મને વાંધો નથી પણ ગુનેગારને કદાચ કંટાળો આવે." વિશીંસ્કી બોલ્યો.

"હવે કેટલો સમય!" પ્યાટાકોવે પૂછયું.

"પચાસ મિનિટ."

"ચલાવો."

પ્રમુખે સવાલજવાબ આગળ ચલાવ્યા.

એમ પહેલો મુકદ્દમો ચાલ્યો, અને બીજો ચાલ્યો. બન્ને વખત અદાલતમાં હાજર રહેલાંઓ તાજુબ થઈને જોતાં ને સાંભળતાં બેઠાં હતાં. બ્રિટિશ જુરીસ્ટ અને પાર્લામેન્ટનો સભ્ય ડેનિસ પ્રીટ જે ત્યાં હાજર હતો તેણે કબૂલ કર્યું છે કે મહીનાઓ સુધી ઝીનોવીવ અને કેમેનેવે પોતાનો ગુનો સંતાડવા અનેક તરકીબો રચી, જવાબો ગોઠવ્યા. પણ છેવટે એ બન્ને પાસે ન ફેરવી શકાય તેવા પુરાવા અને હકીકતો રજુ થતાં તેમણે કબૂલ કર્યું. એ જ રીતે રેડેકે અઢીમાસ સુધી લંબાવ્યું અને મુરાલોવે આઠ માસ ખેંચી કાઢયા. જૂનો ટ્રોટસ્કીવાદી મુરાલોવ પોતાના બચાવની યુકિતઓ લડાવવામાં એવો તો હોશિયાર હતો કે એને માટે રેડેકે કહ્યું હતું

કે, "મારા મત પ્રમાણે એ મરતા સુધી એક પણ શબ્દ કબૂલ કરશે નહિ." ગુનેગારો એક જ વાત કહેતા હતા, અદાલતની કલમ નીચે ઘેટાંની જેમ ઘેરાતા હતા અને તેમને બોલવાની ફરજ પાડવામાં આવતી તેમ બોલતા હતા એવી ફેલાવવામાં આવેલી અસરો કેવળ ગલત છે. ઘણીવાર એ લોકો સરકારી વકીલ સાથે સખ્તાઈથી ઝઘડતા હતા, અંદર અંદર જુદા પડતા હતા, એ માથાફોડ કરતા સવાલોને ગૂંચવતા હતા, જવાબો ઉડાવતા હતા, અને સત્ય હકીકત સામે આવીને ઊભી રહે ત્યારે જ કબૂલ કરતા હતા.

અને એવી વિગતનો મુકદ્દમો અનેલો મોજુદ છે. એક બીજાની અંદર ગૂંચવાઈને, બંધાઈને, સંકળાઈને પડેલા મુકદ્દમાના તંતુઓ કોઈની બનાવટની ના પાડે છે. ૫૦૦ પાનનો મુકદ્દમો એક જ વાત ઈનસાફની વિગતમાં કહે છે કે તે લોક ખરેખર ગુનેગારો હતા. એ વાત ભલે તાજ્જુબ કરે તેવી કે ચોંકાવનારી હો!

## ત્રણ મુકદ્દમા

જૂના બોલ્શેવિકો ઝીનોવીવ, કામેનેવ, અને સ્મીર્નોવનો પહેલો મુકદ્દમો ૧૯૩૬ના ઓગસ્ટની ૧૯મી તારીખે સુપ્રીમ કોર્ટની લશ્કરી સમિતિ સમક્ષ શરૂ થયો. ઉલરીચ મુખ્ય ન્યાયાધીશ હતો, વિશીંસ્કી સરકારી વકીલ હતો. બચાવપક્ષ ઉપર ટ્રોટ્સ્કીથી ઉત્તેજાયેલા અને સોવિયેટ યુનિયન સામે કાવતરાં અને પ્રતિક્રાન્તિને વરેલાં એક ત્રાસવાદી મંડળ બાંધવાનો તથા સ્ટેલિન અને બીજા નેતાઓનાં તથા ખાસ કરીને કીરોવનું ખૂન કરવાનો આરોપ હતો. એ મંડળના ગિરફતાર થએલા સોળ જણ દેહાંત દંડને પામ્યા.

મુકદ્દમાની સુનાવણીમાં ઝીનોવીવની તપાસ ધ્યાન ખેંચે તેવી હતી.

વીશીંસ્કીઃ " તમારા મંડળની યોજના ક્યારે થઈ?"

ઝીનોલીવ : " ૧૯૩૨ના ઉનાળામાં."

" એનો મુખ્ય કાર્યક્રમ ત્રાસવાદી કામો માટેની તૈયારી કરવાનો હતો."

" કોની સામે ? "

" નેતાઓ સામે."

" નેતાઓમાં તો બિરાદર સ્ટૅલિન, વોરોશિલોવ અને કાગાનો-વિચ ને ? તમારા એ જ મંડળે કીરોવનું ખૂન કરવાની યોજના સફળ બનાવી'તી, નહિ ? કીરોવનું ખૂન તમારા જ મંડળ તરફથી થયું છે કે કોઈ બીજી સંસ્થા તરફથી ? "

" અમારા જ મંડળ તરફથી."

" તમારા મંડળમાં તમે, કામેનેવ, સ્મીર્નોવ વગેરે હતા ને ? "

" હા. "

" તમે જ લોકોએ કીરોવનું ખૂન કર્યું ? "

" હા. "

" બેસી જાવ. "

બીજા મુકદ્દમાનો આખો હેવાલ ઘણી ભાષાઓમાં પ્રસિદ્ધ થઈ ચૂકયો છે તથા તે વધારે પ્રતીતિજનક છે. એ મુકદ્દમો એ જ અદાલત સામે ૧૯૩૭ના જાન્યુઆરીમાં શરૂ થયો તથા બચાવ પક્ષનાં સત્તર જણ ઊભા હતા જેમાંના પીઆટકોવ, (ઉદ્યોગ ખાતાનો પ્રધાન) સોકોલનિકોવ, (પરદેશખાતાનો, એસિસ્ટંટ પ્રધાન) તથા મુરાલોવ, સેરીબ્રીઆકોવ, અને રેડેક મુખ્ય હતા. એ સત્તરમાંથી તેરને દેહાંત દંડની શિક્ષા થઈ. સોકોલલિકોવ અને રેડેકને દશ વરસનું

કારાગાર મળ્યું તથા આનોલ્ડ અને સ્ટ્રોઈલોવને એથી પણ ઓછી શિક્ષા થઈ.

આ બીજા મુકદ્દમામાં બચાવપક્ષ પર જાપાન અને જર્મનીને લશ્કરી ખબરો પહોંચાડવાનો, મોલોટોવ તથા બીજી અગત્યની વ્યક્તિઓનાં ખૂન કરવાનો, અને જર્મની જાપાન સાથે સોવિયેટ યુનિયન સામેના કાવતરામાં જર્મનીને યુક્રેઈન આપવાનો અને જાપાનને મેરીટાઈમ ઈલાકો આપવાનો છૂપો કરાર કર્યાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. આ આરોપે આખા રશિયામાં ચકચાર જગવી હતી તથા એક મોટો ખળભળાટ મચાવી મૂકયો હતો.

પછી મુકદ્દમો શરૂ થયો. જુબાનીઓ લેવાઈ. અદાલતની અને અદાલતમાં હાજર રહેલાં સૌની અજાયબી વચ્ચે પુરવાર થયું કે આગળ પડતા ટ્રોટ્સ્કીસ્ટ તરીકે બહાર આવેલા પ્યાટાકોવ ૧૯૩૧માં બર્લિનમાં સીડોવને ( ટ્રોટ્સ્કીનો દીકરો ) મળ્યો હતો અને ત્યાંથી મસલત કરીને રશિયામાં આવી રેડેક, સોકોલનિકોવ તથા બીજાઓ સાથે સંબંધ બાંધ્યો હતો. ધીમે ધીમે એ ટોળીનું કાવતરાખોર મંડળ બંધાયું. અને ઝીનોવીવના મંડળને ખાનગી મદદ આપવા લાગ્યું તથા ઝીનોવીવ પકડાઈ જાય ત્યારે તેનું કામ પોતે ઉપાડી લેવાનું નક્કી થયું. એ બન્ને ટોળીઓનો સંબંધ કેમ બંધાયો તેની તપાસમાં વીશીંસ્કીએ શરૂ કરેલો સવાલ જવાબ આ રહ્યોઃ

"રેટીશાકે પોતાની જાતને તમારી સમક્ષ શા માટે ખુલ્લી કરી ?"

"એ આદમીઓએ મારી સાથે વાત કરી હતી." પ્યાટાકોવે જવાબ દીધો.

"પણ તેણે તમારી પાસે પોતાની વાત ખુલ્લી મૂકી કે તમે તમારી જાત તેને બતાવી ?"

"ખુલ્લું મૂકવાપણું પરસ્પર હોય છે."

"પણ શરૂઆત કોણે કરેલી?"

"શરૂઆત? મને ખબર નથી. એ તો મરઘી પહેલી કે ઇંડું તેના જેવું થયું."

પછી વીશીંસ્કી રેડેક તરફ વળ્યો.

"તમારાં આ કામ વિચારપૂર્વકનાં હતાં?"

"ઊંઘમાં થતાં કામ સિવાય મેં મારા જીવનમાં એકે કામ વિચાર વિના કર્યું નથી."

"અને કમનસીબે તમારું આ કામ સ્વપ્ન નહોતું ને?"

"કમનસીબે તે સ્વપ્ન નહોતું."

આ બીજા મુકર્દમામાં મળેલા પુરાવા પરથી સ્પષ્ટ થયું કે આ બધા કાવતરામાં પહેલેથી છેલ્લે સુધી ટ્રોટ્સ્કીનો હાથ હતો. પુસ્તકો કે જોડાઓમાં સંતાડી એ રેડેકને કાગળો મોકલતો. આ બધાની વચમાં એક લાડીમીર રોમ નામનો હતો જે 'ઇઝ્વેશિયા' નામના છાપાનો ખબરપત્રી હતો. રોમ ટ્રોટસ્કીને પૅરિસમાં મળ્યો હતો અને તેની સાથે ભળ્યો હતો. ૧૯૩૫ના ડીસેંબરમાં પ્યાટાકોવ બર્લિનથી ઓસ્લો વિમાનમાં પહોંચ્યો હતો અને ત્યાં ટ્રોટ્સ્કીને મળ્યો હતો.

રશિયાની બહાર ટ્રોટ્સ્કીની હિલચાલને જરૂરી નાણાં કેવી રીતે મળે છે તે વાત પણ પ્યાટાકોવે પોતાની જુબાનીમાં સ્પષ્ટ કરી. પ્યાટાકોવ પોતે ઉદ્યોગખાતાનો પ્રધાન હોઈ જર્મનીમાંથી ખરીદાતા માલનો ભાવ વધારે પડતો આપતો તથા વધારો ટ્રોટ્સ્કી પાસે પહોંચતો. એ વાત જણાવતાં જ્યારે પ્યાટાકોવે કહ્યું કે "પણ આખું કાવતરું ટ્રોટસ્કીની સુંદર આંખો પર મુગ્ધ થવાથી નિમાર્યું

હતું તેમ નથી," ત્યારે અદાલત હસી ઊઠી હતી. આ મુકર્દમાએ ટ્રોટસ્કીના જર્મન ફાસીસ્ટો સાથેના સંબંધ પર સારો એવો પ્રકાશ ફેંક્યો હતો તથા પાંચ કે છ વખત હિટલરના જમણા હાથ જેવા રૂડોલ્ફ હેસ સાથેનો ટ્રોટસ્કીનો સંબંધ ખુલ્લો થયો હતો.

આ કાવતરાથી એ લોક ગાડીઓને તોડી પાડવાને, લાલ લશ્કરમાં સંહાર ચલાવવાને, કારખાંનાંનો નાશ કરવાને, ખાણોમાં ચાલતાં કામ બગાડી નાખવાને તથા સોવિયેટ યુનિયનના કોઈપણ વતનીનો પુણ્યપ્રકોપ સળગાવી ઊઠે તેવી જાળ પાથરવાને શક્તિમાન થયા હતા. પણ ૧૯૩૫ના મધ્યમાં કાવતરાંખોરો ઉત્સાહ ગુમાવવા માંડ્યા હતા. ટ્રોટસ્કીને પોતાને પણ સ્ટેલિનને પાડી દેવાનો આ સાચો ઉપાય નથી એમ ભાન થવા માંડ્યું હતું. રેડેક પોતાના લાગણીભર્યા નિવેદનમાં આ વાત અદાલતમાં રજુ કરતાં નીચે પ્રમાણે કહે છે:

વીશીંસ્કી: "પછી તમે શા નિશ્ચય પર આવેલા?"

"મને સૌથી પ્રથમ પક્ષની મધ્યસ્થ સમિતિ પાસે જઈને બધું ખુલ્લું કરી દેવાનું તથા અમારા મંડળમાંનાં સૌનાં નામ આપી દેવાનું મન થએલું પણ તે હું કરી શક્યો નહિ. તમે જુઓ છો કે, જી–પી–યુ. પાસે હું ગયો નહોતો, એ મારી પાસે આવ્યા હતા."

"સરસ વાચાળ જવાબ!"

"એક ખેદજનક જવાબ."

પછી ચાલેલો સેનાનાયકોનો ત્રીજો મુકર્દમો જરાક જુદી જાતનો હતો. એ મુકર્દમો ખાનગીમાં ચલાવવામાં આવ્યો હતો. તથા તેનો હેવાલ જાહેર કરવામાં આવ્યો નથી. ૧૯૩૭ના જુનની ૧૧મી તારીખે માત્ર એટલી જ જાહેરાત કરવામાં આવી કે લાલ

લશ્કરમાં ઊંચી પદવી ધરાવતા આઠ સેનાનાયકો જેમાં જુવાન ટુખાશેવસ્કી મુખ્ય હતો તેમને દેશદ્રોહી વર્તાવના ગુના ખાતર ગિરફતાર કરવામાં આવ્યા હતા. તેમનો કેસ ચલાવી તરત જ તેમને વિંધી નાખવામાં આવ્યા છે. આ આઠ પૈકી એક જનરલ પુટના હતો જે બીજા મુકર્દમામાં પણ સંડોવાયેલો હતો. બીજો જનરલ યકીર હતો, ત્રીજો જનરલ યુબોટોવીચ હતો, તથા બીજા જનરલ ઈડેમાન, જનરલ ફેલ્ડમન વગેરે હતા. એ સૌના પર મુખ્ય તહોમત યુદ્ધ જાગે ત્યારે લાલ લશ્કર સાથે જર્મની અને જાપાન સાથે ભળી જવાનું હતું. એ સૌમાં ૪૪ વરસનો જુવાન માર્શલ ટુખાશેવસ્કી મુખ્ય હતો. એ એક મહાન ક્રાન્તિકાર તથા ચપળ સેનાનાયક હતો. પહેલા મુકર્દમા તો જેમ તેમ પતી ગયા. પણ આ છેલ્લો મુકર્દમો ગળે ઉતારી જતાં રશિયાના મિત્રોને પણ અઘરું પડી ગયું.

પણ પુરાવા અને હકીકતોએ ઘણી વિગત પર પ્રકાશ નાખ્યો. ટુખાશેવસ્કી ગમે તેવો મહાન છતાં મહત્ત્વાકાંક્ષામાં અટવાયો હતો તથા બધી સત્તા હાથ કરવા માગતો હતો. એની યોજના એક સાથે બળવો જગવી સ્ટેલિનના આખા મંડળને મહાત કરી સરમુખત્યારી બથાવી પાડવાની હતી પણ એની બાજી બર આવી નહિ અને ઊલટો એ જ સ્ટેલિનની બાજીમાં આવી ગયો.

આ કાવતરામાં સંડોવાયેલા બીજા આઠે સેનાનીઓ જર્મન લશ્કરના વડાઓ સાથે સારા સંબંધવાળા હતા. કોર્ક અને પુટનાની જર્મન લશ્કર સાથેની હીલચાલ બીજા મુકર્દમામાં જ જાણીતી થઈ ગઈ હતી.

ગમે તેમ પણ આ મુકર્દમાઓનો બનાવ કોઈ પક્ષે આનંદદાયક તો નથી જ. આખા રશિયા પર એક ભયનું આંદોલન ત્રાસ વરસાવી

રહ્યું. નાના મોટા સેંકડો અમલદારો પકડાયા. માર્શલ ગામારનીક જેવાએ આ લાલ ઇનસાફમાંથી ઊગરવા આત્મઘાત કર્યો. રશિયાનું ભીતર ભયત્રસ્ત દેખાયું.

અને તોય આ મુકર્દમાઓની કશી જ માઠી અસર ૧૭૦,૦૦૦,૦૦૦ સંખ્યાવાળી રશિયન જનતા પર નથી થઈ. વિદ્વાનોને આ ઐતિહાસિક ન્યાય ન સમજાય તોય જનતાને તે અનિવાર્ય સમજાઈ ચૂકયો હતો. રશિયન સરકારે છેલ્લા મુકર્દમામાં પોતાના આઠ સેનાનાયકો ગુમાવ્યા હતા. છતાં ચારસો સેનાનાયકોમાં એ ખોટ ઘણી મોટી ન હોતી. લશ્કરમાં પણ સોવિયેટ યુનિયનની સલામતી ખાતર સાફસૂફી કરી શકવાની હિંમત સ્ટેલિન જ કરી શકયો, બીજા કોઈ સરમુખત્યારની એવી તાકાત હજુ માલૂમ પડી નથી.

૨૮

# સ્ટૅલિન : માનવતાની તુલા પર

એ લોખંડી ભલે રહ્યો. એની ઇચ્છાશક્તિ ગમે તેવી અડગ ભલે હો, સ્ટૅલિનને...ગમે તેવા કાળપુરુષને માનવતાની તુલા પર જોખાવું પડે છે.

કોઈ મહાસ્નાયુવાળો, જાજરમાન દેહવાળો, માથા વિનાનો ભયંકર માનવી સ્ટૅલિન મહાવિદ્વાન છે, એનું વાંચન અતિશય વિશાળ છે. યુરોપ અમેરિકાના વિદ્વાનોની મુલાકાતોમાં એ પ્લેટોને, ડોન ક્વીકઝોટને, ડોડેટને, ક્રોમવેલને, ચારટીસ્ટોને, વગેરે... ઇતિહાસનાં અનેક પ્રમાણો ટાંકી તેમને મુગ્ધ કરે છે. એ સાહિત્યકારોની સભામાં પોતાનું શેકસપીઅરનું, ગેટેનું તથા બીજા કવિઓ અને લેખકોનું વાંચન ટાંકી શકે છે. રાજકારણપટુઓ સાથેની મસલતમાં એ રાજકીય પ્રસંગોની આરપાર ઊતરી જઈ પોતાની બુદ્ધિનો ઝંખવી નાખે તેવો પ્રકાશ નિપજાવી શકે છે.

અને એ અત્યંત મળતાવડો છે. એની રીતભાતો વિનયથી નીતરતી હોય છે. એને સવાલ પૂછનારાઓ તરફ એ શાંતિથી ધ્યાન

દઈને સાંભળે છે અને માનથી જવાબ વાળે છે. એનાં વ્યાખ્યાનોમાં એ જ્યારે ભદ્રલોક વિષે બોલે છે ત્યારે પણ એ તેમને 'Messieurs the bourgeoisie" કહીને સંબોધે છે, તથા પોતાની જાત વિષે બોલવાનું હોય ત્યારે ત્રીજા પુરુષ એકવચનમાં જ બોલે છે.

એ મજાક કરી શકે છે. ૧૯૩૦ની કૉમ્યુનિસ્ટ પક્ષની કોંગ્રેસમાં બુખારી અને રીકોવના મવાળ પક્ષનો વિરોધ કરતાં એણે મજાક કરતાં કહ્યું હતું કે, "બુખારી મહાશયની ભયાકુલ નજરે જો એક કાળી કીડી ચડી જાય છે તો એમને મોટા ઉત્પાતની ગંધ આવવા માંડે છે અને પછી એ પોતે સોવિયેટ યુનિયન એક માસમાં મરણ પામશે એમ માને છે. અને રીકોવ જે બુખારીને ટેકો આપે છે તેમને બુખારીનની એ માન્યતામાં ભારે ગંભીર મતભેદ છેઃ રીકોવ માને છે કે એક માસમાં નહિ પણ એક માસ અને ઉપર બે દિવસમાં સોવિયેટ યુનિયન વિનાશ પામશે."

જ્યારે એ મૉસ્કોમાં હોય છે ત્યારે સ્ટૅલિન ક્રેમલિનમાં રહે છે. ચાલીસથી પચાસ ઈમારતોવાળું ક્રેમલિન એક નાનકડો કિલ્લો છે. તેમાં સ્ટૅલિન ત્રણ ઓરડામાં રહે છે, અને આખો વખત એ ક્રેમલિનમાં ભરાઈ રહેતો નથી પણ મૉસ્કોમાં ખૂબ ધમાલવાળી જગામાં કામ કરતો હોય છે. એ ઉપરાંત સ્ટેલિન મૉસ્કોથી એક કલાકના રસ્તા પર આવેલા ડાટશા નામના સ્થળમાં પોતાનો નવરાશનો સમય ગાળે છે. ત્યાં જતાં એ ત્રણ મોટરકાર સાથે દોડાવે છે. હિટલર કે મુસોલિનીની જેમ સ્ટેલિનની ચોકી રાખવામાં નથી આવતી. ઑપેરાથી ક્રેમલિન સુધી એ ઘણીવાર મિત્રો સાથે વાતો કરતો ચાલતો આવતો માલમ પડે છે, અને એની આસપાસ લોકોનાં ટોળાંનો અવરજવર હોય છે. વરસમાં બેવાર, મેના પહેલા

દિવસે અને નવેંબરના ૭મા દિવસે, સ્ટેલિન લેનિનની કબર પર ઊભો રહે છે તથા લાખો લોકો તે મહાન દિવસોએ એનાથી પંદર વારને છેટે જમા થાય છે.

એને ભપકાદાર પોશાક ગમતો નથી ને કોઈ પણ જાતનાં વિધિવિધાન એને પસંદ નથી. ગળા સુધીનાં બટનવાળું જાકીટ પહેરીને જોડા ચડાવી ટોપી પહેરીને એ નીકળી પડે છે, અને મોઢામાં હોકલી રાખી ફૂંકતો હોય છે. ખાણું લેતી વેળાએ પણ એ ટેબલ પર હોકલી સળગાવેલી તૈયાર રાખે છે, અને કોળિયાની વચમાં સડાકો મારી લે છે.

સ્ત્રી તરફનું એનું વલણ ખૂબ સમધારણ છે. એ બે વાર પરણ્યો. એની પહેલી સ્ત્રીનો હેવાલ ક્રાન્તિ પહેલાંના દિવસોના ભૂતકાળના ધૂમ્મસમાં ઢંકાઇ ગયો છે. ૧૯૧૭માં એ ન્યુમોનિયાથી મરણ પામી. તે દિવસોમાં પ્રેમનો અર્થ વર્ગવિગ્રહના સાધન તરીકે જ થયો હતો. જૂના બોલ્શેવિકો લગ્નનાં સ્વરૂપો તરફ ધ્યાન નહોતા આપતા. આ પહેલી સ્ત્રીથી સ્ટેલિનને એક દીકરો હતો જે આજે પચીસ વરસની ઉંમરે પહોંચ્યો છે પણ આવડતમાં ખૂબ જ સામાન્ય હોવાથી ટીફલીસના એક કારખાનામાં કામદાર તરીકે કામ કરવા સ્ટેલિને તેને મોકલી આપ્યો છે.

૧૯૧૯માં સ્ટેલિન એક જૂના ક્રાન્તિકારી લુહાર મિત્રને મળવા લેનિનગ્રેડ ગયો ત્યાં નાડયા નામની મિત્રની સત્તર વરસની દીકરી સાથે એને પરિચય થયો અને પછી સ્ટેલિન નાડયા સાથે પરણ્યો. નાડયાને બે બાળકો સાંપડ્યાં છેઃ એક વાસિલી નામનો છોકરો છે અને બીજી સ્વેત્લાના નામની દીકરી છે.

નાડયા ૧૯૨૯માં ઔદ્યોગિક શાળામાં અભ્યાસ કરતી હતી અને ત્યારે શાળામાં જવા લોકોને જવાની સામાન્ય જાહેર મોટર

બસોમાં પોતાનો રસ્તો કરતી હતી અને ભીડ હોય ત્યારે બીજી ગાડીની રાહ જોતી ઊભતી હતી. સ્ટેલિનની સ્ત્રીને માટે ખાસ મોટરકાર રોકવાની સોવિયેટ સરકારને જરૂર નહોતી જણાઈ.

પછી ૧૯૩૨માં નાડયા એકાએક મરણ પામી. નાડયાના મરણના સમાચાર છાપાંઓમાં દબદબા વિના પ્રગટ થયા અને નાડયાને દફનાવવામાં આવી. “હવે કંઈ જ વળે તેમ નથી,” સોવિયેટ રશિયાના સરમુખત્યારને ઠપકો આપતી આંખે ડૉકટર કહેતો હતો. “એને આંતરડામાં ભયંકર વેદના થાય છે,” મરતી નડયા પર માથું હલાવતો ડૉકટર બોલતો હતો.

નાડયાએ આંતરડાંની વેદના ઘણા વખતથી શરૂ થએલી છતાં પોતાના સરમુખત્યાર સાથીને કહી નહોતી, કારણકે સ્ટેલિને એના ઘરમાં પોતાની અંગત મુશ્કેલીની ફરિયાદ કરવાના રિવાજને વખોડી કાઢયો હતો.

નાડયાએ દુઃખ સંતાડયા કર્યું અને સ્ટેલિનને માથે સરકાર ચલાવવાના ભારમાં વધારે ભાર ઉમેર્યો નહિ. નાડયાએ સ્ટેલિન વાત કરતો તેવો દુઃખમાં હોઠ હસાવીને બોલ્શેવિક ‘સ્પીરીટ’નો પ્રયોગ કર્યો અને જ્યારે એણે એપેન્ડીસાઈટીસના પોતાના દરદની કબૂલાત કરી ત્યારે તો એ મરણે પામતી હતી.

એટલે હવે મા વિનાનાં બાળકોને સ્ટેલિન બીજાં રશિયન બાળકો ભણે છે તે નં. ૨૫ની નિશાળમાં ભણાવે છે. એને હજુ નિશાળ જાતે જોવાનો સમય મળ્યો નથી પણ છેલ્લો અઠવાડિક હેવાલ આવ્યો ત્યારે છોકરાના કાર્ડ પર પાંચ બાબતમાં ઠીક છે એવી ટીકા આવી હતી.

સ્ટેલિનનો માસિક પગાર છ પૌંડ અને પંદર શિલીંગ જેટલો છે. સોવિયેટ રશિયાના બીજા સામ્યવાદી નેતાઓની જેમ સ્ટેલિન

પણ ગરીબ છે. કોમ્યુનિસ્ટ પક્ષનો ત્યાં એવો નિયમ છે કે પક્ષના કોઈપણ સભ્યે માસિક ૨૨૫ રૂબલથી ઓછો નહિ અને ૬૦૦ રૂબલથી વધારે નહિ એટલો પગાર લેવો. સ્ટેલિનને એકલાને જ માસિક એક હજાર રૂબલ એટલે લગભગ સાત પૌંડ જેટલું વેતન મળે છે. એ ઉપરાંત ત્યાં કોઈ કોમ્યુનિસ્ટ બે જગાઓ પર કામ કરે તોય બે પગાર લઈ શકતું નથી, અને પોતે લખેલા પુસ્તકનું વળતર પણ લઈ શકે નહિ એવો પક્ષનો નિયમ છે.

એને થોડા જ મિત્રો છે. તેમાં સૌથી વધારે નજદીક બે જણ છે: એક વોરોશિલોવ અને બીજો કાગાનોવિચ. પક્ષના જૂના દોસ્તો હજુય એને તુંકારાથી બોલાવે છે. બીજાંઓ એની સાથે વાત કરતાં એને ટોવેરીશ (Comrade) કહે છે. એને એકે ઈલ્કાબ નથી. એના મંત્રીઓ કે દુભાષિયાઓ અને એના નોકરો એનાથી કદિ બીતા નથી. સ્ટેલિનની આસપાસ અગમ્યતા કે અહોભાવનું એકે મંડળ બાઝી શક્યું નથી. સૌને એના મોઢા પર એની ટીકા કરવાની છૂટ હોય છે.

સ્ટેલિને એક પુસ્તક લખ્યું છે, પુસ્તકનું નામ 'લેનિનીઝમ' છે. એ પુસ્તક સૌથી વધારે નિખાલસ ગણાય છે. એમાં એણે રાજકીય વિચારણા ચર્ચી છે અને સારી ને માઠી અનેક હકીકતોનો ઉલ્લેખ કર્યો છે. સોવિયેટ યુનિયનમાંની સારી વાતો પર એમાં એણે ભાર મૂકયો છે પણ માઠી બાબતો છુપાવી નથી. ૧૯૩૫ સુધીમાં એકલા રશિયામાં એ પુસ્તકની વીશ લાખ કરતાં વધારે નકલો વેચાઈ ગઈ હતી.

સ્ટેલિન પાસે સરકારી એકે જગા નથી પણ એ ૧૯૩૫ના જાન્યુઆરીથી ઓલ–યુનિયન, સેન્ટ્રલ–એકઝીકયુટિવ, કમિટીના

સાડત્રીસ સભ્યો પૈકી એક સભ્ય છે. આ સમિતિ સોવિયેટ પાર્લામેન્ટના પ્રધાનમંડળની ઉપરની સમિતિ છે તથા પ્રધાનમંડળ તેને જવાબદાર હોય છે. અને સ્ટેલિન પ્રધાનમંડળમાં પણ નથી, માત્ર કોમીસાર છે.

સ્ટેલિન કોમ્યુનિસ્ટ પક્ષનો હવે સામાન્ય મંત્રી નથી, પણ પાંચ મંત્રીઓમાંનો એક મંત્રી છે. કોમ્યુનિસ્ટ પક્ષના પોલીટબ્યુરો નામના સૌથી વધારે અગત્યના મંડળના દશ સભ્યો પૈકી સ્ટેલિન એક સભ્ય છે.

કોમ્યુનિસ્ટ પક્ષની મધ્યસ્થ સમિતિ જેમાંથી પોલીટબ્યુરોના દશ સભ્યો ચુંટાયા છે તે મધ્ય સમિતિ કોઈપણ સભ્યની જેમ સ્ટેલિનને ધારે ત્યારે બરતરફ કરી શકે છે. મધ્યસ્થ સમિતિના નિર્ણયો પ્રમાણે વર્તવાને સ્ટેલિન બંધાયેલો હોય છે.

પણ માનવતાની તુલાનું શું ? સોવિયટ યુનિયનનો સરમુખત્યાર માનવતાની તુલામાં માનવતાની પ્રમાણસર અવિચલ પ્રતિમા જેવો માલમ પડયો છે. એની ભયંકરતા અને ભીષણતા સરજતી કારકિર્દીનો આદિ અને અંત માનવજાત તરફના અમોઘ ભાવથી એની નાનામાં નાની ક્રિયાને ભરી દે છે. એ ભાવ એને મન સામ્યવાદ કે માર્કસવાદ છે અને તેની પ્રતીતિ સમાજવાદની સ્થાપનામાં છે. એના જીવનની એકેએક પળ એ ભાવ અને એ ભાવ પાછળના ભીષણ આવેગથી ભરેલી છે. અને તેમાં જ માનવતાની તુલા એના માનમાં નમે છે.

કોમ્યુનિઝમ સ્ટેલિનનો જીવનવેગ છે અને એ વેગમાં જીવનની બધી માન્યતાઓનું એણે શમન સાધ્યું છે.

અને એની ભીષણતા ! સ્ટેલિન ભયંકર ભીષણ છે, ભારે નિર્દય છે. રશિયામાં વરસી ગએલી ભયાનકતા માલિકવર્ગની

હસ્તીને મિટાવી દેવા માટે હતી. એ રીતે સોવિયેટ રશિયાની સર-મુખત્યારીને મળતી આવે છે. એણે શરૂઆતથી જ પોતાના વર્ગ દુશ્મનોનો વિનાશ ભાખ્યો છે. ક્રાન્તિના માર્ગમાં આડખીલી બનેલા ખેડૂતોને પણ એણે દુકાળને વધેરી દીધા છે. સોવિયેટ રશિયામાં એ રીતે બળ વપરાય છે. એ ઐતિહાસિક બળના ઉપયોગનો ઉદ્દેશ એકલા સાડા સોળ કરોડ રશિયનોને મૂડીવાદી ખૂનખાર ઘટનામાંથી ઉગારવાનો નથી પણ આખી માનવજાતનો તેમાંથી ઉદ્ધાર કરવાનો છે.

લેડી આસ્ટરે સ્ટેલિનને પૂછ્યું હતું:

"લોકોને વિંધી નાખવાનું હવે ક્યાં સુધી ચલાવવું છે?"

"જ્યાં સુધી જરૂરી જણાય ત્યાં સુધી." સ્ટેલિને જવાબ આપ્યો હતો.

હિટલરને એના દોસ્તો પૂજે છે, મુસોલિનીના મિત્રો તેનાથી ભય પામે છે, સ્ટેલિનના સાથીદારો તેને સમાનભાવે માન આપે છે.

તેથી સ્ટેલિનની બાનઅવસ્થા માનવતાના જીવનવેગની સલામતીને જંખતી જીવનથડકારને ભેટી શકે છે.

માનવતાનો એ સાક્ષાત્કાર છે, એનું દર્શન કયારેક કોમળ તો કયારેક ભયાનક બન્ને હોય.

# ૨૯

# સ્ટૅલિનના સાથીદારો

" ક્રાંતિની આપણી ચક્કીઓ સારી રીતે પીસાઇ રહી છે."

**સ્ટૅલિન**

સ્ટૅલિનની આસપાસ પણ એના સાથીદારો છે જેમના સાથથી જ સ્ટૅલિને મૂડીવાદી ઘટનાનો કચ્ચરઘાણ વાળી નાખે એવી રચનાની રાક્ષસી ચક્કીઓના ક્રાન્તિકારી વેગ રશિયા પર ગતિમાન કર્યાં છે.

એ સાથીદારો ચાંચિયાઓ નથી, ધાડપાડુ સાહસિકો નથી, માનસભિમારો નથી, કે ગુંડાઓ નથી. મુસોલિની અને હિટલરના સાથીદારોથી એ રાતા સાથીદારો એ રીતે જુદા પડે છે. એ લોકનું એક મહાલક્ષણ છે, એ લક્ષણથી ક્રાન્તિ માટેની તેમની ઝડપ જેટલી વધતી જાય છે, તેટલું તેમનું વ્યક્તિત્વ પ્રચંડ ગતિમાં વિલાતું જાય છે. પોતાની વ્યક્તિગત કે અંગત જાહેરાતનો એમાંના એકેને શોખ નથી, ક્રાન્તિનાં ઐતિહાસિક પરિબળોની એ લોક ગતિમાન રેખાઓ છે, એટલું જ તેમને ભાન છે. અને તેમાં જ તેમની અજોડ મહત્તા છે.

એ સાથીદારોમાંના ઘણાખરા જે સ્ટૅલિન સાથે દુનિયાના છઠ્ઠાભાગ પર શાસન ચલાવે છે, તે સામ્યવાદી સરકારની સ્થાપના પહેલાં કોઈ હાથમજૂરીથી ખેતરને ખેડનારા, ખાણને ખોદનારા કે કારખાનામાં કેડ નમાવીને શરીરમજૂરી કરનારા આબેહુબ મજૂરો જ હતા. સોવિયેટ યુનિયનના સરકારી તંત્રના હૃદય જેવું મંડળ જે 'પોલીટબ્યુરો' ના નામથી પ્રખ્યાત છે અને જેમાં સોવિયેટ યુનિયનની પાર્લામેન્ટમાંથી ગળાઈને અને ચળાઈને આવેલા દશ ચુનંદા સભ્યો છે તેમાંના ચાર તો નિશાળમાં કદિ જ નહિ બેઠેલા મજૂરો હતા. અને બાકીના છમાંથી એકે જણે વિદ્યાપીઠની કેળવણી લીધી નથી, અને છતાં પણ આજની મજૂરસરકારના એ દશ બિરાદરો દુનિયાની કોઈ પણ સરકારના સૂત્રધારો કરતાં, બુદ્ધિ, ચતુરાઈ, ચાલાકી, જ્ઞાન અને આવડતમાં ઊતરે તેવા નથી.

સ્ટૅલિનની સાથીદારી સ્વીકારેલ એવામાંના લગભગ બધા જ પહેલાં મજૂરો હતા જે ક્રાન્તિકારીઓ બન્યા હતા. અને જુવાનો સિવાયના બધાના નામની આસપાસ ગઈ કાલની ક્રાન્તિના રોમાંચક અને ભયાનક ઐતિહાસિક પ્રસંગો વણાયેલા છે.

એ સૌનાં જીવનની એ સૌને મન ધન્ય પળ તે છે કે જ્યારે તેમણે કૉમ્યુનિસ્ટ પક્ષમાં પ્રવેશ કરવાનો અને તેના સભ્ય બનવાનો નિર્ણય કર્યો. એમાંના દરેક મોટી ઉંમરનાએ ક્રાન્તિકાળમાં જૂની સરકારનાં કારાગારોની યાતનાઓના અનુભવ કરેલા છે અને એ દરેક અનુભવે તેમણે માનવતાના ઉદ્ધાર માટે મરી ફિટવાની કે જીવવાની લાયકાત પુરવાર કરી છે.

એ લોકના માથામાં એક જ ચીલો છે: એ ચીલો સામ્યવાદનો અને સમાજવાદી રચનાનો છે. એથી એ લોકને એક જ ગાળ દઈ શકાય છે: એ લોક મતાગ્રહીઓ (fanatics) છે. જૂની દુનિયાના

મતાગ્રહીઓ ધર્મના ક્ષેત્રમાં કે નીતિના ક્ષેત્રમાં હતા. આ નવા મતાગ્રહીઓનું ક્ષેત્ર સામાજિક અને તેથી આર્થિક કે રાજકીય છે અને જે સામાજિક ક્રાન્તિની ભઠ્ઠી તેમની આંખમાં સળગે છે તેની આગના ઝનૂનની નીતિનો વેગ માનવજાતને વર્ગીય શોષણમાંથી મુક્ત કરી જીવવાની તકની સમાનતા અને સ્વતંત્રતા સ્થાપવાનો છે. માનવજીવનના ઇતિહાસનાં પરિબળોના નિકાસ જેવો, માનવ-વિકાસનો એ વેગ મનુષ્ય મનુષ્ય વચ્ચેની નીતિની પરાકાષ્ટા જેવો છે.

તો એ બધા સંતો કે મહાત્માઓ છે શું? સંત મહાત્માની જૂની વ્યાખ્યા સાથે સંકળાયેલા એ શબ્દોનાં શરીરોમાં આ નવી માન્યતાનો ખ્યાલ સમાતો નથી. એ લોક રસથી ખાય છે, પીએ છે, પરણે છે અને પરણ્યા વિના પણ સ્ત્રીપુરુષો મિત્રો બની શકે છે. એ લોક પાસે પણ સત્તા આવી છે. પણ એમનું અંગત જીવન સત્તાના નશામાં સપડાયું નથી. એ લોક સ્વાર્થ માટે શોષણ કરી શકતા નથી. એ લોક પાસે જરૂર કરતાં વધારે જીવનસામગ્રી નથી, રહેવાને કિલ્લાઓ નથી, એક બીજાની મહેનત લૂંટવાના ઇલ્કાઓ કે ખાસ હક્કો નથી; એક બીજાને મુગ્ધ કરવાના કે મોટાઇ મારવાના વિશિષ્ટ પ્રકારના પોશાકો નથી. એ લોકને જીવવા પૂરતા રોટલા મળે છે. અને જીવનની એકએક પળ એ લોકોએ ગરીબાઇમાં અને ક્રાન્તિની રચનામાં સમર્પણ કરી છે. એવા એ લોક સામ્યવાદીઓ છે, જેમાંથી સ્ટેલિન અને તેના સાથીદારો નિર્માયા છે.

રશિયાના સામ્યવાદી પક્ષની મધ્યસ્થ સમિતિમાંથી 'પોલીટબ્યુરો' નામની નાની સમિતિ ચુંટાય છે, જેમાં દશ સભ્યો છે. એ દશે જણ એક લક્ષ્યના પ્રચંડ પાયા પર ઊભા હોય છે, એક જાતના હેતુઓમાં રમતા હોય છે, અને તે રીતે સોવિયેટ યુનિયનની સરકાર

ચલાવતા હોય છે. એ દશે જણા સરકારી તંત્રમાં પોતપોતાની જગા પર ગોઠવાયેલા બીજા અનેકોની અને પોતાની આસપાસ લોખંડી શિસ્તની ન ચસે તેવી દિવાલ રચતા હોય છે. અંદર અંદર ગરમાગરમ ચર્ચાઓ કરતા હોય છે, હેવાલો આપતા હોય છે. સવાલ-જવાબોમાં રાતાપીળા થતા હોય છે. એ દશ જણ આખી સોવિયેટ યુનિયનની વિશાળ પાર્લામેન્ટને જવાબદાર હોય છે. પાર્લામેન્ટનો કોઈપણ સભ્ય પોલીટબ્યુરો નામના પ્રધાનમંડળમાંથી કોઈને પણ ઉગ્ર રીતે ઉથલાવી ઉથલાવીને તપાસી શકે છે.

ટ્રોટ્સ્કી, ઝીનોવીવ, કામેનેવ, અને બુખારીન એક વખતે પોલીટબ્યુરોના સભ્યો હતા. આજે પોલીટબ્યુરોમાં બે જ્યોર્જિયન છે: એક સ્ટેલિન અને બીજો ઓરઝોનીકીઝ. મિકોયાન આર્મીનિયન છે, કાગાનોવીચ યહૂદી છે, રૂટઝુટક, લેટ છે અને બીજા રશિયનો છે. લિટવીનોવ* પણ યહૂદી છે પણ એ પોલીટબ્યુરોનો સભ્ય નથી. પોલીટબ્યુરોના આજના સભ્યોનો પરિચય આવો છે.

સૌથી પ્રથમ મોલોટોવ છે. લોકમંત્રીઓની સમિતિનો એ પ્રમુખ છે, એટલે વડોપ્રધાન છે. કામદારો અને રક્ષણ સમિતિનો પણ એ પ્રમુખ છે. આજે લિટવીનોવના પરદેશખાતાના પ્રધાનની જગા પણ એ સંભાળે છે.

બીજો કાલિનીન છે. આર-એસ-એફ-એસ-આરની મધ્યસ્થ કાર્યવાહી સમિતિનો એ પ્રમુખ છે, અને યુ. એસ. એસ. આર.ની

* લગભગ દશ વરસ મહાન સોવિયેટ સરકારના તેજસ્વી પરદેશ-મંત્રી તરીકેની ભવ્ય કારકિર્દી શોભાવ્યા પછી સ્ટેલિનના એ અંગત મિત્ર લિટવીનોવે નાદુરસ્તીને કારણે ત્રણ મહિના ઉપર જ રાજીનામું આપ્યું છે. એનું સ્થાન આજે મોલોટોવ શોભાવે છે.

મધ્યસ્થ કાર્યવાહીનો વડો પ્રમુખ પણ છે. સોવિયેટ સરકારના પોલીટબુરોનો એ બહારના રૂપક જેવો છે.

યુદ્ધખાતાનો પ્રધાન એક વોરોશિલોવ છે. પોલીટબુરોમાં એ રાતા લશ્કરનો જવાબદાર છે.

ઓરઝોનીકીઝ ઉદ્યોગખાતાનો કોમીસાર મંત્રી છે.

મિકોયાન આહાર ખાતાનો કોમીસાર છે, અને કાગાનોવિચ યાનવાહનખાતું સંભાળે છે. એ ઉપરાંત બીજા પણ છે. કીરોવના ખૂન પછી તેની જગા ઝાડનોવે સંભાળી છે. એન્ડ્રૂવેલ સ્ટેલિનની જેમ પક્ષનો મંત્રી છે.

કાલિનીનની ઉંમર સાઠ વરસની છે, કાગાનોવિચ બેંતાલીસ વરસનો છે, વોરોશિલોવને ચોપન થયાં છે, મોલોટોવ સુડતાલીસ સુધી પહોંચ્યો છે, એન્ડ્રૂવેલ અને મિકોયાનની ઉંમર ચાલીસથી વધારે નથી.

## કાગાનોવિચ

વ્યક્તિત્વની ઝળકવાળો સોવિયેટ યુનિયનનો પ્રથમ વર્ગનો બોલવાવાળો, કાળા વાળ અને કાળી મૂછોથી હસાવે તેવો, અને ઊંચા મોટા પ્રચંડ દેહવાળો કાગાનોવિચ ૧૮૯૩ની સાલમાં યુક્રેઈનમાં જન્મ્યો હતો. એ બે જ વરસ નિશાળમાં ભણી શક્યો હતો અને પછી પેટને વાસ્તે કારખાનાનો નાનકડો મજૂર બની ગયો હતો.

૧૯૧૧માં એ સામ્યવાદી પક્ષમાં જોડાયો હતો અને પછી આંતરવિગ્રહમાં ઝનૂન લાવીને લડયો. ૧૯૨૨માં એ યુક્રેઈનના સામ્યવાદી પક્ષનો નેતા બન્યા પછી એને ૧૯૨૮માં સ્ટેલિને મોસ્કો બોલાવ્યો. ત્યાં ગયા પછી એ મોસ્કો સોવિયેટનો પ્રમુખ અને પોલીટબુરોનો સભ્ય થયો અને બીજી ઘણી જવાબદારીભરી જગાઓ સંભાળી રહ્યો.

સ્ટેલિનને એવી ટેવ છે કે સખતમાં સખત અને ભારેમાં ભારે જવાબદારીનું કામ કાગાનોવિચને સોંપવું. એને મોસ્કો સોવિયેટનો મુખી અને મોસ્કોની પાર્ટીનો પણ નેતા નીમવામાં આવ્યો. એણે મોસ્કોમાંથી ટ્રોટસ્કીવાદીઓને ખાલી કર્યાં, અને મોસ્કોના તંત્રને સોવિયેટ યુનિયનમાં સૌથી વધારે પાવરધું બનાવ્યું.

## વોરોશિલોવ

લશ્કરી ખાતાનો વડો અને સોવિયેટ સરકારનો યુદ્ધખાતાનો પ્રધાન છે. કાગોનોવિચની જેમ એ પણ મજૂરના ઝૂંપડામાં ૧૮૮૧ની સાલમાં જન્મ્યો હતો અને ખાણમાં છ વરસની ઉંમરે જ નોકરી પર ચડી ગયો હતો. એના પેટના ખાડાએ એને નિશાળ દેખવા જ દીધી નહોતી. ૧૮૮૧માં જન્મ પામી ૧૯૦૩માં એ કોમ્યુનિસ્ટ પક્ષમાં જોડાયો. તે પહેલાં એ નાનો છોકરો હતો ત્યારે પણ એક ઝારના અમલદાર સામે ટોપી ઉતારીને નહિ ઊભવા માટે ગિરફતાર થયો હતો. પક્ષમાં જોડાયા પછી એક સક્રિય ક્રાન્તિકારી તરીકેની એની કારકીર્દી શરૂ થઈ. ૧૯૦૫માં એ લુગાનસ્કનાં કામદારોની સોવિયેટનો પ્રમુખ હતો. ૧૯૧૭ સુધી સ્ટેલિનની જેમ ક્રાન્તિની હીલચાલો કરતો એ ગુપ્ત રહ્યો હતો. પછી આંતરવિગ્રહ વખતે એણે પહેલી વાર યુક્રેઈનમાં લાલ લશ્કર જમાવ્યું. પહેલાં એ પાંચમા યુક્રેનિયન લશ્કરનો સરદાર બન્યો પછી દશમો લશ્કરનો સેનાપતિ નિમાયો અને ૧૯૧૯માં આખાય સોવિયેટ યુનિયનના ઘોડેસ્વાર લશ્કરના સેનાનીપદે આવ્યો. ૧૯૨૪–૨૫માં જ્યારે યુદ્ધખાતાના વડાની જગા ખાલી પડી ત્યારે તે જગા પર સ્ટેલિને વોરોશિલોવની નિમણુંક કરી.

સોવિયેટ યુનિયનનો સૌથી વધારે લોકપ્રિય નેતા વોરોશિલોવ છે. જ્યારે ટ્રોટ્સ્કી રેસ્કવેરમાં લશ્કરનું નિરીક્ષણ કરવા ઊંચી જગા પર ઊભો રહેતો ત્યારે લોકોનાં ટોળાં અહોભાવથી ઉચ્ચારતાં, "કેવો ભવ્ય માણસ!" પણ જ્યારે તે જગા પર વોરોશિલોવ ઊભો રહે છે અને લાલ લશ્કરને નિરખે છે ત્યારે લોકોનાં ટોળાં અજાયબીમાં આંખ ફાડે છે, "કેવો ભવ્ય ઘોડો!" એવો વોરોશિલોવ સાદો ને સરળ છે અને કોઈ ભગવાનનું માણસ હોય તેવો બાળક જેવો ભલોભોળો લાગે છે. એ કાવતરાખોર નથી, ખટપટી નથી, અંધ શ્રદ્ધાળુ નથી, એની રીતે એના રસ્તા પર દોડયો જાય છે. લશ્કરમાં પણ એની તરફનો ભાવ ઘણો છે કારણ એ સખ્ત લશ્કરી શિસ્તવાળો છે તેથી નહિ પણ અત્યંત પ્રમાણિક છે અને લાગવગને અડવા દેતો નથી તેથી. થોડાં વરસ પહેલાંની પક્ષની કોંગ્રેસમાં એ સાદા ને સરળ શબ્દો બોલતો હતો, "મુશ્કેલીઓ છે જ, પણ મને સવાલ થાય છે કે કઈ મુશ્કેલીઓ મોટી છે! સ્વગત કે વસ્તુગત! સ્વાગત મુશ્કેલીઓ જ વ્યવસ્થા અને પ્રાથમિક શિસ્તનો પણ નાશ કરી મહાન બનતી હોય છે. શી ખબર, હું મારી પોતાની જ ખાનગી વાત કહી દેતો હોઉં તો......!"

એને સાંભળતો કાગાનોવિચ એકદમ ઊભો થઈ ને બોલી ઊઠેલો: "તમે તમારી ખાનગી વાતો કહી દેતા હોત તો પણ પક્ષની આ પરિષદ તમારા પર પ્રતિબંધ મૂકી શકે તેમ નથી." કાગનોવિચ અને વોરોશિલોવ બન્ને બોલે છે ત્યારે લોકોમાં હસાહસ થાય છે, એકની કટાક્ષભરી મજાક કરવાની ટેવ પર; બીજાની બાળક જેવી સરળતા ને નિખાલસતા પર. એને હંમેશાં કાગાનોવિચને ધમકાવવાનો હોય છે કારણકે સાડા નવ લાખની સંખ્યાવાળા સોવિયેટ લાલ લશ્કરને એક પ્રદેશથી બીજા પર તાબડતોબ ખસેડવા જેવા

'યુરોપની ભીતર'માં



મેક્સીમ લીટવિનોવ : જેનું શરીર સ્થૂળ છે એટલી જ તીક્ષ્ણ બુદ્ધિ ને ચાણક્યની વિચક્ષણતા છે. લગભગ એક દસકા સુધી જેણે સરમુખત્યાર સ્ટાલિનની પરદેશનીતિની તેજસ્વી જવાબદારી સંભાળી રશિયાને અમેરિકા ને ફ્રાન્સ સાથે ભાઈબંધ બનાવી રાષ્ટ્રસંઘમાં દાખલ કર્યું.

જાહેર માગી, બાંધકામખાતાના કોમીસાર કાગાનોવિચે એ ખુશ થઈ જાય તેવા બાંધી દીધા નથી અને તેથી લશ્કરના બે ભાગ પાડી એકને મંચુરિયાની પૂર્વ સરહદ પર અને બીજા ભાગને પશ્ચિમ તરફ રાખવામાં આવે છે, કારણકે યુદ્ધ સળગી ઊઠે ત્યારે લશ્કરને એક મોરચા પરથી બીજે ખસેડવામાં ઘણો સમય અને શકિત ખરચવાં પડે.

લાલ લશ્કર દુનિયામાં સૌથી વધારે શકિતમાન લશ્કર છે. એની સંખ્યા વિશાળ છે, એનો પ્રાણ જીવનથી ધબકી રહેલો છે, એનાં સાધનો વિપુલ છે અને એની સરદારી સમર્થ અને નિપુણ છે. યુરોપના કોઈ પણ લશ્કર કરતાં એ વધારે સારી રીતે યંત્રબદ્ધ છે. ૧૯૨૯માં એનો માણસદીઠ 'હોર્સપાવર' ૨·૬ હતો, ૧૯૩૦માં ૩·૭ થયો અને ૧૯૩૩માં ૩·૭૪ સુધી પહોંચ્યો. એ આંકડા ફ્રાન્સ, ગ્રેટબ્રિટન, જર્મનીને ટપી જાય છે. તથા લાલ લશ્કરમાં પંચોતેર ટકા તો ટેકનીશ્યનો છે.

## લિટવીનોવ

એનાં ઘણાં નામો છે. એ હારમાળામાં ખરું નામ મોયશીલ, વાલાખ છે એમ કહેવાય છે. ક્રાન્તિ સમયમાંનાં અનેક નામોમાં એનું એક નામ પાપાશા પણ હતું. આજે તો એ મેકસીમ લિટવીનોવ તરીકે મશહૂર છે.

યુરોપના પરદેશખાતાના જીવતા પ્રધાનોમાં સૌથી વધારે હોશિયાર એવો એ ૧૮૭૬માં જન્મ્યો હતો. એનું કુટુંબ યહૂદી હતું અને શ્રીમંત હતું. એ શરૂઆતમાં ઝારના લશ્કરમાં જોડાયો હતો અને ત્યાં પાંચ વરસ સુધી રહ્યો હતો. એના લશ્કરી અનુભવે એને ક્રાન્તિકારી બનાવ્યો, અને ૧૯૦૧માં એ ગિરફતાર થયો તથા

દેશનિકાલની શિક્ષા પામી સાઈબીરિયામાં પૂરાયો. ત્યાંથી એ નાઠો અને સ્વિટ્ઝર્લેન્ડ પહોંચ્યો. ત્યાં એ લેનિનને મળ્યો અને ૧૯૦૩માં પક્ષમાં જોડાયો. લાંબા સમય સુધી સ્ટેલિનની જેમ એનું જીવન પણ ગુપ્ત બની ગયું તથા ક્રાન્તિકાળનાં અનેક અનેક સાહસોથી ભરપૂર બન્યું. એને અનેક નાસભાગ, વેશપલટા, ગિરફતારીઓ અને દમનોમાંથી પસાર થવું પડયું. એ છૂપા વેશે રશિયામાં પેઠો અને ૧૯૦૫ની ક્રાન્તિ વેળા એને નારગાનના ટાપુ પર છૂપી રીતે હથિયારો પહોંચાડવાનું કામ સોંપવામાં આવ્યું. ૧૯૦૬માં એને જરાક શાંતિ મળી અને સેન્ટ પીટર્સબર્ગમાં 'ન્યૂ લાઈફ' નામનું એક છાપું એણે પ્રગટ કરવાનું શરૂ કર્યું. ૧૯૦૭માં એને ફરીવાર જોખમમાં જોડાવું પડયું. સ્ટેલિને ટીફ્લીસ બેંક પર ધાડ પાડીને જે નોટો પડાવી લીધી હતી તે વટાવવા પરદેશ જવાનું એના પર પક્ષનું ફરમાન આવ્યું. લિટવીનોવ લૂંટનો માલ વેચવા પેરિસ પહોંચ્યો અને પરવાર્યો ત્યાં તો એને ફ્રાન્સ છોડવાનો હુકમ મળ્યો. પછી એ રશિયા આવ્યો. અને પાછો લેનિનને મળવા લંડન જઈને છૂપી રીતે રહેવા લાગ્યો. એમ એણે લેનિન સાથે દશ વરસ પસાર કર્યાં.

એણે લંડનમાં એક જ દિવસમાં બે સ્વરૂપો ધારણ કર્યાં હતાં. દિવસે એક કારકૂનના નામવાળો એ કારકૂન બનતો હતો અને એના શેઠના ચોપડા લખતો હતો. રાતના એ ભયંકર ક્રાન્તિકારી અને બળવાખોરનો વેશ ભજવતો હતો. પછી એ એક કંપનીમાં ખરીદ ખાતા પર નોકરીએ રહ્યો અને રોટલો મેળવવા લાગ્યો. અને એનો તોફાની પ્રાણ ગુપ્ત રીતે લેનિન સાથે મિજબાની માણી રહ્યો.

પછી ૧૯૧૭માં બોલ્શેવિક ક્રાન્તિનો વિજય થયો અને

લિટવીનોવની ગ્રેટબ્રિટન ખાતેના સોવિયેટ પ્રતિનિધિ તરીકે નિમણુંક થઈ, અને એક સવારે એ એના નવા લેબાસમાં લંડનના બજાર પર ફરતો પણ ૧૯૧૮માં બ્રુસ લોખાર્ટ નામના, બોલ્શેવિકોએ ગિરફતાર કરેલા અને મોસ્કોની જેલમાં રાખેલા બ્રિટિશ પ્રતિનિધિના બદલા તરીકે એની ગિરફતારી કરવામાં આવી. પછી લોખાર્ટને છોડવામાં આવ્યો એટલે એનો પણ છૂટકારો થયો અને એ રશિયા પહોંચ્યો. ત્યાં ૧૯૩૦ સુધી એ પરદેશ ખાતાની કચેરીમાં ચીશેરીનના હાથ નીચે નિમાયો.

૧૯૧૮થી ૧૯૩૫ સુધી એને સોવિયેટ સરકારના મસલતો કરતા રાજકારણપટુ ભમતા ભૂતની જેમ આખા યુરોપ પર ફરતા રહેવું પડયું. એની મુસાફરીઓ અને મસલતોનો હેવાલ ઘણો વિશાળ છે. ૧૯૧૮માં એણે સ્ટોકોહોમની મુલાકાત લીધી. ૧૯૧૯માં રેવેલ પહોંચ્યો અને ૧૯૨૦માં કોપનહેગનમાં વાટાઘાટો શરૂ કરી. ૧૯૨૧માં ફરીવાર રેવેલ જઈને એણે મહાયુદ્ધ પછીની સમજૂતીઓ મક્કમ કરી. સોવિયેટ પ્રતિનિધિ મંડળ તરફથી ૧૯૨૨માં જીનોવા જઈને એણે અમેરિકન રિલીફ કમિશન સાથે સમજૂતી કરી. ૧૯૩૩માં વોશિંગ્ટનમાં જઈને એણે અમેરિકા અને રશિયા સાથેનો સંબંધ બાંધ્યો, અને ૧૯૩૪માં એણે સોવિયેટ રશિયાને રાષ્ટ્ર-સંઘમાં જોડયું.

એ જાડો છે અને અંગ્રેજી ઉચ્ચારો પર એ એના શરીરના વજન કરતાં પણ વધારે ભાર દે છે. એની મુખ્ય હોંશિયારી, વાતચીતની ચોખવટ અને તેમાં મક્કમ દઢતા છે, તથા વાતચીતની રીતમાં અજબ જેવી પટુતા છે. જ્યારે જ્યારે ગૂંચ ઊભી થતી હોય છે ત્યારે તેને છોડવામાં એની અક્કલ પાવરધી બની ગઈ છે.

૧૯૧૫માં જ્યારે લંડનમાં એ દેશવટો ભોગવતો હતો ત્યારે સર સીડની લોની ભત્રીજી ઈવી સાથે એણે લગ્ન કર્યું હતું. અત્યાર સુધી સોવિયેટ સરકારના એ પરદેશખાતાના પ્રધાને પોતાની સ્ત્રી ઈવી સાથે પરદેશી પરોણાઓને આવકાર્યા છે, પણ અંગ્રેજ સ્ત્રી પરણીને એને એક વાર પોતાના માથા પર તોફાન પણ સહી લેવું પડયું હતું. ઈવીએ એકવાર બર્લિનની શેરીઓને અને દુકાનોને ભૂલથી વખાણી દીધાં અને મોસ્કોનાં જુવાન બોલ્શેવિકોનો રોષ લિટવીનોવ પર ઊતરી પડયો. એ લોકોએ પોતાના ઘરમાં ભદ્ર કુટુંબની નાનકી ને નાજુક છોકરીને ઘાલવા માટે એને નિંદી નાખ્યો હતો.

એક વખતનો ઝારનો સૈનિક પછી ક્રાન્તિકારી ને કાવતરાંબાજ, ગુપ્તચર બહુરૂપી જેવો નિશાચર, એ મેક્સીમ મેક્સીમોવિચ લિટ-વીનોવ આજે યુરોપના રાજકારણી દેહ સાથળમાં કાંટા જેવો પેસી ગયો છે અને એની રાજકારણી ઉસ્તાદીથી અનિવાર્ય બની રહ્યો છે.

## કાલીનીન

માઈકલ ઇવાનોવિચ કાલીનીન ૧૮૭૫ની સાલમાં એક ખેડૂતને ત્યાં જન્મ્યો હતો. થોડુંક ભણ્યા પછી એને એક શ્રીમંતના તબેલામાં ઘોડાની માવજત કરવા સોળ વરસની ઉંમરે નોકરી પર ચડવાની ફરજ પડી. પછી એ સેન્ટ પીટર્સબર્ગ આવ્યો અને ત્યાંના એક કારખાનામાં મજૂર થયો. કાલીનીન સામ્યવાદી પક્ષમાં ૧૮૯૮માં જોડાયો. આજે એ અખિલ સોવિયેટ મધ્યસ્થ કારોબારી સમિતિનો પ્રમુખ છે અને તે રીતે રશિયાનો પ્રમુખ છે. આજે યે એ કાલીનીન ખેડૂતનો પોશાક પહેરે છે અને ખેડૂતોનો એના પર વિશ્વાસ છે.

## મોલોટોવ

રશિયામાં રંગો બદલાતા હતા. એક પછી એક રીકોવ, બુખારીન અને ટ્રોટ્સ્કી જેવાઓ ક્રાન્તિકાળના જંગી ખેલાડીઓ ધીમેધીમે સોવિયેટ ઈતિહાસની રંગભૂમિ પરથી વિલીન થતા હતા, અને આંખ મીચાઈને ઊઘડે ત્યાં તો એક અત્યંત આછા પડછાયા જેવો મોલોટોવ લોક કોમીસારની સમિતિનો પ્રમુખ એટલે સોવિયેટ સરકારનો વડોપ્રધાન બનતો હતો.

મોલોટોવના નામનો અર્થ ઘણ અથવા હથોડો થાય છે. એનું ખરું નામ સ્ક્રીઆબીન હતું. મોલોટોવ ૧૮૯૦માં કામદારને ત્યાં જન્મ્યો અને ૧૯૦૬માં પક્ષનો સભ્ય બન્યો. ૧૯૧૭માં એ પેટ્રોગ્રેડ સોવિયેટનો પ્રમુખ હતો. કદાચ સ્ટેલિનના મરણ પછી કાગાનોવિચ કે વોરોશીલોવને બદલે સરમુખત્યારી એના પર આવી પડે. એટલે તો લોકો એને ઝારેવીચ કહે છે. એ કદિ નિશાળે બેઠો જ નથી છતાં એનું વિશાળ કપાળ કોઈ મોટો અધ્યાપક હોય તેવું બુદ્ધિમાન છે. એની બુદ્ધિ અને લાગવગ પહેલા વર્ગની મનાય છે. ખાણાપીણામાં એ શાકાહારી છે. સ્ટેલિન ઘણીવાર એને કંટાળી જવાય તેવું કામ સોંપે છે. આજે એ સોવિયેટ સરકારનો પરદેશ ખાતાનો પ્રધાન છે.

## ગ્રીગોરી

ગ્રીગોરી કોન્સ્ટેન્ટીનોવિચ સ્ટેલિનનો નજદીકનો જયોર્જિયન છે અને મોટા ઉદ્યોગોનો કોમીસાર છે. એ ૧૮૦૬માં જન્મ્યો અને ટીફ્લીસની પ્રાથમિક શાળામાં ભણ્યો. ૧૯૦૩ માં એ પક્ષમાં જોડાયો. એ એક વખતે સાઈબીરિયાનાં કારાગારમાં હતો ત્યારે એક એસ્કીમો સ્ત્રી સાથે પ્રેમમાં પડયો અને પરણ્યો. એ અને વોરોશિલોવ બન્ને નજદીકના મિત્રો છે.

એ ઉપરાંત એન્ડેવેવ બુબનોવ અને રૂડઝૂટ્ક સોવિયેટ સરકારના ન અવગણી શકાય તેવા સ્તંભો છે. બીજાઓની જેમ એ લોકોએ પણ નહિ જેવું ભણુતર, અત્યંત ગરીબાઈ, ૧૯૧૭ સુધી બળવાખોર જીવન અને કારાગારવાસ અને પછી તનતોડ મહેનતથી સમાજવાદી રચનામાં વ્યક્તિત્વ અને અંગત જીવનને ઓગાળી દેતી કારકીર્દિ પસાર કરી છે.

એ રીતે કામદારોનું રાજ્ય છે અને તેની સરકારને કામદારો ચલાવે છે.

## કીરોવ

૧૯૩૪ ના ડિસેંબરના પહેલા દિવસે સ્ટેલિનનો પરમમિત્ર મીરોનોવિચ કીરોવ જે પોલીટબ્યુરોનો સભ્ય હતો તેનું ખૂન થયું.

સ્ટેલિને સમાચાર સાંભળ્યા અને એણે લેનિનગ્રેડ પહોંચવાની પહેલી ટ્રેન પકડી. આખા મોસ્કોમાં એક ભયનું મોજું વ્યાપી ગયું. આખા સોવિયેટ યુનિયનના તંતુઓ ભયંકર ધબકારાથી થડકી ઊઠ્યા. કીરોવના ખૂનીની તપાસ કરવા સૌ તળે ઉપર થઈ રહ્યા.

પણ કીરોવનો ખૂની જડયો ત્યારે જણાયું કે તે કોઈ ભદ્ર નહોતો પણ એક નીકોલીવ નામનો સામ્યવાદી હતો. નીકોલીવ પર કેસ ચાલ્યો. તપાસ થઈ. સ્ટેલિન જાતે એને સવાલ પૂછવા આવ્યો. નીકોલીવ સાથે બીજા તેર પકડાયા અને ચૌદે જણુને વીંધી નાખવામાં આવ્યા.

કીરોવ રશિયાના રાજપુરુષોમાં એક અસાધારણ વ્યક્તિ હતી. એ જન્મ પછી તરત જ અનાથ બન્યો હતો અને સ્ત્રીનું દૂધ પામ્યો ન હતો. ૧૮૮૬ માં જન્મ પામ્યા પછી એનો ઉછેર

અનાથાશ્રમમાં થયો. ૧૯૦૪ માં એ સામ્યવાદી પક્ષમાં જોડાયો અને ક્રાન્તિ પછી સ્ટેલિનનો અજોડ જોડીદાર બન્યો. કીરોવ માનવસમાજનો મહાન નેતા હતો અને એના મરણથી સોવિયેટ રશિયાએ એક સમર્થ પુરુષ ગુમાવ્યો.

કીરોવને સ્ટેલિને પોતાનું પદ લેવા કેળવ્યો હતો. આજે એ મરણ પામ્યો છે. અને સ્ટેલિનનું પદ કાગાનોવીચ, વોરોશીલોવ અને મોલોટોવમાંથી કોઈ પર આવી પડે એમ છે.

સ્ટેલિનના મરણ સાથે કોઈ એક વ્યકિતના હાથમાં નહિ પણ સામ્યવાદી પક્ષના હાથમાં સત્તા આવશે. પક્ષની શિસ્ત સખ્ત અને કઠોર છે. અને મહાન સવાલો પર હંમેશાં પક્ષ એકમત હોય છે. પોતાના મહારથીઓમાં પણ સમાનતા સાચવી રાખે એવી પક્ષની ઘટના છે સોવિયેટ, સ્ટેલિનના એકાએક મરણથી પણ કદિ નબળું પડે કે તૂટી જાય તેમ નથી. સોવિયેટ સરકાર એની લોખંડી શિસ્તમાં સલામત છે અને કોઈપણ પરિસ્થિતિમાં આગળ વધશે.



# આજ લેખકનાં પુસ્તકો

કૉમરેડ લેનિન (જીવનકથા)
ચિંતનની વેદી પર (બ્રુનોની જીવનકથા)
નરવીર (ગેરી બાલ્ડીની જીવનકથા)
દરિયે દવ લાગ્યો.
કુકળતું કોંગો.
એક હતો છોકરો.
રાતું રુસ ભા. ૧, ૨, ૩ (રશિયન ક્રાંતિનો ઇતિહાસ)
માનસ વિજ્ઞાનનો દૃષ્ટિકોણ
વૈજ્ઞાનિક જગત
એક હતું માનવી
માનવીનું ઘર
રશિયન નારી
ડોકીયું
શહીદી (વાર્તાઓ)
ભઠ્ઠી (નવલકથા)
સંસ્કૃતિનાં વહેણુ
હિંદની ભીતરમાં (તૈયાર થાય છે. અમારા કાર્યલય તરફથી)



અમને લાગ્યું છે ને તે એ કે સર્વમુખત્યારીના ઉન્માદ ને ધમધમાટવાળી કોઈ પણ શાસન વ્યવસ્થા માનવી નબળાઈ સેવતી હોય તો ભલે નભાવે પણ એ પોતાને ભાગે નભાવી શકાય એમ છે. માટે જ ગમે તેવું પણ વહેંચાયેલી ગજગ્રાહ સત્તાવાળું લોકશાસન અંતે સમાજવિરોધી નથી નીવડતું.



**જૉન ગંથર**

જેને એની એક જ કૃતિ 'યુરોપની ભીતરમાં' એ આંતરરાષ્ટ્રીય પત્રકારી ખ્યાતિની ટોચે મૂકી દીધો છે. રાજકારણ ને રાજપુરુષોનાં રેખાચિત્રો દોરવાની એણે અનોખી શૈલીનું અંગ્રેજીમાં સર્જન કર્યું છે. હમણાં જ એનો 'એશિયાની ભીતરમાં' નામનો દળદાર ને દિલચસ્પ ગ્રંથ બહાર પડયો છે.

---

અમને લાગ્યો છે ને તે એ કે સરમુખત્યારીના ઉન્માદ ને ધમધમાટવાળી કોઈ પણ શાસન વ્યવસ્થા માનવી નભાવી લેતો હોય તો ભલે નભાવે પણ એ પોતાને ભોગે નભાવી શકાય એમ છે. માટે જ ગમે તેવું પણ વહેંચાયેલી રાજકીય સત્તાવાળું લોકશાસન અંતે સમાજવિરોધી નથી નીવડતું.

# પ્રસ્થાન કાર્યાલયની વિવિધ

## 卐 પ્રવૃત્તિઓ 卐

| | |
|---|---|
| પ્રસ્થાન માસિક | રૂ. ૫ |
| કિશોર માસિક | રૂ. ૪ |
| સરસ્વતી ગ્રન્થમાળા | રૂ. ૨ |
| ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ | રૂ. ૬ |
| શ્રી રવીન્દ્ર ગ્રન્થાવલિ | રૂ. ૬ |
| બૃહદ્ ગ્રન્થાવલિ | છૂટક |

☆ પ્રસ્થાન એટલે પ્રગતિ ☆

**વધુ વિગત માટે સૂચિપત્ર આજે જ મંગાવો.**

કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ